# વિષયાનુક્રમણિકા

# શુદ્ધિ–પત્રક.

પૃષ્ટ

૧૬૯ એવી રીતે...થી શરૂ થતી પંક્તિમાં
" એવી રીતે ચારે મેરુ ૮૫૦૦૦ યોજન ઊંચા થયા. તે ઉપર મેરૂની ચૂલિકા છે. તેની ચારે બાજુ "

| પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૭૦ | આસો વદિ | કાર્તિક |
| " | ૭૨ વર્ષ ઉપર ૪ માસ વધે છે | ૭૨ વર્ષ ઉપર ૪ માસ ને ૨૪ દિવસ |
| " | દર વર્ષે પંદર ઘડી અધિક અધિક ગણતા | દર વર્ષે ૧૧ દિવસ ને ૧૫ ઘડી વધે |
| " | દિવસ રહ્યા તેને ૭૨ ગુણતા | દિવસ રહ્યા તેને ૭૫ વડે ગુણતા. |
| " | મુક્તિના દિવસ ગણવાથી ૭૨ વર્ષ પૂરા થાય. | મુક્તિના દિવસ સુધી ગણવાથી લગભગ ૭૨ વર્ષ પૂરા થાય. |

# નિવેદન

' સુજ્ઞ પાઠકપ્રિયો !' વિવિધ વિષય વિચારમાલાનાં છ ભાગો મેં ઘણી મહેનતે બહાર પાડેલ છે; અને તે ઘણા ગામોમાં બહોળા પ્રમાણમાં અપાઇ ચૂકેલ છે. શિલિકમાં ૧-૨-૩ ભાગ નથી. ચોથા ભાગની સો લગભગ બુકો છે. પાંચમાંની પચીશ ત્રીશ બુકો છે. છઠ્ઠાની સો લગભગ બુકો છે. છઠ્ઠા ભાગ સિવાય ખપી જીવોને ભેટ આપવામાં આવશે. પ્રેસવાળાના પૈસા આપવા બાકી રહેલા હોવાથી અને લડાઇના પ્રસંગથી પૈસા આપનાર નહિ હોવાથી ઉપરોક્ત બુકની વ્યાજબી કિમ્મત રાખી દેવા પૂરતી જ કિમ્મતે આપવામાં આવશે. જૈનોમાં પૈસા ઘણા છે અને આડે માર્ગે વેરનાર પણ ઘણા છે. પણ જ્ઞાનદાનની કિમ્મત સમજનારા નહિ હોવાથી અને અમોએ છએ ભાગો પ્રથમ ભેટ આપ્યા છતાં પણ આ સાતમા ભાગની કિમ્મત બુકના ખર્ચ પૂરતી જ રાખેલી છે. આઠમાની પણ કિમ્મત ખર્ચ પૂરતી જ બીનઉપાયે રાખવી પડશે. પ્રથમના છ ભાગો જૈન મંદિરરૂપ છે. અને સાતમો ભાગ તેના ઉપર શિખર-રૂપ છે અને આઠમો ભાગ તેના ઉપર સુવર્ણકળશ સમાન છે. અમો તેની તારીફ અહીં કરતા નથી. પણ ગ્રાહક વર્ગ એક વાર વાંચી લે પછી તે પોતે જ મુક્તકંઠે પ્રશંસા કરશે. અલં વિસ્તરેણ.

મણિવિજયજી

ॐ नमो वीतरागाय ।

પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ ૧૦૦૮ શ્રીમાન્ મુક્તિ:
વિજયજી ( મૂળચંદજી ) ગણિ ગુરૂભ્યો નમઃ

# વિવિધ વિષય વિચારમાલા.

## ભાગ સાતમો

## આચારાંગ સૂત્રમાંથી ઉપયોગી વિવરણ

### ભાવદિશાના સ્વરૂપનો અધિકાર

સાધુ ગૃહસ્થના દ્વાર ઉઘાડીને ઉત્સર્ગથી ન પેસે, અપવાદે પેસે, ગ્લાન આચાર્યાદિક યોગ્ય વસ્તુને માટે પેસે.

ઈતિ આચારાંગ સૂત્રવૃત્તિ બીજે શ્રુતસ્કંધે, પ્રથમ અધ્યયને પાંચમા ઉદ્દેશે.

પગ, મસ્તક, ડોક વિગેરે મનુષ્યના અંગોપાંગ છેદવાથી મનુષ્યને જેટલી વેદના થાય છે તેટલી વેદના પૃથ્વીકાયના જીવોને મર્દન કરવાથી થાય છે.

આચારાંગસૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના, પ્રથમ અધ્યયનના બીજા ઉદ્દેશાની ગાથાની ટીકા.

દેવતાને પણ જરાનો સદ્‌ભાવ હોય છે, ચ્યવનકાળે તેવા ચિહ્નો થવાથી.

આચારાંગ સૂત્રે, પ્રથમ શ્રુતસ્કંધ, ત્રીજા અધ્યયન પ્રથમ ઉદ્દેશાની ટીકા.

અભવી જીવને હું ભવી છું કે અભવી આવી ભાવના કદાપિ કાળે થાય જ નહિ.

આચારાંગ પ્રથમ શ્રુતસ્કંધ પંચમ લોકસાર અધ્યયને પાંચમા ઉદ્દેશે.

૧. એકવચન જાણે ઘટ, પટ, શૂર, નર, વૃક્ષ એ સંસ્કૃત. ઘડો, પડો, સૂરો, નરો, રૂખો એ પ્રાકૃત. એ પ્રકારે એકવચન જાણે.

૨. દ્વિવચન જાણે. ઘટૌ, પટૌ, શૂરૌ, નરૌ, વૃક્ષૌ એ સંસ્કૃત. ઘડા, પડા, સૂરા, નરા, રૂખા. એ પ્રાકૃત. દ્વિવચન જાણે.

૩. બહુવચન જાણે. ઘટા, પટા, શૂરા, નરા, વૃક્ષા એ સંસ્કૃત. પ્રાકૃતમાં દ્વિવચન સાથે બહુવચન મળતા છે. જુદા આવતા નથી.

૪. સ્ત્રીલિંગ શબ્દ.

૫. પુરુષલિંગ શબ્દ.

૬. નપુંસકલિંગ શબ્દ.

૭. અધ્યાત્મવચન તે અંતરંગનું વચન.

૮. ઉપનીત વચન તે પ્રશંસાકારી વચન.

૯. અપનીત વચન તે પરનિંદાનું વચન.

૧૦. ઉપનીત અપનીત તે પ્રથમ પ્રશંસા કરવી, પછી નિંદા કરવી તે.

૧૧. અપનીત ઉપનીત તે પ્રથમ નિંદા અને પછી પ્રશંસા કરવી તે.

૧૨. અતીત વચન તે ગયા કાળનું વચન. જેમ ગયા કાલે અનંતા તીર્થંકરો થયા.

૧૩. વર્ત્તમાન વચન તે વર્ત્તમાન કાલની વ્યાખ્યા.

૧૪. અનાગત વચન તે આવતા કાળનું વચન. આવતા કાળે અનંતા તીર્થંકરો થશે.

૧૫. પ્રત્યક્ષ વચન તે એણે મને આમ કહ્યું.

૧૬. પરોક્ષ વચન તે ભગવાન આમ કહી ગયા છે.

એ સોળ વચન જાણનાર ઉપદેશ આપવાને માટે લાયકાત વાળો છે; બીજો નહિ.

## આચારાંગાદિક જૈન શાસ્ત્રો

૧. ઉગ્ગકુલાણીવા—આરક્ષક એટલે કોટવાલ કુળ.

૨. ભોગકુલાણીવા—રાજાઓને પૂજનિક.

૩. રાઈન્નકુલાણીવા—મિત્રસ્થાને સ્થાપેલા.

૪. ક્ષત્રિયકુલાણીવા—શ્રાસવાળા

૫. ઇખ્ખાગકુલાણીવા—ઋષભદેવ વંશીયા

૬. હરિવંશકુલાણીવા—હરિવંશ ક્ષેત્રના યુગલીયાનો વંશ.

૭. એસીથ કુલાણીવા—રાજા, સેનાપતિ શેઠના, ગોવાલ-નંદ જેવા પણ સૂતકાદિક કર્મ કરવાવાળા નહિ.

૮. વેસીયકુલાણીવા—વૈશ્ય વાણિકકુલ.

૯. ગંડાકકુલાણીવા—ગંડાકના પિતા જે પ્રમોદઘોષક

૧૦. કોદાગ કુલાણીવા—વાર્દ્ધકિ—સુતાર

૧૧. ગામરક્ષક કુલાણીવા

૧૨. વોકસાલીય કુલાણીવા-તંતુવાય જે રેશમી પટ્ટકુલાદિક કરે તે પટવા, સાલવી પ્રમુખ.

એ ઉપરોક્ત બારકુળની ગોચરી સાધુને કહી છે, પરંતુ હાલમાં પૂર્વાચાર્યોએ નિષેધ કરેલ છે.

ઉત્કૃષ્ટકાળે સર્વ ઠેકાણે થઇને ૧૭૦ જિનો હોય છે અને હાલમાં પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે ૨૦ તીર્થંકરો વિચરે છે, કોઇ કાળે ૧૦ પણ હોય. પ્રવચનસારોદ્ધાર બ્રહદ્ વૃત્તિને વિષે પણ એમ જ કહેલ છે.

ભગવાનની દેશના સમવસરણમાં શ્રાવિકા તથા દેવીઓ ઉભી રહીને જ સાંભળે છે.

આચારાંગ સૂત્ર વૃત્તિ

૧. સંમૂર્ચ્છિમ મનુષ્ય ૨. કર્મભૂમિના મનુષ્ય ૩. અકર્મ-ભૂમિના મનુષ્ય ૪. અંતરદ્વીપના મનુષ્ય ૫. એઇંદ્રિય ૬. તેઇં-

દ્રિય ૭. ચૌરેંદ્રિય ૮. પંચેંદ્રિય ૯. પૃથ્વીકાય ૧૦. અપ્કાય ૧૧. તેઉકાય ૧૨. વાઉકાય ૧૩. વનસ્પતિકાય ૧૪. સ્કંધબીજ તે મૂલબીજ ૧૫. પર્વબીજ ૧૬. અગ્રબીજ ૧૭. દેવતા ૧૮. નારકી. એ અઢાર ભાવદિશા કહેલ છે. તેનું કારણ એ કે– જીવ જેટલી જગ્યાએ પરિભ્રમણ કરે છે, તેથી પોતે વિચારે કેઃ હું કઈ દિશાથી આવ્યો (કઇ ગતિથી આવ્યો) એવી રીતે આત્મા વિચારે અને વિચાર કરી સંસારથી વિમુખ થાય.

હું ભવી છું કે અભવી આવો વિચાર ભવીને જ આવે છે; બીજાને નહિ. સંબોધસીત્તરી તથા અભવ્ય કુલકાદિકને વિષે લક્ષણો દેખાડ્યા છે. હું ભવી છું કે અભવી એવી ચિંતા અભવીને ન થાય. સંયમ રહિત હોય અને સાધુનો વેષ રાખે તો તે પ્રમાણભૂત નથી

જીવોએ નૃપાદિક તીર્થંકર, ચક્રવર્ત્તી, વાસુદેવ, ભાવિતાત્મા અનગારપણું અનંતિવાર પ્રાપ્ત કરેલ છે.

ભગવતી આઠમા શતકના દશમે ઉદ્દેશે પણ એમ જ કહેલ છે. હીર પ્રશ્ને પણ એમજ કહેલ છે.

આચારાંગ સૂત્રે પ્રથમ અધ્યયને બીજે ઉદ્દેશે

બાદર એકેંદ્રિયમાં જયાં એક પર્યાપ્ત જીવ હોય છે ત્યાં અસંખ્ય અપર્યાપ્ત જીવો હોય છે અને સૂક્ષ્મમાં જયાં એક અપર્યાપ્ત જીવ હોય છે ત્યાં નિયમથી અસંખ્ય પર્યાપ્ત જીવ હોય છે.

## આચારાંગ બીજે સ્કંધે ચોથે અધ્યયને પ્રથમ ઉદ્દેશે

ઉત્તમ જીવોએ અસત્ય વચન કોઈ દિવસ બોલવું નહિ અને કદાચ સત્ય હોય તો પણ તે બોલવા લાયક હોતું નથી કારણ કે વધ બંધનાદિકવડે પરને પીડા ઉત્પન્ન કરવાવાળું વચન સત્ય હોય તો પણ અસત્ય જ કહેવાય છે.

## આચારાંગ સૂત્ર આઠમા અધ્યયનની વૃત્તિ

ઈંગિતમરણને સ્વીકારનાર જીવિત પર્યંત ત્રણ પ્રકારના તથા ચાર પ્રકારના આહારનો ત્યાગ કરનાર હોય છે. વળી ઈંગિત મરણમાં ચારે આહારના પ્રત્યાખ્યાન હોય છે. છેવટમાં છેવટ નવ પૂર્વના જ્ઞાનમાં કુશળ થયેલ માણસ જ ઈંગિતમરણનો અધિકારી થઈ શકે છે. પ્રવચનસારોદ્ધારમાં પણ ઉપર પ્રમાણે જ કહેલ છે.

## આચારાંગ સૂત્ર બૃહદ્ વૃત્તૌ

ભવ્ય જીવ સંસારને મોક્ષનો શત્રુ માને છે તથા પ્રાપ્ત થયેલા નવા લાભમાં આનંદ માને છે. તેવા પ્રકારની સ્પૃહા રાખે છે અને કોઈ કોઈ વાર એવા પ્રકારની ચિંતા કરે છે કે– હું ભવ્ય છું કે અભવ્ય, ભવ્ય હોઉં તો સારૂં અને અભવ્ય હોઉં તો મને ધિક્કાર થાઓ.

આચારાંગજીની શીલાંકાચાર્યકૃત ટીકામાં ચરણકરણ અનુયોગને નિશ્ચયમાં ગણેલ છે અને બીજા ત્રણ અનુયોગને વ્યવહારમાં ગણેલ છે.

જાતિસ્મરણજ્ઞાનવાળો સંખ્યાતા એટલે એક બેથી નવ ભવ સુધી જ દેખે-જાણે; વિશેષ નહિ. કર્મગ્રંથ વૃત્તૌ તથા સેનપ્રશ્નાદિકને વિષે પણ એમજ કહેલ છે.

પ્રમાદ તે જ કર્મબંધન, અને અપ્રમાદ તે જ કર્મરહિતપણું કહેલ છે. આચારાંગ સૂત્ર ત્રીજા અધ્યયને ઉત્તરાધ્યયન બૃહદ્ વૃત્તિમાં પણ એમજ કહેલ છે.

### આચારાંગ નિર્યુક્તૌ

બાવીશ પરિસહમાં સ્ત્રીપરિસહ અને સત્કારપરિસહ આ બે ભાવથી શીતલ છે, અને બાકીના વીશ ઉષ્ણ પરિસહો હોય છે

જાતિસ્મરણજ્ઞાનવાળો નિયમિત સંખ્યાતા ભવ જાણે છે.

## સુયગડાંગ સૂત્રનું ઉપયોગી વિવરણ

કોઇક દુર્બલ, નગ્ન, તપસ્વી, માસક્ષપણને પારણે પારણું કરતો હોય અને જો માયા, કપટ કરતો હોય તો અનંતા ભવો કરશે.

### સૂત્રકૃતાંગ વૃત્તૌ ચતુર્દશ અધ્યયને

નિગોદમાંથી નીકળીને સાત આઠ ભવે ભરત મોક્ષે ગયેલા છે એવી સંભાવના થાય છે. આચારાંગ વૃત્તૌ, લોકસાર અધ્યયને તૃતીયોદ્દેશકે કહ્યું છે કે ભાવયુક્ત-વા અહં શરીરને પામીને કોઇક મરૂદેવી સ્વામીનીના પેઠે તે જ ભવે મુક્તિ જાય છે કોઇક ભરતના પેઠે સાત આઠ ભવે મુક્તિ જાય છે.

કોઇક અર્ધપુદ્ગલપરાવર્તને મુક્તિ જાય છે. બીજા કોઈ મુક્તિ જતા નથી.

સમ્યકત્વથકી નહિ પડેલો જીવ ઉત્કૃષ્ટથી સાત આઠ ભવ સંસારમાં રહી પછી અવશ્ય મુક્તિ મેળવે છે. ધર્મસ્થિત મુનિને તપાવેલું ઉકાળેલુ પાણી લેવા સંબંધી લખાણ છે. સૂયગડાંગ સૂત્ર પાનું ૯૬મું વૈતાલિય અધ્યયન ઉદ્દેશો ૨ જો

શ્રી સૂત્રકૃતાંગ ચતુર્થ અધ્યયન તૃતીય ઉદ્દેશક વૃત્તૌ કહેલું છે. ભરતાદિકને વિષે એકાંત સુષમાદૌ ૪૦૦ અને અન્ય કાળને વિષે ૫૦૦ ચોજન દુર્ગંધ જાય છે. ઊંચે ઊડે છે. મનુષ્ય પંચેંદ્રિય તથા તિંર્યંચ બહુ હોવાથી ઔદારીક શરીરવાળાના અવયવ તથા તેનો મેલ બહુ જ થાય છે, બહુ જ હોવાથી દુર્ગંધ બહુ જ હોય છે. આવી રીતે મનુષ્ય ક્ષેત્રનું અશુભ સ્વરૂપ કહેલુ છે. પરંતુ દેવાદિકનું કહેલું નથી, તેથી જે ઇંદ્રિયનું પ્રમાણ કહેલ છે. તે ઔદારિક શરીરની ઇંદ્રિયની અપેક્ષાએ કહેલ છે, ( સંભાવના કહેલ છે ) અન્યથા લાખ યોજન પ્રમાણવાળા વિમાનને વિષે દૂર રહેલા દેવતા ઘંટાનો શબ્દ કેવી રીતે સાંભળે તેથી ઔદારિક શરીરવાળાના ઇંદ્રિય પ્રમાણથી વૈક્રિય શરીરવાળાનું પ્રમાણ-પૃથકત્વ જૂદું કહેલ છે.

## સુયગડાંગ સૂત્ર દીપિકાયામ્

ત્રસ જીવ પણ જ્યારે સ્થાવરપણાને પામે છે. ત્યારે જૂદો જ કહેવાય છે, તેથી કોઇ કારણે કદાચ તેની હિંસા થાય

તો તેથી કરીને શ્રાવકના વ્રતનું ભંગપણું થતું નથી વિગેરે વિશેષ પણે લખેલ છે.

## સુયગડાંગ સૂત્રે

સંસારને વિષે પ્રાપ્ત થયેલા પ્રાણીઓ સ્વજન વર્ગને મારા માની લઇ પરને માટે સાધારણ પાપકર્મ બાંધે છે. તે તેની કેવળ મોટી ભૂલ છે, કારણ કે કુટુંબ પરિવારને મારા માની બાંધેલા કર્મો જ્યારે ઉદય આવે છે ત્યારે સ્વજન વર્ગ કોઇ પણ તે કર્મમાં ભાગ લઇ શકતા નથી, કિંતુ પોતે કરેલા કર્મના વિપાકો પોતાને એકલાને જ ભોગવવા પડે છે માટે દરેક મનુષ્યોને કર્મ બાંધતી વખતે વિચાર કરવાનો છે.

તીર્થંકરના જીવોને તથા એકાવતારી જીવોને દેવલોકને વિષે મરતા પહેલા છ માસે ચ્યવનનાં ચિહ્નો થતા નથી, ( આર્ત્તધ્યાનાદિક હોતા નથી. ) પરંતુ શાતાવેદનીય કર્મનો ઉદય રહે છે,

## સુયગડાંગ પ્રથમ શ્રુતસ્કંધ નવમે અધ્યયને

સાધુ ગૃહસ્થના પાત્રને તથા ગૃહસ્થના વસ્ત્રને વાપરે નહિ, વાપરે તો સંયમ વિરાધનાનો દોષ લાગે.

## સુયગડાંગ પ્રથમ શ્રુતસ્કંધ અગ્યારમે મોક્ષમાર્ગ અધ્યયને

વાવ, તળાવ, કૂવા કરવાને માટે કોઇ સાધુને પૂછે તો

હા કહેવાથી ઘણા જીવોના ઘાતથી પાપ થાય, ના કહેવાથી અંતરાય બંધાય; માટે હા-ના નહિ કહેતાં મૌન ધારણ કરે. બહુ પૂછે તો કહે કે આ બાબતમાં સાધુને બોલવાનો કોઇપણ પ્રકારનો અધિકાર નથી.

### સુયગડાંગ સૂત્રે દ્વિતીય શ્રુતસ્કંધે પ્રથમ પુંડરીક અધ્યયને

અગીતાર્થને બે પહોર અને ગીતાર્થને એક પહોર નિદ્રા કરવાનો અધિકાર છે

## ઠાણાંગ સૂત્ર વૃત્તા

તીર્થંકર મહારાજ કેવલજ્ઞાન પામ્યા પછી ગોચરી જતા નથી.

દશાર્ણભદ્ર મોક્ષે ગયેલ છે. કોઇ કોઇ અનુત્તર વિમાને ગયેલ કહેલ છે તે સત્ય નથી. બીજે કેટલેક ઠેકાણે પણ મોક્ષે ગયાનું કહેલ છે.

મલ્લિનાથે અભ્યંતર પર્ષદાએ ૩૦૦ સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી છે. કોઈકમાં લખેલ છે કે છ મિત્રોએ સાથે દીક્ષા લીધી છે, કોઈકમાં લખેલ છે કે કેવળજ્ઞાન ઉપજ્યા પછી દીક્ષા લીધેલ છે.

અઢાર રૂા.ની કિમ્મતની નીચેની કિમ્મતનું વસ્ત્ર સાધુને રાખી શકાય; વધારે નહિ.

૧. અરિહંતનો ૨. અરિહંતે કથન કરેલ ધર્મનો ૩. આચાર્ય ઉપાધ્યાયનો ૪. શ્રી ચતુર્વિધ સંઘનો અને ૫. સમ્યગ્દૃષ્ટિ દેવોનો અવર્ણવાદ બોલવાથી જીવો દુર્લભબોધિ થાય છે.

હાલમાં ઉત્પન્ન થયેલો દેવ તુરત મનુષ્યલોકે ચાર કારણે આવે છે.

અરિહંતના જન્મ, દીક્ષા, જ્ઞાન, મોક્ષ—આ ચાર વખતે જગતમાં ઉદ્યોત થાય છે.

૧. સાતમી નરકનો વચલો અપ્રતિષ્ઠાન નરકાવાસો, ૨. જંબૂદ્વીપ, ૩. પાલક વિમાન, ૪. સર્વાર્થસિદ્ધ વિમાન, આ ચારે લાખ લાખ યોજનના કહેલા છે, પરંતુ એક યોજન, ઉત્સેધ આંગુલના પ્રમાણથી સોળસો ગાઉના એક યોજન પ્રમાણે જાણવું.

મહાવીર મહારાજાના તીર્થમાં સાત નિન્હવો થયેલા છે તેમ લખેલ છે,

પાંચ ઇંદ્રિયોનો જય અને ચાર કષાયનો ત્યાગ એ નવ પ્રકારે ભાવ લોચ કહેલ છે, અને દસમો દ્રવ્ય લોચ કેશ—લોચ કહેલ છે.

ભારંડ પક્ષીઓનો અધિકાર કલ્પસૂત્રવૃત્તિમાં પણ કહેલ છે અને ઠાણાંગ સૂત્રમાં પણ છે.

વંદન કરનારાઓને તીર્થંકરમહારાજા ધર્મલાભ આપે છે. ઠાણાંગસૂત્ર વૃત્તૌ

શરીરમાં રોગો ઉત્પન્ન થવાના કારણોનો અધિકાર ઠાણાંગ સૂત્રમાં છે.

અંતર્મુહૂર્ત્ત ચિત્તની એકાગ્રતા તે છદ્મસ્થનું ધ્યાન અને યોગનિરોધ તે કેવલીનું ધ્યાન કહેવાય.

ત્રણ પ્રકારના સત્યો કહેલા છે.

૧. અણુપુન્ય-અન્ન આપવાથી પુણ્ય થાય.

૨. પાણુપુન્ય-પાણી આપવાથી પુન્ય થાય.

૩. વસ્ત્રપુન્ય-વસ્ત્ર આપવાથી પુન્ય થાય.

૪. શયનપુન્ય-મુનિને સંથારો આપવાથી પુન્ય થાય.

૫. લેણુપુન્ય-મુનિને જગ્યા વસતિ ઉતારા આપવાથી પુન્ય થાય.

૬. મનપુન્ય-મન શુદ્ધ પ્રવર્તાવવાથી પુન્ય. થાય,

૭. વચનપુન્ય-ગુણી પુરુષોના ગુણગ્રામ કરવાથી પુન્ય થાય.

૮. કાયપુન્ય-કાયાએ કરી દેવગુરુની ભકિત કરવાથી પુન્ય થાય.

૯. નમસ્કારપુન્ય-દેવગુરૂસ્વામી ભાઇને નમસ્કાર કરવાથી પુન્ય થાય.

એ નવ પ્રકારે પુન્ય બંધાય છે. ઠાણુાંગસૂત્રે

નિર્યુક્તિ પ્રમુખ સૂત્રને મળે છે. ઇતિ ઠાણાંગ ટીકાયામ્

૧. માતાપિતાનો. ૨. શેઠનો ૩. ધર્માચાર્ય ગુરુનો. ઉપકાર અનિવાર્ય છે. ઠાણુાંગ સૂત્રે ત્રીજે ઠાણે

આવતી ઉત્સર્પિણીમાં ભરતક્ષેત્રે ૧. મિત્રવાહન ૨. સુભૂમ. ૩ સુપ્રભ ૪ સ્વય પ્રભ ૫. દત્ત ૬. સુધર્મ ૭. સુબંધુ એ નામના સાતકુલક રોથશે અને વ્યવહારાદિક ચલાવશે. ઠાણુાંગે સાતમે ઠાણે

ધર્મ અને પુન્યમાં તરતમતા છે. ધર્મ શ્રુત ચારિત્રા દિક કહેવાય છે, અને અન્ન પુન્યાદિક પુન્ય નવ પ્રકારે કહેલ છે.

૧. અન્નપુન્ય ૨. પાનપુન્ય ૩. વસ્તિપુન્ય ૪. આલય ૫. શયન ૬. આસન ૭. શુશ્રુષા ૮ વંદન અને ૯. તુષ્ટિ ઠાણુાંગે નવમે ઠાણે

## સમવાયાંગ સૂત્રે તથા પ્રવચનસારોદ્ધારે

સમવસરણમાં દેવતાએ કરેલ પુષ્પની વૃષ્ટિ સચિત્ત છે કે અચિત્ત તે સંબંધી વિચાર.

પ્રશ્ન–સમવસરણમાં દેવતાએ કરેલ પુષ્પની વૃષ્ટિ સચિત્ત છે કે અચિત્ત ?

ઉત્તર–પ્રાયઃ કરીને જલ–સ્થલરૂપ સચિત્ત સંભાવ્યતે.

શ્રી સમવાયંગ સૂત્રે ચોત્રીશ અતિશયને અધિકારે કહ્યું છે કે જલ–સ્થલ સંબંધી સચિત્ત પુષ્પો નીચે બીંટ રહેલા પાંચ પ્રકારના પુષ્પોની વૃષ્ટિ ઢીંચણ પ્રમાણ સુધી દેવ-

તાઓ કરે છે. પ્રવચનસારોદ્ધારે ૩૯ મે દ્વારે વિશેષે કરીને કહેલ છે કે દેવતાઓ સમવસરણને વિષે એક યોજન ભૂમિ પ્રમાણમાં ઉપરોક્ત પ્રમાણે પુષ્પોની વૃષ્ટિ કરે છે.

શંકા—જીવદયારસિક સાધુ—સાધ્વીઓને પુષ્પોના ઉપર કેવી રીતે ચાલી શકાય? કારણ કે સચિત્ત મર્દન જીવઘાતના હેતુભૂત છે.

કોઇકનો ઉત્તર—તે પુષ્પવૃષ્ટિ દેવતાએ કરેલ છે માટે સચિત્ત નથી કિંતુ અચિત્ત છે.

અપર—નહિ તે વાત સત્ય નથી. દેવતાએ વૃષ્ટિ કરેલ છે છતાં પણ તે સચિત્ત પુષ્પો જ છે.

અન્ય—જ્યાં જ્યાં ફૂલો હોય છે ત્યાં મુનિરાજો ચાલતા નથી.

અપર—નહિ નહિ સર્વ જગ્યાએ પુષ્પો છે, પરંતુ કારણ વિના મુનિઓ પોતાના સ્થાનથી ઉઠતા જ નથી.

ગીતાર્થ ફેંસલો—મંદર, મોગરો, મચકુંદ, માલતી, ગુલાબ વિગેરે પાંચ પ્રકારના સુગંધી પુષ્પોની વૃષ્ટિ દેવતાએ જાનુ પ્રમાણ કરેલી સચિત્ત જ છે, તે સમવસરણમાં વિદ્યમાન જીવોથી ગમનાગમનમાં ચંપાયા છતાં પણ તે જીવો કીલામણા નહિ પામતા ઊલટા તીર્થંકરમહારાજના અતિશયથી વધારે પ્રફુલ્લિત ભાવને પામી મહાઆનંદ પામે છે, માટે જલ—સ્થલ સંબંધી તે પુષ્પની વૃષ્ટિ સચિત્ત જ છે.

## સમવાયાંગ સૂત્ર વૃત્તૌ નવમ સ્થાને

લવણસમુદ્ર સંબંધી મત્સ્યો નવ યોજન પ્રમાણવાળા જગતી રંધ્રેણ જંબૂદ્વીપે પ્રવેશ કરે છે.

વાસુપૂજ્ય મહારાજના જન્મ વખતે જન્માભિષેકના સમયે બત્રીશ ઈંદ્રો મેરુ ઉપર આવેલા હતા, તેનુ કારણ એ હતું કે અલ્પ ઋદ્ધિવાળા હોવાથી બત્રીશ વ્યંતરેંદ્રોને અંદર ગણ્યા નથી.

એવી રીતે શાન્તિનાથ ચરિત્રે પણ કહેલું છે કે પ્રભુના નિર્વાણ સમયે બત્રીશ ઈંદ્રોને ગણ્યા છે પ્રશ્નચિંતામણિ ગ્રંથમાંપણ એમ જ કહેલ છે. સમવાયાંગ સૂત્રે

ક્ષેત્રશુદ્ધિ કરવા માટે સારા સ્પર્શવાળો શીતળ વાયુ એક જોજન પ્રમાણ સમવસરણની ભૂમિને શુદ્ધ કરે છે. શીતલ પવન વાય છે. સમવાયાંગે

મેરુપર્વતના ૧૬ નામો કહેલા છે. સમવાયાંગે

પ્રભુ જે માર્ગે ચાલે તે માર્ગે શીતલ સંવર્તક નામનો પવન વાય અને તે માર્ગમાં કાંટા વિગેરેને દૂર કરી સુખ-સ્પર્શવાળો વાય, અને સુગંધી પાણીનો છંટકાવ કરે.

વાંદણાના પચીશ આવશ્યક કહ્યા છે.

સર્વ સૂત્રની હુંડી સમવાયાંગ સૂત્રમાં છે.

## ભગવતી યોગશાસ્ત્રમાં સાત રાજનું પ્રમાણ

એકેક નરક પ્રમાણ, એક રાજ એમ સાતે નરક સાત

રાજ પ્રમાણ છે.લોક મધ્યથી સૌધર્મ દેવલોક દોઢ રાજ ઊંચો થાય છે. લોકના મધ્યથી માહેંદ્ર ચોથા દેવલોકે અઢી રાજ થાય છે. લોકના મધ્યથી આઠમા સહસ્રાર દેવલોકે ચાર રાજ થાય છે. લોકના મધ્યથી બારમા અચ્યુત દેવલોકે પાંચ રાજ થાય છે. લોકના મધ્યથી લોકાંતે સાત રાજ થાય છે.

## આવશ્યકનિર્યુક્તિ ચૂર્ણિ સંગ્રહણીમાં સાત રાજ પ્રમાણ

પ્રથમના બે દેવલોક સુધી આઠમું રાજ, ત્રીજા ચોથા દેવલોક સુધી નવમું રાજ, પાંચમા છઠ્ઠા દેવલોક સુધી દસમું રાજ, સાતમા આઠમા દેવલોક સુધી અગ્યારમું રાજ, નવ, દસ, અગ્યાર, બારમાં દેવલોક સુધી બારમું રાજ નવગ્રૈવેયક સુધી તેરમું રાજ પાંચ અનુત્તર વિમાન અને સિદ્ધ લોકાંત સુધી ચૌદમું રાજ. એ પ્રમાણે આગમમાં કહેલ છે.

## ભગવતી બારમા શતકે

મહાવિદેહ ક્ષેત્રે દિનરાત્રી માન સરખું હોય છે. તથા છ. ઋતુઓ સદા ય હોય છે.

ભૂતકાળથી ભવિષ્યકાળ અનંતગણો વધારે કહેલ છે.

## ભગવતી અઢારમે શતકે

કેવલીને ધ્યાન આવશ્યકાદિક હોય નહિ.

## ભગવતી અઢારમે શતકે આઠમે ઉદ્દેશે

અધોઅવધિક કોઇ પરમાણુ જાણે પણ દેખે નહિ. પરમાવધિવાળો દેખે છે.

## ભગવતી બાવીશમે શતકે

નાલિયેરનું આયુષ્ય બેથી નવ વર્ષનું કહેલ છે.

દેવતાની ઉત્પત્તિ વૃક્ષના મૂળમાં ન થાય પણ બીજે પત્રે, પ્રવાલે, પુષ્પે, ફળે, પ્રશસ્ત વર્ણ રસ ગંધ યુક્ત વૃક્ષને વિષે થાય છે.

## ઈતિ ભગવતી બાવીશમે શતકે પ્રથમ ઉદ્દેશે

સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા યુગલીયા તથા તિર્યંચો દેવલોકને વિષે ઉત્પન્ન થાય છે. પરન્તુ અસંખ્યાતા નહિ. ભગવતી સૂત્રે.

નરકથી નીકળેલ જીવ સંજ્ઞી થાય, પરંતુ અસંજ્ઞી નહિ.

## ઈતિ ભગવતી ચોવીશમે શતકે બીજે ઉદ્દેશે

નરકથી નીકળી સંખ્યાતા તથા અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળો યુગલિક ન થાય.

ઈતિ ભગવતી સૂત્રે ૨૪ મે શતકે; બીજે ઉદ્દેશે.

ગ્રૈવેયકોને વિષે જઘન્ય મધ્યમતાથી અભવ્ય જીવ ૧-૨ ઉત્પન્ન થતા ચ્યવતા હોય અને ઉત્કૃષ્ટતાથી સંખ્યાતા રહેલા હોય છે.સંખ્યાતા યોજનવાળા વિમાનને વિષેસંખ્યાતા લભ્યતે અસંખ્યાતા યોજનવાળા વિમાનને વિષે અસંખ્યાતા લભ્યતે.

ઇતિ ભગવતી સૂત્રે ૧૩ મે શતકે, બીજે ઉદ્દેશે નવ-ગ્રૈવેયક, અભવ્ય જીવવિચાર.

અસુરકુમાર દેવો વૈમાનિક દેવોના રત્નોને ચોરીને એકાન્તે જાય છે. ત્યારે વૈમાનિક દેવો તેને પ્રહાર કરે છે. તેની વેદના તે દેવો જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ છ માસ ભોગવે છે. ભગવતી ત્રીજે શતકે બીજે ઉદ્દેશે.

યોગશાસ્ત્ર વૃત્તિમાં એમ કહ્યું છે કે પ્રાયઃ કરીને દેવોને સદ્વેદનાજ હોય છે, અસદ્ વેદના તો અંતર્મુહૂર્ત જ હોય છે.

સિદ્ધના જીવોને વ્યવહારચારિત્ર ન હોય. ભગવતી સૂત્રે

તિર્યક્જાંભક દેવો વ્યંતર વિશેષાઃ વૈતાઢયને વિષે, કંચનગિરિને વિષે, ચિત્રવિચિત્ર પર્વતને વિષે, યમક પર્વતને વિષે વસે છે. ભગવતી ૧૪ મે શતકે–૮ મે ઉદ્દેશે

સૂર્યના તાપથી જે ક્ષેત્ર અતિક્રાંત થયેલ હોય એટલે સૂર્યના ઉદય થયા વિના લીધેલ આહાર અને સૂર્ય ઉદય થયા પછી ખાવામાં આવે તે ક્ષેત્રાતિક્રાંતમ્ તથા બત્રીશ પ્રમાણ-વાળા કોળિયાનો આહાર કરતા અધિક આહાર કરવામાં આવે તે પ્રમાણાતિક્રાંતમ્ ભગવતી ૭ મે શતકે પ્રથમ ઉદ્દેશે.

તિર્યક્જાંભક દેવો તિર્યક્ લોકને વિષે વસનારા વ્યંતર જાતિના ધનદના કિંકર હોય છે અને એક પલ્યોપમના આયુ-ષ્યવાળા હોય છે. ઇતિ ભગવતી ૧૪ મે શતકે ૮ મે ઉદ્દેશે.

દેવદેવીયો મૂળ શરીરે ઉત્તરશરીરે ભોગ ભોગવે છે.
ઇતિ ભગવતી પન્નવણા તથા જીવાભિગમ સૂત્રે

વરૂણ નાગ નટવાયે પ્રાણાતિપાત પ્રમુખનો ત્યાગ કરેલ છે તે અધિકાર. ભગવતી પાને ૫૬૦ મે છે.

તુંગીયાનગરીના શ્રાવકોનો અધિકાર શ્રવણ પ્રમુખનો છે. ઇતિ ભગવતી ૧૯૧ મે પાને

લોકના ચરમાંત ૨૧૦ બોલોનો અધિકાર. ભગવતી શતક ૧૬ મે ૮ મે ઉદ્દેશે છે.

સ્વર્ગલોકમાં દેવો તથા દેવીઓ સુંદર અક્ષરવાળી અર્ધ-માગધી ભાષામાં વાતચિત વ્યવહાર કરે છે. એવી રીતે મહા-વીરસ્વામીએ ગૌતમસ્વામીને કહેલું છે.

ઇતિ ભગવતી ૫ મે, શતકે ૫ મે ઉદ્દેશે.

તેર પ્રકારના અંતર કહેલા છે. તે કારણે મુનિ શંકા કરે તો કંખા, મોહનીય, કર્મ બાંધે, કંખા શબ્દે મિથ્યાત્વ-મોહની કહેલી છે. ભગવતી છાપેલી ટીકામાં તથા બાલાવ-બોધે પાને ૭૦ મે

મિથ્યાત્વે ૧. સાસ્વાદને ૨. મિશ્રે ૩. અવિરતે. ૪ એ ચાર ગુણસ્થાનને વિષે જાતિસ્મરણાદિકથી વિગ્રહગતિ કરે છે. બીજાને વિષે નહિ ભગવતી સૂત્રે.

નરક તથા દેવગતિમાંથી આવેલા ચક્રવર્તી થાય, મનુષ્ય તથા તિર્યંચમાંથી થાય નહિ. ઇતિ ભગવતી ૧૨ મે શતકે ૯ મે ઉદ્દેશે તથા બૃહત્સંગ્રહણી ટીકાયામ્

મહાવીરસ્વામી મનુષ્યમાંથી ચક્રવર્તી થયેલ છે. તે

મહાવિદેહે આશ્ચર્યમાં ગણેલ છે. ભગવતી સૂત્રે

આઠ વર્ષની પહેલા દીક્ષા ન થાય ભગવતી ૫ મા શતકે ૪ થા ઉદ્દેશાની ટીકાયામ્. અતિમુક્તકે ૭ વર્ષે દીક્ષા લીધી છે

ગોશાલો ૧૨ મે દેવલોકે ગયેલ છે. ભગવતી સૂત્રે

જમાલી કિલ્વિષિ દેવ થયેલ છે. ભગવતી સૂત્રે—

સૌધર્મેંદ્રને તથા ચમરેંદ્રને કોણિકની સાથે પૂર્વભવમાં કાર્તિક શ્રેષ્ઠિ અને ચમરેંદ્ર તાપસના ભવમાં મિત્રાચારી હોવાથી અઠ્ઠમની તપસ્યાથી જ ઇંદ્રો સહાય કરવા આવ્યા. ભગવતી ૭ શતકે. ૯ મે ઉદ્દેશે

પિંડાદિ દસ નિમંત્રણા દાંડાસંબંધી લખાણ છે. ભગવતી સૂત્ર પાનું ૩૭૪

દેવતાને નિદ્રા આવે. ભગવતી ૫ મે શતકે. ૪ થે ઉદ્દેશે.

મેઘ નરક સુધીતથા બારમા દેવલોક સુધી વરસે. ઇતિ ભગવતી ૬ ઠ્ઠે શતકે ૭ મે ઉદ્દેશે.

તિર્યંક્‌જૃંભકદેવો વ્યંતર જાતિના અને કુબેર ભંડારીના અનુચર હોય છે. તથા એક પલ્યોપમની સ્થિતિવાળા હોય છે. ભગવતી ચૌદમા શતકે.

જેણે વેદનીય કર્મ ખપાવ્યા હોય તેવી સાધ્વીને તથા પરિહારવિશુદ્ધિક તપ કરનારને તથા અપ્રમાદીને અને ચૌદ પૂર્વધરને તથા આહારક શરીરને ધારણ કરનારને વ્યંતરા-

દિક કોઈ પણ હરણ કરી શકતું નથી. ઇતિ

**ભગવતી સૂત્રે, ત્રીશમા શતકે, પચ્ચીશમા ઉદ્દેશે**

વીર ભગવાનના નિર્વાણથી પૂર્વનું જ્ઞાન એક હજાર વર્ષ પર્યંત રહ્યું. ભગવતી સૂત્રે

**ભગવતી ૧૫ મે શતકે**

તેજોલેશ્યાનું સામર્થ્ય અનેક યોજન પ્રમાણ ક્ષેત્રને બાળવાનું હોય છે એવી રીતે ભગવતી વૃત્તિમાં વીર ભગવાને ગૌતમસ્વામીની પાસે કહેલું છે. પ્રવચનસારોદ્ધાર વૃત્તિને વિષે પણ કહેલું છે. કોઇક જગ્યાએ ૧૬ દેશ બાળવાનું સામર્થ્ય પણ કહેલું છે.

કોઇ પારધી હરણને બાણવડે મારે તો તેમાં મારવાની ક્રિયા ધનુષ્યને, દોરીને, ફલફને, બાણને એ ચારેને લાગે છે.

એક પરમાણુ પુદ્ગલ કુડ-જુમ્મા યાવત કલયુગા

**ભગવતી શતક ૨૫ મે ઉદ્દેશે ૪ થે**

પુદ્ગલના ભાંગાનો અધિકાર છે.

**ભગવતી શતક ૨૮ મે ઉદ્દેશે ૧૦ મે**

ભગવાનને વંદન કરવા આવેલા દેવતાના વાહનો સમવસરણને વિષે ત્રીજે પ્રાકારે ભૂમિથી અલગપણે-રહે છે.

**समवसरणे देवयानानि भूमावलग्नानि स्युरिति–**

**ઇતિ ભગવતી ત્રીજે શતકે પ્રથમ ઉદ્દેશે તામલી અધિકારે**

પૌષધમાં શ્રાવકને દીવો રખાય નહિ. કદાચ ઉજેહી

લાગે તો વસ્ત્ર ઓઢે. ન ઓઢે તો અગ્નિકાયના જીવો હણાવા-
થી આપણો સ્પર્શ થવાથી દોષ લાગે. મહાનિશીથના ચોથા
અધ્યયનમાં સુમતિ નાગિલના અધિકારમાં કહેલ છે કે એક
સાધુએ વસ્ત્ર નહિ ઓઢવાથી વીજળીના ચમકારા વખતે
અગ્નિકાયના જીવોની વિરાધના થયેલ છે.

સાધુઓ તથા શ્રાવકો પાક્ષિક અતિચારમાં ઉજેહી
આળોવે છે. શ્રાદ્ધજિતકલ્પમાં ઉજેહીનું પ્રાયશ્ચિત્ત કહેલું છે.

## ભગવતી પ્રથમ શતકે

જૈન શાસનની ઉડ્ડાહનાનું રક્ષણ અપ્રમત્ત સંયમી પણ
કરે, ને તે કારણ માયાનું પણ સેવન કરે.

જમાલી, સુર, તિર્યંચ મનુષ્યને વિષે પાંચ વાર જઈ
બોધીબીજ પામી મોક્ષે જશે. પંદર ભવે સિદ્ધ છે. પ્રાકૃત
વીર ચરિત્રમાં પણ એમજ કહેલ છે. ભગવતી સૂત્રે

ચેડા મહારાજાનો વરૂણ સેનાપતિ રાજાની આજ્ઞાથી
યુદ્ધમાં ઉતરી, શત્રુને મારી, શત્રુના પ્રહાર ખાઈ, અણસણ
કરી, અરૂણ વિમાને ચાર પલ્યોપમના આયુષ્યપણે ઉત્પન્ન
થયો. મહાવિદેહે મોક્ષે જશે. ભગવતી સૂત્રે

## ભગવતી પ્રથમ શતકે, છઠે ઉદ્દેશે

દિવસે પણ પ્રથમની ચાર ઘડી અને સાંજની છેલ્લી
ચાર ઘડી બહાર ન જવું. પાત્રાદિક ખુલ્લા ન મૂકવા કારણ
કે બહાર અપ્કાય પડે છે.

### ભગવતી બીજે શતકે, પાંચમે ઉદ્દેશે

સાધુઓને શ્રાવકો દાન આપે તેનો અધિકાર તથા ચૌદશે પૌષધ કરે તેનો અધિકાર છે.

### ભગવતી ત્રીજે શતકે ત્રીજે ઉદ્દેશે

કેવળી અવસ્થાને વિષે પણ જીવ વિરાધના થાય છે, પણ કર્મ બંધન નથી કારણ કે તેરમે ગુણસ્થાને કષાયાદિકનો અભાવ છે; માટે પ્રથમ સમયે જાણે, બીજે સમએ વેદે, ત્રીજે સમયે નિર્જરા કરે.

### ભગવતી પાંચમે શતકે છઠ્ઠે ઉદ્દેશે

ગૌતમસ્વામી પ્રશ્ન–હે ભગવન્ ! કોઇ મનુષ્ય ધનુષ્યમાંથી બાણ છોડે અને તેનાવડે જીવ હણાય તો તે પુરૂષ ને કેટલી ક્રિયાઓ લાગે ? ભગવાન ઉત્તર આપે છે–હે ગૌતમ !૦ જે પુરૂષ ધનુષ્યવડે બાણને છોડે છે તેને પાંચ ક્રિયાઓ લાગે છે. ૧. કાયિકી, ૨. અધિકરણકી, ૩. પ્રદ્વેષિકી, ૪. પરિતાપિકી, ૫ પ્રાણાતિપાતિકી ક્રિયાઓ લાગે અને જે જીવના દેહથી તે ધનુષ્ય વિગેરે નીપજ્યા હોય છે, તે જીવોને પણ પાંચ ક્રિયાથી સ્પર્શ થયેલા કહેવાય છે.

અહીંયા કોઇ શંકા કરે કે જેણે બાણ મૂકયું તેને તો તે ક્રિયાઓ લાગુ પડે, પણ બીજા જીવોને શી રીતે લાગુ પડે ? કેમકે તે તો માત્ર કાયરૂપ છે અને તેનું અચેતનપણું છે. વળી જો એમ કહેશો કે માત્ર શરીરથી પણ ક્રિયા લાગે તો સિદ્ધ

થયેલા જીવોને પણ પ્રથમ મૂકેલા દેહને લીધે બળાત્કારે બંધ થવો જોઇએ; કારણ કે સિદ્ધ થયેલા જીવોને દેહ પણ કોઇ ઠેકાણે જીવ ઘાતનો હેતુ હોય. વળી જેમ ધનુષ્ય વિગેરે પાપના કારણ છે, તેમ તે જીવના દેહથી થયેલા પાત્ર, દંડ વિગેરે જીવરક્ષાના હેતુ પણ છે, તો તે પુણ્યના કારણ હોવાથી તે જીવને લાગવું જોઇએ, એવી રીને બરાબર ન્યાય થવો જોઇએ. તેને જવાબમાં જણાવે છે કે—અહી તો અવિરતિપણાના ભાવથી બંધ થાય છે. અને સિદ્ધ થયેલા જીવોને તો સર્વ સંવર હોવાથી વિરતિ છે, તેથી તેમને બંધ થવાનો સંભવ જ નથી, તથા જે ના દેહથી પાત્રાદિક થયેલા છે તે જીવો ને તે સંબંધી વિવેકાદિકનો અભાવ છે, માટે તેને પુન્યનો બંધ થતો નથી અથવા ભગવંતના વચનો હોવાથી સર્વ સત્ય જ છે એમ જાણવું, તેથી અન્ય ભવાંતરે પણ શસ્ત્રાદિરૂપ થયેલા દેહનું પણ અધિકરણપણું છે, એમ જાણીને અવશ્ય જેનો ત્યાગ થઇ શકે તેના તેના પ્રત્યાખ્યાન કરવા,

### ભગવતી સાતમે શતકે નવમે ઉદ્દેશે

ચેડા મહારાજા અને કોણિકના મહાયુદ્ધમાં રથ મુશલ મહાશિલા કંટકથી એક દિવસે ૯૬ લાખ અને બીજે દિવસે ૮૪ લાખ માણુસો મરાણા હતા, તેમાં વરૂણ સારથી સૌધર્મ દેવલોકે ગયો છે, તેનો મિત્ર મનુષ્ય ગતિમાં ગયો છે. નવ લાખ માછલીના ગર્ભમાં ઉત્પન્ન થયા. બાકીના તિર્યંચ અને

નરકગતિમાં ગયા.

**લોકાંતિક દેવોની સંખ્યા ભગવતીસૂત્રે**

પ્રથમ યુગલને વિષે, સારસ્વત આદિત્ય દેવોના પરિવારને વિષે ૭૦૦ દેવોનો પરિવાર હોય છે, બીજા યુગલને વિષે વહ્નિ વરૂણ દેવોના પરિવારને વિષે ૧૪૦૦ દેવોનો પરિવાર હોય છે. ત્રીજા યુગલને વિષે ગર્દતોય અને તુષિત દેવોના પરિવારને વિષે ૭૦૦૦ દેવોનો પરિવાર હોય છે. શેષ ત્રિકને વિષે પ્રત્યેકે ૯૦૦–૯૦૦ નવસો નવસો દેવોનો પરિવાર હોય છે. તેનાં પરિવારમાં રહેલા દેવો પણ લોકાંતિક દેવો કહેવાય છે.

જિનેશ્વર મહારાજાની દાઢાઓની આશાતના ટાળવાનું કહ્યું છે. ભગવતીસૂત્રે.

અહીં પરિચારણ શુદ્ધિ કહેતાં નાટય પૂજામાંહે સ્ત્રી શબ્દ શ્રવણાદિક પરિચારણ કરે, પણ મૈથુન સંજ્ઞાએ સુધર્મા સભામાં શબ્દાદિક સેવે નહિ, ભુવનપતિ વ્યંતર જ્યોતિષી અને વૈમાનિક સુધી. **ભગવતી દશમે શતકે છઠ્ઠે ઉદ્દેશે**

અસુરકુમારના દેવો સૌધર્મ દેવલોક સુધી જાય ત્યારે અરિહંત, ચૈત્ય (પ્રતિમા) અને અણગાર એ ત્રણેનું શરણું કરીને જાય છે **ભગવતી સૂત્રે**

ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અવધિજ્ઞાન સહિત જન્મ લેતા નથી. (તીર્થંકર થતા નથી)

**ઇતિ ભગવતી ૧૩ મે શતકે બીજે ઉદ્દેશે.**

ચક્રવર્તી થઇ ફરીથી ચક્રવર્તી થાય તો જઘન્યથી સાગરોપમ, ઉત્કૃષ્ટથી અર્ધપુદ્ગલપરાવર્તન કાળ. ભગવતી સૂત્રે.

વિભંગજ્ઞાનવાળાને અવધિદર્શન હોય નહિ તેમ કર્મ-ગ્રંથમાં કહેલ છે; પરંતુ ભગવતી સૂત્રમાં તથા પન્નવણા સૂત્રમાં અવધિ દર્શન કહેલું છે. વિશેષ જ્ઞાની જાણે; ભગવતીસૂત્રે

અગ્નિ સળગાવનારને મહાઆરંભી કહેલ છે પણ અગ્નિ ઓલવનારને નહિ. ભગવતી સૂત્રે.

સમકિત સહિત છઠ્ઠી નરકે જાય, સાતમી નરકે સમકિત વમીને જાય. ભગવતીસૂત્રે

શ્રોતેંદ્રિય અને ચક્ષુઇંદ્રિય કામી છે, સ્પર્શ, રસ, તથા ઘ્રાણેંદ્રિય ભોગી છે. ભગવતી સૂત્રે.

મૂલગુણ પચ્ચખાણી કરતા ઉત્તરગુણ પચ્ચખાણી અસંખ્યાતા છે. તિર્યંચો પણ શ્રાવકના વ્રત લે છે, તેથી અસંખ્યાતગણા કહ્યા છે. ટીકામાં વિશેષ કહેલું છે. મધ, માખણ, માંસ, મદિરાના નિયમો કરે તો પણ ઉત્તરગુણ પચ્ચખાણી કહેવાય. ભગવતીસૂત્રે

ભુવનપતિ પ્રમુખ નીચેના દેવતા ઉપર દેવલોકમાં જાય પણ અરિહંત, અરિહંતના ચૈત્યનું (પ્રતિમાજીનું) અને સાધુનું શરણ કરીને જાય તે, સિવાય જઇ શકે નહિ. વીરનું શરણું લઇ ચમરેંદ્ર ગયેલ છે. ભગવતી સૂત્રે.

જેમ સચિત્ત અગ્નિ પ્રકાશ કરે છે તેમ અચિત્ત પુદ્-

ગલ પણ પ્રકાશ કરે છે જ્યારે મુનિ તેજોલેશ્યા મૂકે છે ત્યારે અચિત્ત પુદ્‌ગલ પણ પ્રકાશિત થાય છે તેથી નિશ્ચય થાય છે કે અગ્નિની પ્રભા સચિત્ત હોય છે. ભગવતી સૂત્રે.

અભવી સાડાનવ પૂર્વ સુધી ભણે છે. ભગવતી સૂત્રે

તુંગીયા નગરીના શ્રાવકોનો અધિકાર ભગવતીજીમાં છે.

વરૂણ નટવાએ સંથારો કર્યો ત્યારે પ્રાણાતિપાત વિંગેરેનો સર્વથા ત્યાગ કરેલ છે, માટે શ્રાવક સંથારો કરે ત્યારે સર્વથા પ્રકારે પાંચે વ્રતો આદરી શકે. ભગવતી સૂત્રે.

શરીરને વોસરાવ્યા વિના જે મરે છે અને તેના શરીરવડે જે જે દુષ્ટ ક્રિયા થાય છે તેમાં કર્મ તે ધણીના શરીરને લાગે છે માટે તમામ વોસરાવીને મરવું. ભગવતી સૂત્રે.

ત્રણ પ્રકારના પુદ્‌ગલો કહેલા છેઃ ૧. પ્રયોગસા ૨. મિશ્રસા અને ૩. વિસ્રસા. ૧. જીવે જે ગ્રહણ કરેલા છે, તેમાં જીવ છે ત્યાં સુધી પ્રયોગસા કહીએ. ૨. શરીરમાંથી જીવ નીકળી ગયા પછી જે પુદ્‌ગલ રહ્યા તે મિશ્રસા કહીએ. ૩. સ્વાભાવિક પુદ્‌ગલના સ્કંધ થાય છે જેમકે આકાશમાં લીલા પીળા રંગ દેખાય છે તે તથા અંધારાના પુદ્‌ગલ તથા વાદળાના પુદ્‌ગલ એ જીવે ગ્રહણ કર્યા વિના થાય છે તે વિસ્રસા કહીએ. ભગવતી સૂત્રે.

ઓછામાં ઓછો દિવસ બાર મુહૂર્ત્ત એટલે ચોવીશ ઘડી અને રાત્રી પણ ઓછામાં ઓછી દિવસ પ્રમાણે જ સમ-

જવી. વધારેમાં વધારે દિવસ અઢાર મુહૂર્ત્તનો એટલે છત્રીશ ઘડીનો તથા રાત્રિ પણ વધારેમાં વધારે દિવસ પ્રમાણે જ સમજવી. ભગવતી સૂત્રે.

શ્રાવકને પૌષધ લઇને ધર્મકથા કર્યાનો અધિકાર છે. ઋષિભદ્રનો પુત્ર છે, ત્યાં શ્રાવકો આસન લઇને બેઠા છે અને ઋષિભદ્ર ધર્મની પ્રરૂપણા કરે છે. તેમાંથી કોઇ શ્રાવકને શંકા થઇ તેથી ભગવંતને પૂછ્યું કે ઋષિભદ્ર આ પ્રમાણે પ્રરૂપણા કરે છે. તેથી ભગવાને કહ્યું કે ઋષિભદ્રની પ્રરૂપણા સાચી છે. ભગવતી સૂત્રે તથા ઉપદેશમાલાયામ્.

શ્રાવકને પંદર કર્માદાનનો સર્વથા પ્રકારે નિષેધ કહેલો છે, તે ઉત્સર્ગિક જાણવો. કહ્યું છે કે જે પુન્ય ધર્મને બાધા કરનાર હોય, અને યશ આપે તેવું ન હોય તેવું પુણ્ય ઘણા લાભવાળું હોય તો પણ પુણ્યાર્થી જીવોએ ગ્રહણ કરવું નહિ, પરંતુ કદી બીજો ધંધો થઇ શકે તેમ ન હોય, અથવા દુષ્કાળ પડેલો હોય, અથવા રાજાની આજ્ઞા થઈ હોય ઇત્યાદિ કારણથી જો નિંદિત વ્યાપારોનો સર્વથા ત્યાગ થઇ શકે નહિ, તેમાંથી કોઇ કાર્ય કરવુ પડે તો શ્રાવક અપવાદરૂપે કરે, પણ પોતાના આત્માની નિંદા કરતો સતો સુગપણે કરે, ભગવતીસૂત્રે

એક પરમાણુ સાત આકાશપ્રદેશને સ્પર્શ કરે છે. એકને વિષે રહી ચાર દિશા તથા ઊંચે–નીચે છ દિશાને સંબંધીને સ્પર્શ કરે છે. ભગવતીસૂત્રે.

વાયુ અંગુલના અસંખ્યાતમા ભાગનું વૈક્રિય શરીર કરે છે. અંતર્મુહૂર્ત રહે છે. પતાકાના આકારે બાદરપર્યાપ્ત એવ વાયુકાયે ભગવતીસૂત્રે.

એક પરમાણુ પરમાણુપણામાં સંખ્યાતો કાળ રહે છે.

બે પરમાણુ સ્કંધ અનંતકાળ રહે છે ભત્રે. વગતીસૂ

કેવળી છ માસ આયુષ્ય રહ્યા પછી કેવલીસમુદ્ઘાત કરે છે. ભગવતીસૂત્રે.

ગર્ભને વિષે રહેલો જીવ ત્યાંથી મરીને ત્રીજી નરક સુધી તથા આઠમા દેવલોક સુધી જાય છે. ભગવતીસૂત્રે

મહાવીરસ્વામીએ ભાવિભાવ અવશ્ય બનવાનું છે, એમ જાણીને જ જમાલીને દીક્ષા આપી હતી, કારણ કે અવશ્ય ભાવિભાવ જે છે તેને મહાપુરૂષો પણ ઉલ્લંઘન કરી શકતા નથી, કારણ કે ગુણ વિશેષ દેખવાથી અરિહંત ભગવાન નિશ્ચય અમૂઢ લક્ષણવાળા હોય છે. ભગવતી સૂત્રે

ગોશાળાને પણ ભગવાને એ જ પ્રમાણે તેજોલેશ્યાનો ઉપાય બતાવેલ છે. અવશ્ય ભાવિભાવની વૃત્તિનો પ્રતિકાર મહાપુરૂષોથી પણ બની શકતો નથી. ત્રિષષ્ઠિ શલાકા પુરૂષચરિત્રમાં પણ હેમચંદ્રાચાર્યજીએ એમજ કહેલ છે ભગવતીસૂત્રે.

ક્ષયોપશમ ભાવનું સમકિત છે. તેને સમકિતમોહની વિપાક ઉદયે છે અને મિથ્યાત્વ મોહની પ્રદેશઉદયે છે. અને ઉપશમ સમકિતવાળાને મિથ્યાત્વમિશ્ર તથા સમકિતમોહની

વિપાકઉદય તથા પ્રદેશઉદયથી ટળી જાય છે. ભગવતીસૂત્રે

અપવર્તન એટલે જેણે નરકનું આયુષ્ય બાંધેલ હોય તેના અધ્યવસાયના ફેરફારથી નરક ઓછી થાય. કૃષ્ણના પેઠે સાતમીની ત્રીજી રહી, અઢાર હજાર મુનિને વંદન કર્યાથી તેનું જેમ કર્યું તેમ ચારે ગતિનો ફેરફાર થાય પણ એટલું વિશેષ કે દેવલોકનું ફરીને મનુષ્યનું ન થાય તેમજ નરક ફીટીને બીજી ત્રણ ગતિનું ન થાય. જે ગતિ હોય તેનો ફેરફાર થાય.

ઈતિ ભગવતી ટીકાયામ્

નવપૂર્વની ત્રીજી વસ્તુ સુધી ભણ્યા હોય તેઓ પરિહારવિશુદ્ધિ સંયમ આદરે, નવ જણ ગચ્છમાંથી નીકળે તેમાં ચારજણા છ માસ સુધી તપસ્યા કરે અને ચાર જણા તેની વૈયાવચ્ચ કરે અને એકને ગુરૂ થાપે. છમાસે તપસ્યા કરી રહે. ત્યારે વૈયાવચ્ચવાળા છમાસ સુધી તપસ્યા કરે. પછી ગુરૂ છ માસ સુધી તપશ્ચર્યા કરે અને બીજા આઠમાંથી એકને ગુરૂ સ્થાપે ને સાત જણા વૈયાવચ્ચ કરે. એવી રીતે અઢાર માસ સુધી તપશ્ચર્યા કરે તેનું નામ પરિહારવિશુદ્ધિ ચારિત્ર કહેવાય.

જયાં જિનપ્રતિમા હોય ત્યાં આહાર, નિહાર, હાસ્યાદિક ક્રિડા સ્ત્રી સાથે મૈથુન સેવતા આશાતના થાય છે, માટે મનુષ્યોએ તે ત્યાગ કરવા; કારણ કે સુધર્મા સભાને વિષે થાંભલા છે. તેમાં પુસ્તકો તથા દાઢાઓ હોવાથી સૌધર્મેંદ્ર ઇંદ્રાણી સાથે હાસ્યાદિક કરતો નથી. ભગવતીસૂત્રે

પ્રાયશ્ચિત્ત લેવાના ભાવ છે પણ રસ્તામાં જ કાલ કરે તો આરાધક કહેલ છે. દૃષ્ટાંત તરીકે મુનિને ગોચરીમાં કાંઇ દોષ લાગેલ હોય તે ગુરુમહારાજ પાસે જઇ આલોવવાના ભાવ છે પણ રસ્તામાં કાળ કરે તો આરાધક કહેલ છે.

છઠ્ઠા આરામાં પણ કોઈ કોઇ મનુષ્યો સમ્યકત્વને ઉપાર્જન કરશે તે વખતે ક્ષુદ્ર ધાન્યની ઉત્પત્તિ થશે. તેઓનું ભોજન કરવાથી તે મનુષ્યો સ્વર્ગમાં પણ જશે અને માંસાહારી દુર્ગતિમાં જશે. પાંચમા આરાને છેડે જે ધર્મનો નાશ કહેવામાં આવેલ છે તે દેશવિરતિ અને સર્વવિરતિની અપેક્ષાએ કહેલ છે. ભગવતી સૂત્રે.

તામલિ તાપસે સમકિત સહિત જો તપ કરેલ હત તો મુક્તિ જાત, પણ તેમ નહિ કરવાથી સાઠ હજાર વર્ષ તપ કરવા છતાં પણ અલ્પ ફળને પામેલ છે. જો કે ઇશાનઇંદ્રપણું પામેલ છે પરંતુ મુક્તિની અપેક્ષાએ અલ્પ ફળ કહેલ છે.

તેર પ્રકારના અંતર કહેલ છે. તે કારણે મુનિ કંખા કરે તો કંખામોહની કર્મ બાંધે માટે જિનવચનમાં શંકા કરવી નહિ. કંખા શબ્દનો અર્થ મિથ્યાત્વમોહની થાય છે. ભગવતી સૂત્રે.

જિનકલ્પી સાધુ જિનકલ્પીપણું ધારણ કરી એકાવતારી થાય છે. ભગવતી સૂત્રે.

સાતમા દેવલોકના દેવોએ મહાવીરસ્વામીને ભાવથી

વંદન કરી મનથી પ્રશ્ન કર્યો તેથી પ્રભુએ પણ ઉત્તર આપ્યો કે મારા સાતસો શિષ્યો મોક્ષે જશે તે વખતે ગૌતમાદિક મુનિઓએ આશ્ચર્ય પામી પ્રભુને પ્રશ્ન કર્યો કે દેવોએ બાહ્ય વિનય કેમ ન કર્યો, તેથી પ્રભુએ ખુલાસો કર્યો કે તેઓએ આંતરભક્તિથી પ્રશ્ન કરેલ છે,

આઠમ ચૌદશ પૂર્ણિમા અમાવાસ્યા વિગેરે પર્વોને વિષે વિશેષ પરિપૂર્ણ પૌષધને સમ્યક્ પ્રકારે પાળતા થકા જ ઘણા જ શીયલાદિ વ્રત એટલે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત એટલે બાર અવ્રતથી વિરામ પામતાં પ્રત્યાખ્યાન પૌષધ ઉપવાસાદિકવડે કરી આત્માને તે ભાવનાવૃદ્ધિમાં પ્રેરણા કરતા શાંત ચિત્તે વિચરે છે. ભગવતીસૂત્રે.

હિંસાથી અંગુલના અસંખ્યાતમા ભાગના દેહવાળા મત્સ્યો પણ મરીને સાતમી નરકે જાય છે. ભગવતીસૂત્રે.

કેવલજ્ઞાની પણ ગમનાગમનથી તથા નેત્રના ચલાવવા વિગેરેથી ઘણા જીવોનો ઘાત કરે છે, પણ માત્ર યોગવડે જ બંધ હોવાથી પ્રથમ સમયે બાંધે છે, બીજે સમયે વેદે છે અને ત્રીજે સમયે નિર્જરે છે. ભગવતીસૂત્રે.

હે ગૌતમ! ત્રણ પ્રકારે આરાધના છે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર ઉત્કૃષ્ટ આરાધનાથી તે ભવે મુક્તિ જાય. જઘન્ય આરાધનાથી સાત આઠ ભવને અતિક્રમણ ન કરે. ભગવતીસૂત્રે

હે ભગવન્! બ્રહ્મચર્યધારી સાધુને અપ્રાસુક, અનેષ-

ણીય આહારપાણી આપ નારો શું ફલ પામે છે? હે ગૈતમ! સાધુને અપ્રાસુક અન્નપાન આપનારો પણ બહુકર્મની નિર્જરા કરે છે તેમજ પાપ થોડું બાંધે છે ભગવતીસૂત્રે.

વિગ્રહગતિમાં વર્તતા જીવને પણ દરેક સમયે આઠ કર્મમાં સાત સમયે કર્મબંધ હોય, આયુષ્યનો બંધ ન હોય, કારણ કે ત્રણ પર્યાપ્તિ પૂરી થયા પછી જ આયુષ્યનો બંધ પડે.

સ્ત્રીને પૂર્વધરલબ્ધિ અને આહારકલબ્ધિનો નિષેધ છે.

જયંતી શ્રાવિકાના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જાગતા જીવને ધર્મીષ્ઠ કહ્યા છે ભગવતીસૂત્રે.

શંખ પુષ્કલી શ્રાવકનો અધિકાર પાષધાદિક સંબંધી છે ઇર્યાવિહિ પડિકમ્યા પછી મુહપત્તિ પડિલઇ પૌષધ ઉચરવો. આવશ્યક ચૂર્ણિ તથા વિચારચૂલિકાને વિષે પણ એમજ કહેલછે.

અતિમુક્તક કુમારનું વૃત્તાંત છે, અંતગડ સૂત્રમાં પણ ભગવતીમાં કહ્યા પ્રમાણે છે.

અણુત્તરોવવાઇ સૂત્રમાં તો જાદવ કુળમાં થયેલા અતિમુક્તક મુનિનું વૃત્તાંત છે.

ગ્લાનની ભક્તિ કરવાનું મહાન્ પુન્ય કહેલ છે ભગવતીસૂત્રે

મહાબલકુમારનું વર્ણન વિસ્તારથી છે ભગવતીસૂત્રે

ગૌતમસ્વામીએ મહાવીર ભગવાનને પૂછ્યું કે હે ભગવન્! જે માણસ અગ્નિ વધારે સળગાવે તેને વધારે પાપ?

કે પાણી ધૂળવડે અગ્નિને શાંત કરે તેને વધારે પાપ ? ભગવાને કહ્યું હે ગૌતમ ! જે અગ્નિને વધારે તે કિલષ્ટ કર્મ વધારે બાંધે અને જે બુજાવે તે અકિલષ્ટતર એટલે ઘણા હલકા કર્મ બાંધે, માટે શ્રાવકોએ દાવાનલાદિક મૂકવા સંબંધી પાપ ન કરવું ભગવતીસૂત્રે.

શ્રાવકને પંદર કર્માદાનના ધંધા માટે સર્વથા નિષેધ કરેલ છે ભગવતીસૂત્રે.

જેમ મેરુ ભરત ક્ષેત્રથી ઉત્તરમાં છે તેમ ઐરવતાદિ ક્ષેત્રથી પણ ઉત્તરમાં છે, કારણ કે સૂર્યચાર, ઉદય અસ્તની અપેક્ષાએ જાણવો ભગવતીસૂત્રે.

તિર્યંકજાંભક દેવો વ્યંતરની નિકાય મધ્યે છે. ધનદકુબેર ભંડારીના સેવકો છે. ભગવતીસૂત્રે.

કોઇ ચક્રવર્તી પદ ભોગવી મરીને વળી ચક્રવર્તી પદ પામે તો જઘન્યથી એક સાગરોપમનું અંતર હોય અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધ પુદ્ગલપરાવર્તનનું અંતર કહેલું છે.

નવકારમાં પહેલા પદના પાઠ ત્રણ અને અર્થ સાત કહેલ છે. ભગવતીસૂત્રે.

લોકાંતિક દેવતાના વિમાન અસંખ્યાતા યોજન શત સહસ્ર છે ભગવતીસૂત્રે.

કરેલ નપુંસક મોક્ષે જાય પણ જન્મનપુંસક મોક્ષે ન જાય ભગવતીસૂત્રે.

અસુચ્ચાકેવલી એક સમયે ઉત્કૃષ્ટા દસ સિદ્ધિ પામે છે.
ભગવતીસૂત્રે

જિનપૂજા કરવાના તથા આરતિ ઉતારવાના દસ્કતો પંચમાંગ ભગવતી ચૂર્ણીને વિષે છે.

## જ્ઞાતાસૂત્રે

જિતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાન પાસે ધર્મ સાંભળી, પ્રતિબોધ પામી, શ્રાવકના બાર વ્રત સુબુદ્ધિ પ્રધાન પાસે લીધા છે. વળી પચ્ચખ્ખાણ કરાવનાર જાણ અજાણની ચોભંગી કહેલી છે ૧ કરાવનાર જાણ અને કરનાર જાણ તે શુદ્ધ. ૨ કરાવનાર જાણ પણ કરનાર અજાણ છે, માટે વ્રતની વિધિ બતાવવાથી તે પણ શુદ્ધ છે. ૩ કરાવનાર અજાણ પણ કરનાર જાણ છે તે પણ શુદ્ધ કહેવાય છે, પણ ત્યાં દેખાડયું છે કે જે તથાવિધ ગુરૂને અભાવે પિતા, દાદા, મામા, ભાઇ વિગેરેને કોઇની સાક્ષી રાખવી તેઓ અજાણ છે પણ પોતે જાણ છે, માટે શુદ્ધ છે. ૪ કરનાર કરાવનાર બન્ને અજાણ છે, તે અશુદ્ધ છે માટે જાણકાર પાસે લેવું તે વિશેષ ઉત્તમ છે. દ્રૌપદી પાંચમે દેવલોકે ગયેલ છે તેમ કહેલ છે. હેમ વીરચરિત્રે બારમે દેવલોકે ગયેલ કહેલ છે. શત્રુંજય માહાત્મ્યે પાંચમે દેવલોકે ગયેલ કહેલ છે. દ્રૌપદી સુકુમાલિકાના ભવમાં પંદર દિવસની સંલેખના કરી, કાળ કરી ઈશાન દેવલોકે ગયેલ છે. શત્રુંજય-

માહાત્મ્યે, શીલતરંગિણીમાં તથા હૈમ નેમિચરિત્રે દ્રૌપદીના જીવે સુકુમાલિકાના ભવમાં આઠ માસની સંલેખના કર્યાનું લખાણુ છે.

ઇંદ્રિયોને ગુપ્ત રાખવી જોઇએ. જુઓ રાગદ્વેષથી રહિત થઇને વિષયોને રોકનારા પ્રાણિયો મૃદંગદ્રહના સુખને પામનારા કાચબાની જેમ સુખને પામે છે, અને બીજા સંસારસાગરમાં પડેલા પ્રાણિયો પાપકર્મના વશથી શીયાળે પકડેલા કાચબાની જેમ અનર્થની પરંપરાને પામે છે, જ્ઞાતાસૂત્રે.

હજાર વર્ષ સુધી સંયમ પાળે પરંતુ અંતે જો ખરાબ અધ્યવસાય થાય, તો કંડરીકના પેઠે સિદ્ધિપદ પામતો નથી. અને ફક્ત થોડો જ કાળ જો શુદ્ધ સંયમ ભાવથી પાળે તો પુંડરીકના પેઠે પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. જ્ઞાતા સૂત્રે

નવનિયાણા મધ્યે દ્રૌપદીએ જ્ઞાતાધર્મકથાનુસારે ચોથુ નિયાણું કર્યાની સંભાવના જણાય છે, પરંતુ પરમ અધ્યવસાયના યોગથી નિદાનના અભાવથી તેણે ચારિત્ર લીધેલ છે. ગ્રંથ મધ્યે દેખેલ નથી કે અમુક નિયાણું બાંધેલ છે. જ્ઞાતાસૂત્રે. હીરપ્રશ્ને. પણ એ મજ છે.

## જ્ઞાતા સુત્ર ૮ સું અધ્યયન

જ્ઞાતાસૂત્રમાં ચિલાતીપુત્ર ધર્મ અણુપામ્યે ગયેલ છે અને આવશ્યકપ્રકીર્ણકાદો. આઠમેં દેવલોકે ગયેલ છે અને આરાધક થયેલ છે.

જ્ઞાતાસૂત્ર પ્રથમ અધ્યયને સાવચૂરૌ

શ્રેણિકની ધારણી રાણીને મેઘકુમાર એક જ પુત્ર હતો.

વીશ સ્થાનકના વીશ પદોના નામો કહેલા છે. જ્ઞાતાસૂત્રે

પુષ્યનક્ષત્રનું બલવાનપણું એકલા જ્યોતિષશાસ્ત્રમાં નથી પરંતુ સિદ્ધાંતને વિષે પણ બલીષ્ઠપણું કહેલ છે.

બારમો ચંદ્ર હોય તો પણ પુષ્યનક્ષત્ર સર્વાર્થને સાધનાર છે. જ્ઞાતાસૂત્ર આઠમે અધ્યયને

તીર્થંકરના જન્મ પછી તીર્થંકરની માતા બીજા બાળકને જન્મ આપે છે. મલ્લિનાથ ભગવાનનો નાનો ભાઈ મલ્લદિન થયેલ છે. જ્ઞાતાસૂત્રે

દ્રોપદી પરમ શ્રાવિકા હતી. દ્રૌપદીએ છ માસ સુધી છઠ્ઠને પારણે આંબેલ કરેલ છે. દ્રૌપદીએ પદ્મનાભને કહેલ છે. જ્ઞાતાસૂત્ર સોલમે અધ્યયને

## ઉપાસક દશાંગ છઠે અધ્યયને

સામાયક તથા પૌષધમાં શ્રાવકને આભૂષણ પહેરવા કલ્પે નહિ. કુંડકોલિક શ્રાવકે મુદ્રા ઉતારી છે,

કુંડકોલિક શ્રાવકે વસ્ત્ર મૂકીને, મુખ વસ્ત્ર, મુહપત્તિવડે ક્રિયા કરી છે.

શ્રાવકોનો અધિકાર ઉપાસકદશાંગસૂત્ર તથા વર્ધમાન દેશનામાં છે.

શ્રાવકના ગુણો તથા શ્રાવકની કરણી વિગેરે શ્રાદ્ધવિધિ તથા ધર્મરત્નાદિક પ્રકરણાદિકને વિષે છે.

ઉપધાન તપ વિગેરે કરવાનો અધિકાર શ્રાવકોનો છે. સમવાયાંગે પણ એમ જ કહેલ છે.

આનંદાદિક શ્રાવકનો અધિકાર વિસ્તારથી છે.

આનંદાદિ દશ શ્રાવક પ્રથમ દેવલોકે જુદે જુદે વિમાને ગયા છે. દરેકનું આયુષ્ય ૪ પલ્યોપમનું છે. દરેક એકાવતારી થશે. ઉપાસક દશાસૂત્રે

## અંતગડ સૂત્રે

અર્જુનમાલી છ માસે અંતગડ કેવલી થઇ મુક્તિ ગયેલ છે. બીજા પણ ઘણાનો અધિકાર તેમાં છે.

## પ્રશ્નવ્યાકરણ સૂત્રે

પાનું ૧૨૨ બીજી પૂંઠી દાંડા સંબંધી લખાણ છે.

## વિપાકસૂત્રે

મૃગાપુત્ર (લોઢીયા) નું આખ્યાન વિસ્તારથી છે.

## ઉવવાઇસૂત્રે.

સર્વ સચિત્ત વસ્તુના ત્યાગ કરનારા અંબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોનું દ્રષ્ટાંત નીચે પ્રકારે છે.

વીર પ્રભુના પાસે તેઓએ શ્રાવકના વ્રત તો ગ્રહણ કરેલા હતા, તેમાં સચિત્ત તથા અદત્તાદાનનો સર્વથા ત્યાગ કરેલ હોવાથી તેઓ બીજાના આપેલ અન્ન પાણી જ આહાર

કરતા હતા. એકદા ગંગાકાંઠે ફરતા ગ્રીષ્મ ઋતુમાં તૃષાતુર થવાથી અતિ પીડા પામ્યા છતા પણ અમારે નિયમ દ્રઢતાથી પાળવા સાથે સચિત્ત અને અદત્તાદાન ગ્રહણ ન કરવું, તેથી નજીક રહેલા ગંગાના પાણીને પણ નહિ પીતા, આ અપકાયના જીવો અમારા જ કુટુંબીઓ છે, એમ ચિંતવતા, ગંગાની તપેલી રેતીમાં અણસણ કરી પાંચમા બ્રહ્મ દેવલોકે ઇંદ્રસમાન દેવતા થયા, ભગવતી સૂત્રે પણ એમજ કહેલ છે.

## ઔપપાતિક સૂત્રે

બાર દેવલોકના દસ વિમાનો નીચે મુજબ છે.

૧, પાલક ૨, પુષ્પક ૩, સોમનસ ૪, શ્રીવત્સ ૫, નંદ્યાવર્ત ૬, કામગમ ૭, પ્રીતિગમ ૮, મનોરમ ૯, વિમલ અને ૧૦, સર્વતોભદ્ર.

ઉવવાઇ સૂત્રે કોણિકને સુજાત તથા વિનીત પુત્ર કહેલ છે. પિતાને દુઃખ દીધું છે તે પૂર્વભવના નિયાણાના યોગે, પણ પાછળથી ઘણો પશ્ચાત્તાપ થયો છે.

ભગવાન વિચરે ત્યારે રસ્તામાં ધર્મચક્ર આગળ ચાલે. મસ્તક ઉપર ત્રણ છત્ર ચાલે. બન્ને બાજુ ચામરો ચાલે. પાદપીઠ સહિત સિંહાસન ચાલે. ધર્મધ્વજ આગળ ચાલે. દેવતાઓ પણ જઘન્યથી કોટી સાથે હોય અને ચોત્રીશ અતિશય યુક્ત તથા પાંત્રીશ વચન વાણી સંયુક્ત હોય. ઉવવાઇ સૂત્રે.

અનાશાતના વિનય કહ્યો છે. તથા જીવને જઘન્ય ઉપ-યોગ એક હોય. ઉવવાઈ સૂત્રે.

કેવલીસમુદ્‌ઘાત કરે ત્યારે ત્રીજો, ચોથો, પાંચમો એ ત્રણ સમયે અણાહારી હોય. ઉવવાઇ સૂત્રે.

## રાયપસેણી સૂત્રે

કેશી ગણધર મહારાજે પ્રદેશી રાજાને કહેલ છે કે–હે પ્રદેશી રાજા ! તું પ્રથમ મનોજ્ઞ થઈ, પાછળથી અમનોજ્ઞ નથી એટલે અનુકંપાદાન ભગવાને નિષેધ કરેલ નથી.

કેશી ગણધરને ચાર જ્ઞાનવાળા કહેલ છે. રાયપસેણી સૂત્રે ઉત્તરાધ્યયન સૂત્રે ત્રણ જ્ઞાનવાળા કહેલ છે.

નંદા પુષ્કરણી નામની દેવતાની વાવ છે, તેમાં હજાર પાંખડીવાળા કમળો થાય છે. તે કમળોને લઈને દેવતાઓ નંદા પુષ્કરણીના ચારે દિશાઓમાં જયાં શાશ્વતા મંદિરો છે ત્યાં આવે છે અને ભગવાનને પૂજે છે. જીવાભિગમ સૂત્રે પણ એમજ હેકલ છે. રાયપસેણી સૂત્રે

પ્રદેશી રાજાને બોધ કેશી ગણધર મહારાજાથી થયો છે, અને સ્વલ્પ જ કાળમાં તેર છઠ્ઠ કરી તેરમા છઠ્ઠને પારણે કાળધર્મ પામી દેવગતિમાં સૂર્યાભદેવપણે ઉત્પન્ન થયેલ છે.

અશોક વૃક્ષાદિકને ફૂલ દીઠા નથી. રાયપરોણી તથા જીવાભિગમ સૂત્રે.

દેવતાને નિદ્રા ન હોય. રાયપસેણી સૂત્રે

## જીવાભિગમ વૃત્તૌ

તંદુલીયો મચ્છ મરીને સાતમી નરકે જાય છે, વજ્રઋષભનારાચ સંઘયણ છે. તથા સહસ્રાર સુધીના કોઈક દેવો મેરૂવાવડીયોમાં સ્નાન કરતા મરીને તંદુલીયા મચ્છપણે ઉત્પન્ન થાય છે, કોઇક આનતાદિક દેવો મેરૂવાવડીયોમાં સ્નાન કરતા અને તેને વિદ્યાધરોએ જોતાં છતાં જ મરીને તંદુલીયા મચ્છપણેં ઉત્પન્ન થાય છે.

## જીવાભિગમ સૂત્રે

કેટલાક વનો અને રત્નો દેવલોકને વિષે વનસ્પતિમય છે.

મનુષ્યક્ષેત્રની બહાર નદી, દ્રહ, મેઘની ગર્જના, બાદર અગ્નિ, જિનેશ્વરો, મનુષ્યજન્મ, મનુષ્યમરણ, છ ઋતુઓ એટલા પદાર્થો પીસ્તાલીશ લાખ યોજનના વિસ્તારવાળા મનુષ્યક્ષેત્ર સિવાય કયાંઇપણ હોતા નથી. ઇતિ જીવાભિગમ સૂત્રે તથા ક્ષેત્રસમાસે

ગ્રૈવેયકના દેવો વાવડી નહિ હોવાથી જળ નહિ હોવાથી જિનપ્રતિમા પૂજતા નથી તેમજ વસ્રાલંકારોને પણ ધારણ કરતા નથી. જેવા જન્મ ધારણ કરે છે તેવા જ શરીરવાળા હોય છે. જીવાભિગમ સૂત્રે

અષ્ટ પ્રકારી પૂજા તેમજ આરતિઆદિક કરવાને માટે જીવાભિગમ સૂત્રમાં કહેલું છે.

માનુષ્યોત્તર પર્વતના બહાર જેટલા સૂર્ય અને ચંદ્રો

રહેલા છે તે સર્વેમાં ચંદ્રો અભિચી નક્ષત્રવડે યુક્ત હોય છે. અને સૂર્યો પુષ્યનક્ષત્રવડે યુક્ત હોય છે, તેથી ઉષ્ણુકાળે અતિ ઉષ્ણુતા રહિત સૂર્યો અને શીતકાલે અતિશીતલતા રહિત ચંદ્રો હોય છે. જીવાભિગમ સૂત્રે

જે જે સ્થાનના ઇંદ્રો ચવી ગયા હોય તે તે સ્થાનને આશ્રય કરીને ચાર પાંચ સામાનિક દેવતાઓ બીજો ઇંદ્ર જ્યાં સુધી ઉત્પન્ન ન થાય ત્યાં સુધી વિહાર કરે (રહે છે,) જીવાભિગમે

તે ઇંદ્રોનો વિરહકાળ અને ઉત્પન્ન કાળ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ માસનો હોય છે. જીવાભિગમ સૂત્રે

હે ભગવન્! જંબૂદ્વીપો કેટલા કહેલા છે? હે ગોયમા! અસંખ્યાતા કહેલા છે. જીવાભિગમ સૂત્રે

## જીવાભિગમસૂત્ર વૃત્તૌ

નરકને વિષે ઉત્પન્ન થનારા સમયે કોઇક નારકીના જીવોને ઉત્પાત કાલે કાંઇક શાતાવેદની કર્મનો ઉદય હોય છે. તેના કારણો નીચે મુજબ છે.

૧. જે પૂર્વભવે અગ્નિશસ્ત્રાદિકના ઘાત રહિતપણે મરણ પામી અતિ સંકિલષ્ટ અધ્યવસાય રહિત નરકમાં ઉત્પન્ન થાય તેને પૂર્વભવે બાંધેલ પીડારૂપ દુઃખ ન થાય. ક્ષેત્ર સ્વભાવથી ઉત્પન્ન થયેલુ દુઃખ ન થાય પરમા ધામીએ કરેલું દુઃખ ન થાય, પરસ્પર ઉદીરણા કરેલું દુઃખ ન થાય.

૨. દેવકર્મણા પૂર્વ સાકેતિક કરેલી ક્રિયાવડે નરકે

જઇ વેદના ઉપશાંત નિમિત્તે કાંઇ તથાપ્રકારની ક્રિયા કરે જેમ બળદેવે કૃષ્ણને કરેલ છે. તેમ થોડો કાળ માત્ર વેદના ન થાય, ત્યારબાદ નિશ્ચય થાય. ક્ષેત્ર સ્વ ભાવથી ઉત્પન્ન થવા-વાળી અગર અન્ય વેદના જરૂર ઉત્પન્ન થાય.

૩. અધ્યવસાય નિમિત્તં નરકમાં ઉત્પન્ન થતી વખતે સમ્યકત્વ ઉત્પન્ન થાય તેવું નિમિત્ત બને તથા સારા અધ્ય-વસાય થવાથી કોઇક નારકી કાંઇક શાતાવેદે કદાચિત્ તીર્થં-કરમહારાજાદિના ગુણાદિકની અનુમોદના કરવાથી હર્ષ થાય.

૪. કર્માનુંભાવથી તીર્થંકર મહારાજના જન્મ દિક્ષા, કેવલ કલ્યાણિક બાહ્ય નિમિત્તે શાતાવેદનીનો ઉદય થાય.

ઉવવાઇ સૂત્રે પણ એમજ કહેલ છે.

ભરત ઐરવત ક્ષેત્ર વિષે વર્તંતા અરિહંત, ચક્રવર્તી બ-ળદેવ, વાસુદેવ, જંઘાચારણ, વિદ્યાચારણ, સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા વિગેરેના સંભવથકી તેમની પુન્યાઇથી એ સુષમ-દુષમાદિકને લઇને મનુષ્યો પ્રકૃતિ ભદ્રક અલ્પ કષાયા મૃદુ-માર્દવસંપન્ના વિનીતા તેના પ્રતાપથી જંબૂદ્રીપ લવણસમુ-દ્રને બોળી દેતો નથી, દુષમદુષમાદિકને વિષે પણ પીડા કરતો નથી, કારણ કે ભરત અરવતના વૈતાઢય પર્વતના અ-ધિપતિ દેવોનો પ્રતાપ—પ્રભાવ ઘણો છે. જીવાભિગમ સૂત્રે

વૃત્તવૈતાઢય પર્વતના દેવતાના પ્રભાવથી પણ પીડા થતી નથી, કારણ કે તે દેવતા પલ્યોપમના આયુષ્યવાળા છે.

ક્ષુલ્લહિમવાન અને શિખરી પર્વતના દેવતા મહર્દ્ધિક છે, તેથી જબૂદ્વીપને લવણુ સમુદ્ર બોળી દેતો નથી. હિમવંત ઐરણ્યવંતના મનુષ્યો પ્રકૃતિથી ભદ્રિક અને વિનીત છે તેથી અને મહાહિમવાન અને રૂકમી પર્વતના દેવતાઓ મહર્દ્ધિક છે તેથી તથા હરિવર્ષ અને રમ્યકના મનુષ્યો ભદ્રિક અને વિનીત છે તેથી તથા પૂર્વવિદેહે, અપરવિદેહે, અરિહંત ચક્રવર્તી યાવત્ મનુષ્યો યાવત્ ભદ્રિક વિનીત છે, તેથી અને દેવકુરૂ તથા ઉત્તરકુરૂના મનુષ્યોની પ્રકૃતિ ભદ્રિક તથા વિનીત છે તેથી જંબૂદ્વીપને લવણુસમુદ્ર બોળી દેતો નથી-જીવાભિગમે

ચોમાસાના સંવત્સરીના દિવસો તથા જિનજન્મ,દીક્ષા, કેવલ જ્ઞાન વિગેરે પર્વોમાં દેવતાઓ મહાહર્ષને ધારણ કરી અષ્ટાન્હિકા મહામહિમાદિકને કરતા વિચરે છે. જીવાભિગમે

સૌધર્મ ઇશાન દેવલોકને વિષે ઉત્પન્ન થયેલા દેવોના શરીર બે પ્રકારના કહ્યા છે: ૧ ભવધારણીય, અને ઉત્તરવૈક્રિય.

૧. ભવધારણીય શરીર આભરણુ વસ્ત્રરહિત પ્રકૃતિ-સ્થિતિ સુશોભિત હોય છે. ૨. ઉત્તરવૈક્રિય હારાદિકવડે કરી વક્ષઃસ્થળને શોભાવનારા દેખવા લાયક દશે દિશાને શોભા-વનારા હોય છે. જીવાભિગમસૂત્રે

ગર્ભમાં રહેલો જીવ અશુભ ભાવે મરે તો ત્રીજી નરક-પૃથ્વી સુધી જાય છે, પણ તેથી વધારે નરકે ન જાય અને શુભ ભાવે મરે તો આઠમા દેવલોકે જાય.

**પ્રજ્ઞાપના વૃત્તૌ તૃતીય અલ્પબહુત્વાખ્યે પદે**

માનસ સરોવર ઉત્તર દિશાને વિષે સંખ્યેય યોજનેષુ દ્વીપેષુ મધ્યે કોઇક દ્વીપે આયામવિષ્કંભપણાવડે કરી સંખ્યેય યોજન કોટાકોટી પ્રમાણવાળું માનસ સરોવર છે.

દેવો તથા નારકીયોની યોનિ અચિત્ત છે. પન્નવણા નવમે પદે. તથા સંગ્રહણી વૃત્તૌ.

મનુષ્યના ૧૮૦૦ ભાંગા કહેલા છે. પન્નવણા સૂત્ર છઠ્ઠે પદે

પુદ્ગલની ગતિ બે પ્રકારે કહેલી છે. ૧ પાણી ઉપર સ્પર્શ કરીને–તરીને ચાલે તે તરી. ૨ આકાશમાં સ્પર્શ કરીને ચાલે તે પક્ષી. પન્નવણા સૂત્ર છઠ્ઠે પદે

જે જીવ ભવને વિષે ભ્રમણ કરતા ચાર વાર આહારક શરીર કરે તો તે જ ભવને વિષે અવશ્ય મુક્તિમાં જાય છે. ઇતિ પ્રજ્ઞાપના વૃત્તૌ ષટ્‌ત્રિંશત્તમે સમુદ્‌ઘાતપદે

**પ્રજ્ઞાપના સૂત્ર પ્રથમ પદે**

૧ પુરીષ. (વિષ્ટામાં) ૨ મુત્રમાં. ૩ મોઢાના થુંકમાં. ૪ નાકના મેલમાં. ૫ વમનમાં. ૬ પિત્તમાં. ૭ વીર્યમાં ૮ વીર્ય રૂધિરના સંગમાં. ૯ રાધ (પરૂમાં) ૧૦ વીર્ય પુદ્ગલ અલગ નીકળે તેમાં ૧૧ જીવરહિત કલેવરમાં. ૧૨ સ્ત્રી પુરૂષોના સમાગમમાં. ૧૩ નગરની મોરી. (ખાળમાં) ૧૪ સર્વ અશુચિ સ્થાનમાં એ ઉપરોક્ત ચૌદ સ્થાનકે સંમૂચ્છિંમ જીવોની ઉત્પત્તિ કહેલ છે.

સૂર્યાભ વૈમાનને વિષે ભમરાદિક જીવ જે કહ્યા તે પૃથ્વી-કાયરૂપ જાણવા. પન્નવણાસૂત્રે

મેરુપર્વતની વાવડીયોમાં વિકલેંદ્રિય જીવો હોય છે. તથા મેરુપર્વતને વિષે વિકલેંદ્રિયની સંભાવના હોય છે. પન્નવણાસૂત્રે

બારવ્રતધારી શ્રાવકના પેઠે કેવલ સમ્યક્ત્વધારી બારમા દેવલોકે જાય. પન્નવણાસૂત્રે

ભાષાના પુદ્‌ગલો લોકાંતિક સુધી જાય છે. પન્નવણા ૧૧ મે પદે.

કોઇ સ્ત્રી પણ કેવલીની પેઠે કેવલીસમુદ્‌ઘાત કરે છે. પન્નવણાસૂત્રે

સંસારી માણસને ઇંદ્રિય બે હોય છે. ૧ દ્રવ્યેંદ્રિ, ૨ ભાવેંદ્રિ, દ્રવ્યેંદ્રિ, કારણ ભાવેંદ્રિ કાર્ય. દ્રવ્યેંદ્રિદ્વારા પુદ્‌ગલ ગ્રહણ કરે, કરણેંદ્રિ દ્વારા પુદ્‌ગલોના ગ્રહણના પેઠે અને ગ્રહણ કરેલ પુદ્‌ગલ ઇષ્ટ અનીષ્ટ હોવાથી રાગદ્વેષ થાય તે ભાવેંદ્રિ. પન્નવણા સૂત્ર ૧૫ મે પદે.

આ જીવે અનંતા શરીર મૂકયા છે. તેવી જ રીતે આ શરીર પણ મુકશે. પન્નવણાસૂત્રે. આઠમા શરીરપદે.

આહારક શરીર એક ભવમાં બે વાર ઉત્કૃષ્ટતાથી કરી શકે છે, અને ચૌદ પૂર્વને ધારણ કરનારા જે પુરૂષે ચોથી વાર આહારક શરીર કરેલું હોય તો તે તે જ ભવમાં મુક્તિને વિષે જાય છે. સિદ્ધાંતમાં પણ જે મનુષ્ય આ સંસારમાં ચોથી વાર

આહારક શરીર કરે છે તેની નિયમા તેજ ભવમાં મુક્તિ થાય છે. તેને બીજી કોઇ પણ ગતિમાં જવું પડતું નથી. પન્નવણાસૂત્રે

સમકિતથી ભ્રષ્ટ થયેલા ગુરુની સેવા વર્જન કરવી તેથી સિદ્ધ થાય છે કે મિથ્યાત્વીની સેવા કરવાથી પોતાના ગુણોની હાનિ થાય છે. પન્નવણાસૂત્રે

ગૌતમસ્વામીએ પૂછવાથી વીર ભગવાને કહ્યું કે હે ગોયમા ! ઊર્ધ્વલોકે તથા તેના એક દેશ ભાગે તથા ઊર્ધ્વ-લોકે એકાદશ ભાગે વાવડી આદિને વિષે બેઇંદ્રિયાદિ પર્યાપ્તા અપર્યાપ્તાના સ્થાનો હોય છે. એ પ્રમાણે તેઇંદ્રિય અને ચઉરિંદ્રિયનું પણ જાણવું. પન્નવણાસૂત્રે

વનસ્પતિમાં જ્યાં એક બાદર પર્યાપ્ત જીવ હોય ત્યાં તેની નિશ્રાએ પ્રત્યેક વનસ્પતિના અપર્યાપ્તા જીવ સંખ્યાતા અથવા અસંખ્યાતા હોય, અને સાધારણ વનસ્પતિમાં તો નિયમા અનંતા જીવો ઉત્પન્ન થાય છે. એવી રીતે નાગરવેલના એક પાન વિગેરેમાં અસંખ્ય જીવો હણાય છે, તેને આશ્રિત લીલફુલના સંભવ થકી તો અનંતા જીવો હણાય છે, માટે તેને અવશ્ય વર્જવા. પન્નવણાસૂત્રે

અંતર્મુહૂર્ત્તના આયુષ્યવાળો તંદુલીયો મત્સ્ય મરીને સાતમી નરકે જાય છે, જીવાભિગમસૂત્રે પણ એમ જ કહેલ છે. શ્રી કાળધર્મને પામીને સર્વાર્થસિદ્ધ વૈમાનને વિષે ઉત્પન્ન થાય છે. વાસુપૂજ્ય ચરિત્રે તેમજ વિજયચંદ્ર કેવલી ચરિત્રે

પણ એમજ કહેલ છે.

વૈક્રિય શરીરને વિષે શુક્રના પુદ્ગલો હોવાથી દેવો મનુષ્યોની સ્ત્રીઓ સાથે મૈથુન સેવે છે, છતાં ગર્ભ ધારણ કરી શકે નહિ. પન્નવણાસૂત્રે

જઘન્ય અંગુલના અસંખ્યાતમે ભાગે અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા દ્વીપસમુદ્રને દેખવાનું તિર્યંચને અવધિજ્ઞાન હોય છે. પન્નવણાસૂત્રે

સાતમી નરકથી નીકળી પ્રાણી માછલાપણે જ ઉત્પન્ન થાય તેવો કાંઈ પણ નિયમ નથી. પન્નવણાસૂત્રે

પાર્શ્વનાથ ચરિત્રે પણ એમજ કહેલ છે.

સ્ત્રી પાંચ અનુત્તર વિમાનમાં જઈ શકે છે. તથાપ્રકારના અધ્યવસાયના સદ્ભાવથી. પન્નવણાસૂત્રે

કર્મ પ્રકૃત્યાખ્યત્રયોવિંશતિતમપદપર્યંતે

**मानुषी तु सप्तनरकपृथ्वीयोग्यमायुर्न बध्नाति,**

**अनुत्तरसुरायुस्तु बध्नाति ॥**

મનુષ્યની સ્ત્રી સાતમી નરકપૃથ્વીનું આયુષ્ય બાંધે નહિ અને અનુત્તર દેવનું આયુષ્ય તો બાંધે છે.

ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિને વિષે નેમિનાથ તથા રાજીમતીના પૂર્વભવના અધિકારને વિષે કહેલું છે.

**પ્રજ્ઞાપના સૂત્રવૃત્તૌ.**

ત્યારબાદ ધન અને ધનવતી ચારિત્રનું પ્રતિપાલન

કરીને અપરાજિત વિમાને ધન ત્રિદશ (દેવતા) થયો અને ધનવતી પણ દેવપણે ઉત્પન્ન થયેલ છે. ઇત્યાદિ

વિજયચરિત્રને વિષે પણ પ્રદીપપૂજાને અધિકારે કહ્યું છે–

सग्गाओ चविऊं, एत्थवि जम्मंमि तुह सही होइ।
तत्तो मरिउं तुमे, सव्वट्ठे दोवि देवत्ति ॥ १ ॥

ભાવાર્થ—સ્વર્ગથી ચ્યવીને તથા આ જન્મને વિષે પણ તારી સ્ત્રી થશે. ત્યાંથી તમો બન્ને જણા મરીને સર્વાર્થ-સિદ્ધ વિમાનને વિષે દેવપણું પામશો.

### પન્નવણા સૂત્રે

કૃતનપુંસક નપુંસકકેવલી કેવલીસમુદ્ઘાત કરે છે.

કેવલીસમુદ્ઘાત કર્યા પછી અંતર્મુહૂર્ત્ત જીવે છે.

કુંથુઆની જીભ બેથી નવ આંગુલની હોય. આંગુલ તેના જ જાણવા.

દ્રવ્યમન રૂપી, અને ભાવમન અરૂપી, કહેવાય.

બાર વ્રતધારી દેશવિરતિ શ્રાવક પાચમે ગુણસ્થાને વર્તતો અને કેવલ સમકિતધારી અવિરતિ શ્રાવક સમકિતથી પણ બારમે દેવલોકે જાય છે એટલે બન્ને બારમે દેવલોકે જાય છે.

આસાલિયો સંમૂચ્છિંમ પંચેંદ્રિ તિર્યંચ કહ્યો છે.

પાંચે ઇંદ્રિયોનો જઘન્ય વિષય અંગુલના અસંખ્યાતમા

ભાગનો અને ઉત્કૃષ્ટ શ્રોત્રેંદ્રિયનો બાર જોજન, ચક્ષુ ઇંદ્રિયનો લાખ જોજનથી અધિક, ઘ્રાણેંદ્રિયનો નવ જોજન અને સ્પર્શેં-દ્રિયનો નવ જોજન કહેલ છે. પન્નવણા સૂત્રે ૧૧ મે પદે.

સ્ત્રી અનુત્તરવૈમાન સુધી જાય છે. ઇતિ પન્નવણા ૧૩મેં પદે

પુષ્કરવરદ્વીપને વિષે વસતા મનુષ્યો એકવીશ લાખ ચોત્રીશ હજાર પાંચશે છત્રીશ યોજન ઊગતો સૂર્ય દેખે. સૂર્ય પણ એટલો પ્રકાશ કરે. પન્નવણા પંદરમા પદે

## પન્નાવણા સૂત્ર બારમે પદે

તિર્યંચો વૈક્રિયશરીર કરે તો એથી માંડીને નવ સુધી કરે.

સ્ત્રી કેવલીસમુદ્ઘાત કરે છે. પન્નવણા સૂત્રે

જીવ ઉપજે ત્યારે પ્રથમ કાર્મણયોગથી આહાર લે, ત્યારબાદ જેટલા વખત સુધી શરીર નીપજે નહિ ત્યાં સુધી ઔદારિક, મિશ્ર તથા વૈક્રિયમિશ્રયોગે આહારને ગ્રહણ કરે.

ચક્રવર્તીનું સ્ત્રીરત્ન સાતમી નરકપૃથ્વીથી ૧, તેઉકાયથી ૨. વાઉકાયથી ૩, અનુત્તરોવવાઇ દેવલોકથી ૪, અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યંચથી ૫ એ પાંચ વર્જીને બીજા તમામ દંડકથી આવીને ઉપજે.

વિદ્યાધર તિર્છો નંદીશ્વરદ્વીપ સુધી જાય છે. પન્નવણા એકવીસમે પદે

કેવલીસમુદ્ઘાત કરવાવાળા સમકાલે [illegible] હોય છે. પન્નવણા છત્રીશમે પદે

## જંબુદ્વીપપન્નત્તૌ

અઢી દ્વીપને વિષે શાશ્વત પર્વતો ૧૩૫૭, તેના કુટો ૨૬૪૧, પરંતુ પાંચ મેરૂ રહિત જાણવા.

પાંચમો આરો શ્રાવણ વદિ પાંચમે બેઠો છે. છઠ્ઠો આરો પણ એ જ તિથિએ બેસશે.

## જંબુદ્વીપપ્રજ્ઞપ્તિવૃત્તૌ

ભરતક્ષેત્રના ઉત્તરાર્દ્ધમાં ઋષભકૂટ નામનો કૂટ પર્વત આવેલો છે. તેની ઉંચાઇ આઠ યોજનની છે. મૂળ ભાગમાં પૃથ્વીની અંદર બે યોજનની તેની લંબાઈ છે. મૂળમાં આઠ યોજનનો તેનો વિસ્તાર છે. તેનો મધ્યપ્રદેશ છ યોજનના વિસ્તારવાળો છે અને છેક ઉપરના ભાગમાં ચાર યોજનની તેની સપાટી છે

## જંબુદ્વીપપન્નત્તૌ તથા હૈમઋષભચરિત્રે.

ઉપરોક્ત બન્ને વિષે તો કહેલું છે કે સર્વે દેવોના સ્થાન પ્રત્યે ઘંટા હોય છે. જયારે ઈંદ્રાદિક દેવો તીર્થંકર–મહારાજના જન્માદિક મહોત્સવ કરવાને અહીં આવે છે ત્યારે પ્રથમ, ત્રીજા, પાંચમા, સાતમા, દસમા દેવલોકના ઈંદ્રો પોતપોતાના નોકરો હરિણગમેષી દેવોને આજ્ઞા આપે છે કે–આપણી સુઘોષા ઘંટાને વગાડો. આવી રીતે કહેવાથી તેઓ પોતપોતાની સુઘોષા ઘંટાને વગાડે છે. બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, બારમા દેવલોકના ઈંદ્રો પોતપોતાના ઘંટા-

ધિપતિ લઘુપરાક્રમસંજ્ઞાવાળા દેવોને આજ્ઞા આપીને પોતપોતાની મહાઘોષા નામની ઘંટાને વગડાવે છે.

ચમરેંદ્ર અને બલીંદ્ર નામના અસુરેંદ્રો અનુક્રમે દ્રુમ અને મહાદ્રુમ નામના પદાતિ સેનાધિપતિ દેવોદ્વારા ઓઘસ્વરા અને મહાઓઘસ્વરા નામની સુઘોષા ઘંટાને વગડાવે છે. બન્ને નાગકુમારના ઇંદ્રો મેઘસ્વરા નામની સુઘોષા ઘંટાને વગડાવે છે.

બન્ને સુવર્ણકુમારના ઇંદ્રો–સુસ્વરા ઘંટાને વગડાવે છે. બન્ને વિદ્યુત્કુમારના ઇંદ્રો ક્રૌંચસ્વરા નામની ઘંટાને વગડાવે છે. બન્ને અગ્નિકુમારના ઇંદ્રો મંજુસ્વરા નામની ઘંટાને વગડાવે છે. બન્ને દિક્કુમારના ઇંદ્રો મંજુઘોષા નામની ઘંટાને વગડાવે છે. બન્ને ઉદધિકુમારના ઇંદ્રો સુસ્વરા નામની ઘંટાને વગડાવે છે. બન્ને દ્વીપકુમારના ઇંદ્રો મધુરસ્વરા નામની ઘંટાને વગડાવે છે. બન્ને વાયુકુમારના ઇંદ્રો નંદીશ્વરા નામની ઘંટાને વગડાવે છે. બન્ને સ્તનિતકુમારના ઇંદ્રો નંદીઘોષા નામની ઘંટાને વગડાવે છે. તથા દક્ષિણ દિશા સંબંધી ધરણેંદ્રાદિ નવ ઇંદ્રોના પદાતિકો ભદ્રસેન નામના છે તથા ઉત્તર દિશા સંબંધી ભૂતાનંદાદિ નવ ઇંદ્રોના પદાતિ સ્વામી દક્ષ નામના છે. તથા વ્યંતરોના ૩૨ ઇંદ્રો તેમાં દક્ષિણ દિશા સંબંધી ૧૬ ઇંદ્રોની મંજુસ્વરા નામની ઘંટા છે. તથા ઉત્તર દિશા સંબંધી ૧૬ ઇંદ્રોની મંજુઘોષા નામની ઘંટા છે. એ વ્યંતરોના અધિપતિઓના નામોનો

નિશ્ચય નથી. બન્ને જ્યોતિષીના ઇંદ્રો સુસ્વરા નામની તથા સુસ્વરાનિર્ઘોષા નામની ઘંટાને વગાડાવે છે. તેમના પદાતિકોના અધિપતિના નામોનો નિશ્ચય નથી. વિશેષ અધિકાર જંબૂદ્વીપ પન્નતિ તથા ઋષભદેવચરિત્રથી જાણવો.

સર્વે ઇંદ્રો સમ્યક્દૃષ્ટિ જ હોય છે. ઇતિ જંબુદ્વીપ પન્નત્તૌ તથા નિર્વાણકલ્યાણકાદૌ.

વિમાન કરનારાના નામો સૂત્રોમાં દેખાતા નથી. તેના આભિયોગિક દેવો વિમાનો બનાવે છે. જંબુદ્વીપ પન્નત્તૌ

દરેક વૈમાનિક ઇંદ્રોના વૈમાન લાંબા પહોળા ૧ લાખ યોજનના હોય છે, અને ઊંચાણમાં પોતાના વિમાનના પ્રમાણવાળા હોય છે. તેઓની ઇંદ્રધ્વજા પણ એક હજાર યોજન ઉન્નત હોય છે. જંબુદ્વીપ પન્નત્તિ સૂત્રે

અસુરેંદ્રના વિમાનો ૫૦ હજાર યોજન પ્રમાણના વિસ્તારવાળા હોય છે. જંબુદ્વીપ પન્નત્તૌ

ચમરેંદ્ર તથા બલીંદ્રના ઇંદ્રધ્વજ પણ ૫૦૦ યોજન ઊંચા હોય છે.

બાકીના ૧૮ ઇંદ્રોના વિમાનો તથા ઇંદ્રધ્વજો અર્ધ પ્રમાણવાળા હોય છે.

વ્યંતર જ્યોતિષીના ઇંદ્રોના વિમાનો ૧૦૦૦ યોજન પ્રમાણવાળા હોય છે અને મહેંદ્રધ્વજ પણ ૧૨૫ યોજન ઊંચો હોય છે. જંપદ્વીપ પન્નત્તૌ

કલ્પસૂત્ર અંતરવાચનાને વિષે તથા પ્રશ્નોત્તરસાર્ધ-શતક ગ્રંથે તથા હેમચંદ્રસૂરિવિરચિત આદીશ્વરજી ચરિત્રને વિષે પણ એમ જ કહેલ છે.

પાલકાદિક દેવો પોતેજ વિમાનરૂપ થાય છે માટે સર્વે વિમાનો સચિત્ત હોય છે. ઇતિ ઠાણાંગસૂત્રટીકાયામ્. દશમસ્થાને

જિનેશ્વર મહારાજને સ્નાત્ર અભિષેક કરવા માટે ઇંદ્રે આદેશ કરેલા આભિયોગિક દેવતાઓ ક્ષીરસમુદ્રના પાણીને લાવીપછી ત્યાં ઉત્પન્ન થયેલા હજાર પાંખડીવાળા કમળોને ગ્રહણ કરે છે. એ પ્રમાણે પુષ્કરોદધિથી આરંભીને ભરત, ઐરવત, માગધ વિગેરે સ્થાનોના જળ, કમળો, મૃત્તિકા વિગેરેને ગ્રહણ કરે છે. પ્રભુને અભિષેક કર્યા પછી અચ્યુતેંદ્ર ભગવાનના અંગને સાફ કરીને, ઉત્તમ અલંકારો પહેરાવીને સોનાના, બાજોઠ ઉપર રૂપાના ચોખાથી અષ્ટ મંગલિક આલેખીને, મનોહર એવા એકસોને આઠ કાવ્યથી પ્રભુની સ્તુતિ કરે છે. કહ્યું છે કે–જિનરાજની આગળ ધૂપ કરીને, પછી સાત આઠ પગલા પાછા હઠીને, બે હાથ જોડી દસ આંગળાને એકઠા કરવાપૂર્વક મસ્તક ઉપર લગાડીને પ્રણામ કરીને પછી જેમાં એક શબ્દ બે વાર ન આવે એવા એક સો ને આઠ નિર્મલ કાવ્યથી પ્રભુની સ્તુતિને કરે છે. તે કહે છે. સિદ્ધઅવસ્થાને પામનારા, તત્ત્વના જાણ, કર્મરહિત, રાગ-દ્વેષરહિત, નિરાભિમાન, ધર્મને વિષે ચાર ગતિનો અંત

કરનાર ચક્રવર્તી એવા હે ભગવન્! તમને અમે નમસ્કાર કરીએ છીએ.

યુગલીયા મરણ પામે ત્યારે તેના શરીરને ભારંડ પક્ષી સમુદ્રમાં નાખે છે તેમ હેમઋષભ ચરિત્રે કહ્યું છે અને કેટલાક કહે છે કે ગંગાદિક નદીમાં નાખે છે. જંબુદ્વીપ પન્નત્તૌ

## સૂર્યપન્નત્તિ ટીકાયામ્

જેવી રીતે સૂર્યનો ચાર દક્ષિણાયન અને ઉત્તરાયન છે તેવી રીતે ચંદ્રમાનો ચાર પણ દક્ષિણાયન ઉત્તરાયન તરફનો થાય છે.

## નિશીથસૂત્રે

અભક્ષ્ય ત્યાગનો અધિકાર છે તેમજ બૃહત્કલ્પ, આચારાંગ, દશવૈકાલિક, પ્રવચનસારોદ્ધાર યોગશાસ્ત્ર, સેનપ્રશ્ન, શ્રાદ્ધવિધિવૃંદારવૃત્તિ વિગેરેમાં પણ અભક્ષ્યત્યાગનું લખાણ છે.

મુનિયોએ રજોહરણને ઓશીકે અગર ડાબી બાજુ મુકવું નહિ પણ જમણી બાજુ મુકવું જોઇયે.

પાંચમા આરાના આઠમાં ઉદયમાં શ્રીપ્રભ નામના યુગ પ્રધાન આચાર્યના વખતમાં કલંકી થશે. તે અવસરે હીયમાન સમયમાં તીર્થ કહેતા દેરાસરો કોઇક જગ્યાએ હશે અને સાધુ-સાધ્વીઓ પણ બહુ જ અલ્પ હશે. તે વખતે કલંકી રાજા થશે. ઇતિ મહાનિશીથ તથા નિશીથ સૂત્રે.

પરંતુ તે કાલને આવવાને હજુ લગભગ સાત હજાર

વર્ષની વાર છે. તેની વચ્ચે ઉપકલંકી ઘણા થશે. જેવા કે અ-લાઉદ્દીન ખુની આદિ ધર્મદ્વેષી રાજા થઇ ગયા તેવા જાણવા એવો જ ખુલાસો વસુદેવ હિંડીમાં પણ છે.

સાધુને ગૃહસ્થને ઘરે બેસવાની મનાઇ છે. સાઠ વર્ષ ઉપરની વયવાળા, સર્વથા વૃદ્ધ, જીર્ણ શરીરવાળા શંકાને હણનાર, સર્વથા સ્થિર ચિત્તવાળા, તપવડે શરીરને શોષનાર સંવિગ્ન જીવ કારણે બેસી શકે; બીજા નહિ.

સાધુ પોતાના ઉપકરણાદિક માણસો પાસે ઉપડાવે તો દોષ લાગે, પ્રાયશ્ચિત્ત આવે. નિશીથ સૂત્રે

ઉદ્દેશીને કરેલ આહાર પણ પોસાતી લઈ શકે,

જો જિનકલ્પી ન હોય નિશીથચૂર્ણૌ

સ્થવિરકલ્પી સાધુને જઘન્યથી ચૌદ ઉપકરણ રાખ-વાનું કહ્યું છે. બાળ, તપસ્વી, ગ્લાન એ ઠંડીને સહન કરી શકે નહિ તો સંયમના રક્ષણને માટે બે ત્રણ અગર અધિક ઉપ કરણ રાખી શકાય છે.

## નિશીથચૂર્ણૌ ચૌદમે ઉદ્દેશે.

પ્રાવરણનો અર્થ ઉત્તરીય વસ્ત્ર કહ્યો છે. અહીં વસ્ત્ર મુક-વાથી શ્રાવકને મુખવસ્ત્રિકાનું ગ્રહણ કરવું એમ સૂચવે છે.

અપવાદથી શ્રાવક અગર મિથ્યાત્વીને દીક્ષા લેવાની ભા-વના હોય તો દશવૈકાલિક ચાર અધ્યયન ગૃહસ્થને ભણી શકાય છે; સિવાય નહિ. નિશીથ ચૂર્ણૌ

સૂર્યોદય પહેલા, મધ્યાહ્ને, સાયંકાળે, રાત્રિમધ્યે (અર્ધરાત્રે) સ્વાધ્યાય ન કરવો. નિશીથચૂર્ણૌ

મુનિએ ગુરૂને વંદન કરી, અમુક કારણથી અમુક વિગય લેવાની હું ઇચ્છા કરૂં છું વિગેરે કહી ગુરૂ કહે તે પ્રમાણે વિધિપૂર્વક વિગય લેવી. નિશીથચૂર્ણૌ

જે અકાર્ય કરવું તે દુષ્કર નથી, પણ તેનું પ્રાયશ્ચિત્ત લેવું દુષ્કર છે. નિશીથચૂર્ણૌ

સિંધુદેશે મહાવીરસ્વામીના જવાથી ૧૫૦૦ સાધુઓ કાળધર્મ પામ્યા હતા. નિશીથચૂર્ણૌ

સામાયિકમાં ઘડી રાખી શકાય છે. ઇતિ નિશિથચૂર્ણૌ તથા વૃંદારૂવૃત્તૌ

નૈવેદ્ય રાંધેલું ધરવાનું કહ્યું છે તથા શ્રાદ્ધવિધિ, આચાર-ઉપદેશ, અષ્ટપ્રકારી પૂજાનો રાસ તથા સકલચંદજી ઉપાધ્યાય-વિરચિત પૂજાઓમાં પણ કહેલ છે. નિશીથચૂર્ણૌ

## નિશીથભાષ્યે

સામાયકમાં આહાર ન થાય, પણ પોસહમાં આહાર થાય અને પોસાતીને અર્થે કરેલો પણ આહાર કરે.

## નિશીથ ભાષ્ય, પાંચમે ઉદ્દેશે

સાધુને વૃક્ષના નીચે વડીનીતિ કરવી નહિ.

## બૃહત્કલ્પે

સ્થાનકવાસી (ઢુંઢીયા) રાત્રિએ પાણી રાખવાનું કયાં

કહ્યું છે એમ પૂછે તો ઉત્તર આપવો કે-બૃહત્કલ્પે પાંચમે ઉદ્દેશે છે. (વળી સત્યસાગર નામની તેમની જ નવીન બુક બનાવેલ છે તેમાં છે.)

## બૃહત્કલ્પવૃત્તૌ

છેવઠ્ઠા સંઘયણવાળો જીવ ઉત્કૃષ્ટતાથી ચોથે દેવલોકે જઇ શકે છે, ઉપરાંત નહિ.

બે ગાઉ ઉપરાંત ક્ષેત્રમાંથી લાવેલો આહાર સાધુ-સાધ્વીને વપરાય નહિ અને પ્રથમ પોરિસીમાં લાવેલો આહાર ચોથી પોરિસીમાં વપરાય નહિ, વાપરે તો દોષ લાગે.

## બૃહત્કલ્પ પ્રથમ ખંડે

એક ગચ્છમાં જઘન્યથી ત્રણગણા હોય, તેના ઉપરાંત ચાર-પાંચ આદિ હોય તે મધ્યમ ગચ્છ અને ઉત્કૃષ્ટથી બત્રીશ હજાર આદિ હોય તે. આદિનાથના ઋષભસેન ગણધરને બત્રીશ હજાર સાધુનું પરિમાણ હતું.

સાધુ સંયમ વિરુદ્ધ દ્રવ્ય વર્જે. પાલંશાકં, લટ્ટાશાકં, શુંભ શાલનકં, મહારાષ્ટ્રાદૌ કથિતં, તથા મુદ્ગાદિક કઠોળ મિશ્રિતં આમ ગોરસાદિકં માંસ, મધુ, માખણ વિરૂદ્ધ ભક્ષ દ્રવ્યં આ સર્વેને ત્યાગ કરે.

કુત્રિકાપણ પૂર્વભવની પ્રીતિવાળા દેવ, પુન્યશાળી પ્રાણીઓને જે ઇચ્છિત પદાર્થો માગે છે તે આપે છે. તે સ્થળો ઉજજયિની રાજગૃહીમાં હતા. બૃહત્કલ્પવૃત્તૌ દ્વિતીયખંડે

સાધુ ગૃહસ્થો પાસેથી છિન્ન–છેદેલ વસ્ત્ર લે.

ચોમાસુ રહેલા સાધુને તે ગામમાંથી ચોમાસુ પૂર્ણ થયા બાદ બે માસે નવું વસ્ત્ર લેવું કલ્પે, કારણ કે તે કાળના મધ્યે કાંઇપણ લઇ શકે. બ્રહત્કલ્પદ્વિતીયખંડે

જે ગ્લાનની ભક્તિ કરે તે વીતરાગની આજ્ઞાના આરાધક ભગવાનની ભક્તિના પેઠે કહેવાય બ્રહત્કલ્પપ્રથમખંડે

આચાર્યાદિકને વિહાર કરતી વખતે મુહૂર્ત્ત જોવાનું કહેલ છે. તથા ગણિવિજાપયન્નામાં પણ એમજ કહેલ છે. ઇતિ બ્રહત્કલ્પવૃત્તૌ દ્વિતીયખંડે

જિનકલ્પી સાધુઓ તે ભવમાં મુક્તિ જતા નથી, કારણ કે આગમમાં તેમને કેવલજ્ઞાન થવાનો નિષેધ કહેલ છે. બ્રહત્કલ્પવૃત્તૌ

બૃહત્કલ્પ પ્રથમ ઉદ્દેશે

સાધુને ચિત્રેલા ઉપાશ્રયમાં રહેવાય નહિ.

બૃહત્કલ્પ સૂત્ર વૃત્તૌ ત્રીજે ખંડે

કાંઇપણ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિકના ગુણને ધારણ કરનારા પાસત્થાદિક હોય તો તેને અવસરોચિત વંદનાદિક કરવામાં દોષ નથી.

કોઈ કારણના વશથી અન્ય દર્શનીના સહવાસમાં રહેવું પડે તો પ્રવચનની માલિન્યતા ન થાય તેવા પ્રકારે વર્તન કરવું.

### બૃહત્કલ્પ સૂત્ર વૃત્તૌ બીજે ખંડે

રાત્રિએ સૂતી વખતે સ્થવિરકલ્પીઓ બારણા બંધ ન કરે તો સિંહાદિક જાનવરોથી, ચૌરાદિકથી શત્રુઓથી સંયમની અને આત્માની વિરાધના થાય, માટે સ્થવિરકલ્પીઓને અવશ્ય બારણા બંધ કરવા જોઈએ.

### બૃહત્કલ્પવૃત્તૌ ત્રીજે ખંડે

જયાં ચોમાસુ કર્યું હોય ત્યાંથી સાધુને બે માસ સુધી વસ્ત્ર લેવા કલ્પે નહિ, અપવાદથી લઈ શકાય.

### બૃહત્કલ્પ બીજે ખંડે

ઘોડા, સર્પ, પાડા, દ્રવ્ય સંયોગથી સંમૂર્ચ્છિમ થયેલ હોય તેનું આયુષ્ય અંતર્મુહૂર્ત્તનું હોય છે.

સંયમમાં સંયમના ભેદોના સત્તર પ્રકાર કહેલા છે.

પ્રશ્નોત્તરસાર્ધશતકે ૪૫ મેં પત્રે પણ એમ જ કહેલ છે.

હાલમાં છેલ્લા સંહનનવાળા જીવોના પરિણામ શુભાશુભ મંદ હોવાથી તે શુભાશુભ કર્મનો બંધ પણ અલ્પ કરી શકે છે તેથી તેઓ ઊર્ધ્વ ચાર દેવલોક સુધી અને નીચે બીજી નરક સુધી જઈ શકે છે. સંગ્રહણી સૂત્રે પણ એમ જ કહેલ છે.

જયાં દિવાનો ઉદ્યોત હોય ત્યાં કારણે એક બે દિવસ રહે. વધારે રહે તો પ્રાયશ્ચિત્ત કહ્યું છે. બ્રહત્કલ્પે

છેવઠ્ઠા સંઘયણવાળા ઊંચે ચોથા દેવલોક સુધી અને નીચે બે નરક સુધી જઈ શકે છે, કારણ કે જઘન્ય બળવાળા

જીવનો પરિણામ શુભ અથવા અશુભ મંદ હોય છે.

કોઇ નિર્ભાગી પુરૂષના સંસર્ગથકી ઘણા ભાગ્યવાન જીવોનો પુન્યોદયપ્રાય કરી હણાઇ જાય છે. બ્રહત્કલ્પપ્રથમખંડે

બૃહત્કલ્પભાષ્યે

મારુદેવા નિગોદમાંથી નીકળી, કેળના ભવો કરી, મનુષ્ય-જન્મ પામી મોક્ષે ગયા છે.

આવશ્યક સૂત્ર તથા પન્નવણાસૂત્રમાં પણ એમજ કહેલ છે.

સમવસરણમાં અલ્પ ઋદ્ધિવાળા મનુષ્યો તથા દેવતાઓ મહર્દ્ધિક મનુષ્યોને અને દેવતાઓને યથાર્હ સત્કાર માટે નમસ્કાર કરે છે. જો ન કરે તો આજ્ઞાભંગનો દોષ લાગે છે.

આવશ્યકનિર્યુક્તિ, બૃહતવૃત્તિને વિષે પણ એમજ કહેલ છે.

પુસ્તક લખવાનો અધિકાર કહેલો છે. બૃહત્કલ્પભાષ્યે

બ્રહત્કલ્પભાષ્યવૃત્તિપીઠિકાયામ્

પહેલી સંપૂર્ણ પોરિસી ભગવાન દેશના આપે. પછી બીજી સંપૂર્ણ પોરિસી ગણધર દેશના આપે. પછી ચોથી પોરિસી ભગવાન દેશના આપે.

સામાન્યપણે પાણી રાખવાનું કહેલ છે. ઇતિ બ્રહત્કલ્પે.

બ્રહત્કલ્પભાષ્યવૃત્તિ.

સાધ્વીને બાર બંધ કરીને સૂવું જોઇએ.

સ્થવિરકલ્પીઓને કારણે યત્નથી બારણા બંધ કરે.

નિન્હવ પાખંડીને માત્રાને વિષે મુહપત્તિ, લઘુનીતિથી પોતાના પાત્રમાં કરી ધોવાય નહિ, ધોવે તો પ્રાયશ્ચિત્ત આવે.

**બ્રહત્કલ્પભાષ્યવૃત્યાદૌ**

જૈનમંદિરે જિનપ્રતિમા ઉપર ભમરીઓ આદિનું ઘર હોય અને ત્યાં સારવાર કરનારા શ્રાવકના અભાવે સારા સાધુએ પોતે જ તેને દૂર કરવાથી અલ્પ દોષ લાગે અને દૂર ન કરવાથી મોટું પ્રાયશ્ચિત્ત આવે.

**બ્રહત્કલ્પભાષ્યવૃત્તૌ ત્રીજે ખંડે**

કોઈ પણ સાધુને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય છે. એવું ગુરૂએ જાણ્યા પછી નીચેના ઉપાયોથી તેનો સાધુવેષ મુકાવે.

૧. સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઉદયવાળાને અર્દ્ધ વાસુદેવનું બળ હોય તે પ્રથમ સંઘયણવાળાને હોય. હાલમાં તો સામાન્ય માણસની અપેક્ષાએ બમણું, ત્રગણું, ચારગણું બળ હોય.

૨. તેને ગુરૂ મીઠા વચનથી કહે કે–હે મહાનુભાવ ! સાધુ વેષ છોડી દે તને ચારિત્ર નથી. આવી રીતે કહેવાથી વેષ મૂકે તો ઠીક, નહિ તો સંઘ ભેગો થઈને વેષ લઇ લે; પણ એક માણસ ન લે, કારણકે તેના ઉપર દ્વેષ થાય તો તેના પ્રાણને હરણ કરે.

૩. તેજ ભવમાં કદાપિ કાલે તે મુક્તિગામી હોય અને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય હોય તો પણ સાધુવેષ તેને આપે

નહિ પરંતુ જ્ઞાનવડે કરીને જાણે કે આને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થશે નહિ તોજ સાધુવેષ આપે; અન્યથા નહિ.

૪ સાધુવેષ લેવા માંડ્યા પછી તેને કહેવુ કે દેશવિરતિ અંગીકાર કર. આવી રીતે કહ્યા છતાં પણ ન માને તો રાત્રિમાં તેને સૂતો મૂકીને સાધુઓ અન્ય દેશમાં ચાલ્યા જાય.

## વ્યવહારસૂત્રે.

વીરે કહ્યું કે હે ગૌતમ ! જે મુહપત્તિ પડિલેહ્યા વિના વાંદણા આપે તેને ગુરૂ પ્રાયશ્ચિત્ત આવે.

## તીર્થંકર ચક્રવર્ત્યાદિકના પ્રસાદો.

તીર્થંકર મહારાજાના પ્રાસાદો ૧૦૮ હાથ પ્રમાણના અત્યંત ઉજ્જવલ હોય છે.

ચક્રવર્તીઓના પ્રાસાદો ૧૦૮ હાથ પ્રમાણના હોય છે, પરંતુ તીર્થંકર કરતા કંઇક ઓછા ઉજ્જવલ હોય છે. વાસુદેવના પ્રાસાદો ૬૪ હાથ પ્રમાણના હોય છે. પ્રાકૃત લોકોના પ્રસાદો ૧૬. હાથ પ્રમાણના હોય છે. વળી પણ કહ્યું છે કે—ચક્રવર્તીના પ્રાસાદો ૧૦૮ હાથ પ્રમાણના હોય છે. વાસુદેવના પ્રસાદો ૬૪ હાથ પ્રમાણના હોય છે. માંડલિકના પ્રાસાદો ૩૨ હાથ પ્રમાણના હોય છે. પ્રાકૃત લોકોના પ્રાસાદો ૧૬ હાથ પ્રમાણના હોય છે.

મુનિ જિનપ્રતિમા(ચૈત્યની) શાખે આલોયણા લે.ઇતિ વ્યવહારસૂત્ર પ્રથમ ઉદ્દેશો.

**नवशाखं चदेवानां, सप्तशाखा सुरेपरे ।**
**षंचशाखं नरेंद्राणां, त्रिशाखं मंडलेश्वरे ॥ १ ॥**

**ભાવાર્થ**—દેવોના નવ શાખાવાળા, બીજા દેવોના સાત શાખાવાળા, રાજાઓના પાંચ શાખાવાળા માંડલિકોના ત્રણ શાખાવાળા પ્રાસાદો હોય છે. ઇતિ અપરાજિત ગ્રંથે પણ કહેલ છે.

દોગુંદક દેવતા મહાસુખીયા હોય છે. તે ત્રાયત્રિંશક દેવો કહેવાય છે. વ્યવહાર સૂત્રવૃત્તૌ

સિંહ-નામનો શ્રાવક દ્રવ્યાધિકારે દ્રવ્ય ઋદ્ધિ અને પુષ્પનો શેખર વિગેરે છોડી દઈ સ્થાપનાચાર્ય સ્થાપીને પૌષધશાળામાં સ્થિત થયો. પછી ભૂષણને ત્યાગ કરી ઇરિયાવહિયા પડિક્કમી મુખવસ્ત્રિકા પડિલેહી ત્યારબાદ ચાર પ્રકારનો પૌષધ કરે

વ્યવહાર ભાષ્યે

જે પ્રતિમા ધર મુનિ હોય તે પ્રતિમા પૂરી થયા પછી ગુરૂજીને ખબર આપે છે તેથી ગુરૂજી રાજા પ્રમુખ શ્રાવકને જણાવવાથી ગામમાં આડંબર સહિત પ્રવેશ કરાવવાથી લોકો ધર્મના રાગી થાય છે. તથા જૈન શાસનની પ્રભાવના થાય છે.

કોઇ મુનિને પ્રાયશ્ચિત્ત લેવા માટે ગુરૂનો યોગ ન હોય તો ભરૂચમાં મુનિસુવ્રતસ્વામીનું આરાધન અઠ્ઠમ કરી કરે તો અધિષ્ઠાયકજી દેવ પ્રાયશ્ચિત્ત આપે છે.

## વ્યવહારનિર્યુક્તૌ

વર્ષાઋતુમાં સાત દિવસ, હેમંતમાં પંદર દિવસ, ગ્રીષ્મમાં માસ ઉપરાંત લૂણ ખપે નહિ.

## વ્યવહાર ભાષ્ય સાતમા ઉદ્દેશે

સજઝાય ધ્યાન ન કરવાના દિવસોમાં સજઝાય ધ્યાન કરવાથી પ્રાયશ્ચિત્ત આવે છે, માટે દિવસની ત્રણ સંધ્યા અને ચોથી મધ્યરાત્રે સજઝાય ધ્યાન ન કરવું.

## વ્યવહારચૂર્ણૌ

ઓઢવાનું વસ્ત્ર, આભૂષણ વગેરે મુકીને મુહપત્તિ ગ્રહણ કરીને વસ્ત્ર કાયાદિકનું પ્રમાર્જન કરી પૌષધાદિક આચરવાં.

## દશાશ્રુતસ્કંધ પ્રથમ અધ્યયને

શ્રેણિક અને ચેલણાના રૂપ-ભોગ દેખીને કેટલાક સાધુ સાધ્વીયોએ નિયાણા બાંધેલા છે.

અર્દ્ધપુદ્ગલપરાવર્તનથી અધિક સંસાર હોય તે કૃષ્ણપાક્ષિક, અને અર્દ્ધપુદ્ગલપરાવર્તનથી અલ્પ કાળ હોય તે શુકલ પાક્ષિક, દશાશ્રુતસ્કંધે, ઉપદેશરત્નાકરે તથા ધર્મપરીક્ષામાં પણ એમ જ કહેલ છે.

## દશાશ્રુતસ્કંધચૂર્ણૌ

ક્રિયારૂચી જીવ નિશ્ચય ભવ્ય અને શુકલપાક્ષિક હોય છે, તે સમ્યગદૃષ્ટિ હોય કે મિથ્યાદૃષ્ટિ હોય પણ એક પુદ્ગલ-

પરાવર્તનમાં નિશ્ચય મોક્ષે જશે.

## મહાનિશીથસૂત્રે

જો દેશથી આહારપૌષધ કરે તો ગુરૂની સાક્ષીએ પચ્ચખાણુ પારી આ–વસ્સહી કહી ઉપાશ્રયમાંથી નીકલી ઇર્યાસમિતિપૂર્વક ઘરે જઇ ઇર્યાવહી પડિકમી ગમણાગમણે આલોઇને ચૈત્યવંદન કરે, પછી પૃથ્વી તેમજ સંડાસા પ્રમાર્જી આસન ઉપર બેસે, પાત્રાદિ પ્રમાર્જે, પચ્ચખાણુ પારી નવકાર ગણી સબડકા વગાડયા વિના ચબચબ ન થાય તેમ વિલંબ વગર મન, વચન, કાયાના યોગને એકત્ર કરી સાધુની જેમ ભોજન કરે.

ઇર્યાવહી પડિકમ્યા વિના ચૈત્યવંદન સ્વાધ્યાય ધ્યાનાદિક કરવા કલ્પે નહિ

સર્વજ્ઞ ભગવાને કહેલા બાર પ્રકારના તપ કર્મમાં સ્વાધ્યાય સમાન બીજો કોઇ એક પણ તપ નથી.

જેનો એક જ ભવ બાકી રહેલો હતો તે સાવદ્યાચાર્ય ઉત્સૂત્રની પ્રરૂપણાથી અધિક ભવ કરવાવાળા થયા.

પાંચ પર્વીનું આરાધન કરવાથી હે ગૌતમ ! બહુફલ થાય, કારણ કે પ્રાયઃ કરીને પરભવના આયુષ્યનો બંધ તે તિથિયે જીવો બાંધે છે, તેમ વીર પરમાત્માએ કહેલ છે.

શીયલ રહિત પૂજા સત્કાર દાનાદિ દ્રવ્ય અર્ચન શ્રાવકોને કહેલ છે. ચારિત્રાનુષ્ઠાન ઉગ્ર તપ ચરણરૂપ ભાવ અર્ચન

સાધુઓને કહેલ છે. ભાવ અર્ચન ઉગ્ર વિહારરૂપ છે અને દ્રવ્ય અર્ચન જિન પૂજન કરવા રૂપ છે પ્રથમ ભાવ અર્ચન મુનિયોને હોય છે અને દ્રવ્ય તથા ભાવ અર્ચન શ્રાવકોને હોય છે. દ્રવ્ય અર્ચનથી ભાવ અર્ચન પ્રધાન કહેલ છે. કોઇ માણસ સોનાના તથા મણિના પગથીયાવાળું લાખો થાંભલા-વડે કરી સુશોભિત સુવર્ણતલીયાવાળું જિનેશ્વરમહારાજનું મંદિર કરાવે તેના કરતા તપ સંયમને અધિક કહેલ છે.

જિનેશ્વર મહારાજનું પૂજન કર્યા સિવાય કર્મનું નિર્જરવાપણું થતું નથી. માટે વીતરાગીની પૂજા કરવી.

રોગ દુઃખદાયક છે, માટે તેનાથી જેમ દૂર રહેવું, તેમ વિષયથી દૂર રહેવું; કારણ કે વિષય જે તે તત્ત્વથી દુઃખ રૂપ જ છે.

ઉપધાન કર્યા વિના નવકાર વિગેરે શ્રુતજ્ઞાન ભણે, ભણાવે, અનુમોદન કરે તો તેને ધર્મપ્રિય સમજવો નહિ, તેણે ત્રણે કાળના તીર્થંકરોની અને શ્રુતની આશાતના કરી છે એમ જાણવું, તે અનંતકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે.

શ્રેણિકપુત્ર નંદીષેણ ચરમશરીરી તદ્ભવે મુક્તિ ગયેલ કહેલ છે. અન્યત્રવૃત્તિચૂર્ણ્યાદૌ દેવલોકે ગયેલ કહેલ છે

બ્રહ્મચર્યથી પતિત થયેલ સાધુને વંદન કરે તો અનંત ભવભ્રમણનો લાભ થાય. આ હકીકત દેવતાએ પૂછવાથી શ્રી સીમંધરસ્વામીએ કહેલ છે

શ્રાવકોને અષ્ટ પ્રકારી પૂજા કરવાનું કહ્યું છે.દીપક પૂજા પણ અષ્ટ પ્રકારી પૂજાના અધિકારે કહેલી છે

પ્રભુના જન્મ વખતે પ૬ દિક્કુમારિકાઓએ દીપક પૂજા કરેલી છે વિગેરે વર્ણન જંબૂદ્વીપપન્નત્તિ તથા આવશ્યક સૂત્રમાં છે

**મહાનિશીથ સૂત્રે બીજે અધ્યયને**

શીયલ રહિતને જે વંદના કરે છે. તે પણ અનંત સંસારી થાય છે.

**મહાનિશીથ સૂત્રે ત્રીજે અધ્યયને**

જે કોઇ ઉપધાનને ન માને તે બહુલસંસારી થાય છે.

૧ ભાવાર્ચન ઉગ્રવિહારીપણું ૨ દ્રવ્ય અર્ચન જિનપૂજા, પ્રથમ પૂજા મુનિને અને બન્ને પૂજા ગૃહસ્થને હોય છે, ઇતિ સ્ફુટાક્ષરો જિનપૂજાના લખેલા છે.

મહાનિશીથ સૂત્ર શ્રી વૃદ્ધવાદી સિદ્ધસેનદિવાકર, શ્રી જિનદાસગણિ ક્ષમાશ્રમણાદિ યુગપ્રધાન મહાપુરૂષો જેઓ પૂર્વગત શ્રુતધારી હતા તેમણે લખેલ છે, માટે બહુ માનવા લાયક છે

સાવદ્ય અનવદ્ય ભાષાને નહિ જાણનાર સાવદ્ય ભાષાને બોલનારને ઉપદેશ આપવાનો ધર્મ નથી.

**મહાનિશીથ ચોથે અધ્યયને**

સુમતિ નાગિલની કથા વિસ્તારથી છે.

## મહાનિશીથ પાંચમે અધ્યયને

આઠ સાધુ સાથે પણ સાધ્વીને ગમન કરવાની મનાઇ છે, તો એકલા ગૃહસ્થ સાથે સાધ્વીને જઇ શકાય જ નહિ.

## મહાનિશીથ સાતમે અધ્યયને

રાત્રિયે કાનમાં કુંડલ (રૂ) નાખ્યા વિના સુવે તો પ્રાયશ્ચિત્ત આવે.

જેઓ ચૌદશને છોડી પૂર્ણિમાએ ઉપવાસાદિકને કરે છે તે આગમ યુક્ત નથી. જુઓ આઠમ–ચૌદશ–જ્ઞાનપંચમી–પર્યુષણા–ચોમાસી વિગેરેમાં યથાશક્તિ ઉપવાસ–છઠ–અઠ્ઠમાદિક કરે તેમ કહેલ છે.

અવિધિથી ચૈત્યવંદન કરનારને પ્રાયશ્ચિત્ત લેવા કહેલ છે, કારણ કે અવિધિથી ચૈત્યવંદન કરનાર માણસ બીજાને અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

જે અવિધિથી દેવોને વંદન કરે તેને પ્રાયશ્ચિત્ત લાગે, આવો ઉપદેશ કરવો. કહ્યું છે કે–અવિધિથી ચૈત્યનેવંદના કરતો બીજાને અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે, તેથી વિધિથી ચૈત્યવંદન કરવું.

પરમાધામી દેવતા મરીને ૧ મનુષ્ય, ૨ તિર્યંચપંચેંદ્રિય, ૩ બાદર પૃથ્વીકાય, ૪ અપ્કાય, ૫ વનસ્પતિ–એ પાંચેને વિષે આવે છે અને મહાનિશીથ સૂત્રમાં કહેલ છે કે–પરમાધામી મરીને જલમનુષ્ય થાય છે.

સાધુ સાધ્વી રાત્રિએ કાનમાં રૂનું પુંભડું ન રાખે તો

પ્રાયશ્ચિત્ત કહેલું છે.

## નિશીથ સૂત્રે ૧૯ મે ઉદ્દેશે.

ભિક્ષુ–સાધુ પ્રાતઃકાલે મધ્યાન્હે સાયંકાળે અર્ધરાત્રિએ સ્વાધ્યાય ન કરે.

વ્યવહારસૂત્રમાં પણ ચાર સંધ્યાને વિષે સ્વાધ્યાય ન કરે તેમ કહેલ છે. દિવસની ત્રણ સંધ્યા અને અર્ધરાત્રિએ સ્વાધ્યાય ન કરે.

નિશીથ ભાષ્યને વિષે પણ ઉપર પ્રમાણે કહેલ છે. વળી કહ્યું છે કે–ઉપરોક્ત ચારે સંધ્યાને વિષે સ્વાધ્યાય કરવાથી લોકને વિષે નિંદાદિક થાય છે. રાક્ષસાદિક ચળે છે અને કર્મબંધન થાય છે અને સ્વાધ્યાય નહિ કરવાથી એટલો ટાઇમ સૂત્ર ભણનારને આશ્વાસન મળે છે. સ્વાધ્યાય કરવાથી લોકો બોલે છે કે–સર્વજ્ઞના પુત્રો થયા છતાં પણ આટલું પણ સમજતા નથી કે રાત્રિએ સ્વાધ્યાય ન થાય.

## મહાનિશીથ સૂત્રે ઉપધાનસંબંધી

જેમ સાધુઓને યોગના વહન કર્યા વિના સૂત્રાદિક વાંચવા ભણવા ન કલ્પે તેમ શ્રાવકોને પણ ઉપધાન કર્યા વિના નમસ્કારાદિ સૂત્રો ભણવા ગણવા કલ્પે નહિ, છતાં પણ ઉપરોક્ત બન્ને નિષેધ કર્યા છતાં પણ ભણે ગણે તો શુદ્ધ કહેવાય નહિ માટે ઉપરોકત બન્નેને અવશ્ય આરાધવા કહ્યું છે કે—

અકાલ અવિનય અબહુમાન અનુપધાન અષ્ટવિધજ્ઞાન

કુશીલોને વિષે અનુપધાન કુશીલને મહાદોષ કહેલ છે.

## ઉપધાન

ગૌતમસ્વામી મહાવીર મહારાજાને પૂછે છે કે—હે ભગવન્ ! શા માટે ઉપધાન તપ કરે ? ભગવાને કહ્યું કે—હે ગૌતમ ! બોધિબીજના લાભની સુલભતાને માટે કરે, માટે સાધુઓને યોગ કરવા, અને શ્રાવકોએ અવશ્ય ઉપધાન કરવા. દશવૈકાલિકનિર્યુક્ત્યાદૌ પણ કાલે વિણએ બહુમાણે ઉવહાણે ત્યાં પણ શ્રાવકોને ઉપધાન કરવાનું કહેલ છે.

ઉપાસકદશાંગસૂત્રને વિષે પણ શ્રાવકોના સ્વરૂપના વ્યાખ્યાનના અધિકારમાં ઉપધાન વહન કરવાનું કહેલ છે. વ્યવહાર સૂત્રની વૃત્તિને વિષે પણ શ્રુતને ગ્રહણ કરવાની ઇચ્છા કરનારાઓ ઉપધાન વહન કરે એમ કહેલ છે.

ઉપધાન વહન કર્યા સિવાય શ્રાવકને કાંઇપણ શ્રુત ગ્રહણ કરી શકાય નહિ, છતાં ઉપધાનની અવહીલના કરનારા અનેક વાર ભવભ્રમણ કરનારા થાય છે, માટે શ્રાવકને પંચ મંગળ મહાશ્રુતનો એક પણ આલાવો આપવો જેથી અનંતા ભવમાં ઉપાર્જન કરેલા અશુભ કર્મ રાશિને બાળવા માટે ઉપધાન સમર્થ છે. ઉપધાનની અવહીલના કરવા કરતા ઉપધાન કરનાર કરાવનારની અનુમોદના કરવાથી આપણા આત્માને લાભ થાય છે. ઉપધાન ન કરે તો ભગવાનની આશાતના કરનારા કહેવાય છે એજ

## પંચકલ્પચૂર્ણૌ

સાધુને નવકલ્પી વિહાર કહેલ છે અને સાધ્વીને એક-વર્ષા કલ્પ અને ચાર બે માસ કલ્પ કહેલ છે.

## પંચકલ્પભાષ્યચૂર્ણૌ

સાધુઓ મળ-મૂત્રની પીડાને રોકે છે તો જીવઘાતાદિ દોષો ઉત્પન્ન થાય છે, માટે મળ મૂત્રને રોકવા નહિ

## આવશ્યકસૂત્રે

ઇર્યાવહીના મિચ્છામિ દુક્કડ અઢાર લાખ, ચોવીશ હજાર એકસો ને વીશ કહેલ છે

જન્મનપુંસક કોઇક સમ્યક્ત્વ પામે.

તીર્થંકરનું સમવસરણ પૃથ્વીથી અઢીગાઉ ઊંચું રહે છે, ગામ, નગર, ક્ષેત્રાદિક તમામ નીચે જ રહે છે.

સુમંગલાનો જન્મ ઋષભદેવ સાથે થયેલ છે.

પરમાવધિ જ્ઞાનવાળો જ્ઞાનથી વધતો વધતો સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ યાવત્ પરમાણુ દેખે અને તેને અંતરમુર્હૂર્તે જરૂર કેવલજ્ઞાન થાય. સારોદ્ધાર સંગ્રહમાં પણ એમજ કહેલ છે.

## આવશ્યકવૃત્તિ મલયગિરિ

ઋષભદેવના પાંચમા ભવને વિષે સ્વયંપ્રભાદેવી હતી. તે ચ્યવી ગયા પછી અત્યંત આક્રંદ કરતા દેખી મિત્રદેવે નિર્નામિકાને નિયાણું કરાવ્યું. તે મરીને સ્વયંપ્રભાપણે ઉત્પન્ન થઇ માટે તે નિર્નામિકાનો જીવ સ્વયંપ્રભા થયેલ છે

પણ પ્રથમની ચ્યવી ગયેલી સ્વયંપ્રભા ફરીથી સ્વયંપ્રભાદેવી થઈ નથી.

અષ્ટાપદ પર્વતને વિષે આઠ પગથિયા સગર ચક્રવર્તીના વખતમાં તેમના પુત્રાદિકે કરેલા છે. આવશ્યક વૃતૌ.

નોકારશીના પ્રત્યાખ્યાનના નિત્ય નિયમવાળાને રાત્રિએ સુખડી ખાવાથી નૌકારશીનો ભંગ ન પડે, પણ અતિચાર લાગે.

નોટ—શાસ્ત્રકારે લખેલ છે તે ક્વચિત્ ગાઢ કારણાદિકને લઈને છે સિવાય ચાલુ કાળમાં બેદરકારી અને ધર્મશ્રદ્ધા રહિત્ જીવોને માટે અને ભવિષ્યમાં એવો પ્રવાહ ચલાવનારાઓ માટે તદ્દન નિષેધ જ સમજવો. કારણ કે તેમ કરવાથી પ્રવાહ અવળો ચાલે છે અને ધર્મપતિત થવાના સબળ કારણો મળે છે; માટે નિરંતર નોકારશીના પ્રત્યાખ્યાનના નિયમવાળાએ કદાપિ કાળે સુખડી ખાવી નહિ

આવશ્યક બૃહદ્‌વૃત્તૌ.

શ્રાવકોએ ગાડા, કુહાડો, ફરસી વિગેરે તૈયાર કરી રાખવા નહિ; કારણકે એ અધિકરણો જોડી રાખ્યા ન હોય તો સુખપૂર્વક બીજાને નિષેધ કરી શકાય છે—ના પાડી શકાય છે. ઘર વિગેરે પોતે પ્રથમ કરાવવા નહિ, પરગામ પ્રત્યે પોતે ગમન કરવું નહિ, શાકભાજી પણ બજારમાંથી વસ્ત્રથી ઢાંકયા વગર લાવવાથી પરની દૃષ્ટિ પડવાથી પાપની પરંપરાની

વૃદ્ધિ થાય છે.

છદ્મસ્થ ગુરુએ પણ કેવલજ્ઞાની સાધ્વીને વંદન કરવું નહિ, તેથી અર્ણિકાપુત્ર આચાર્યમહારાજે પુષ્પચૂલા કેવલી સાધ્વીને વંદન કરેલ નથી.

મહાવીર મહારાજા દેશના ખાલી જવાથી જ્યાં કેવલજ્ઞાન થયું હતું તે ઋજુવાલકા નદીથી રાતોરાત અપાપાનગરીએ આવ્યા તે વખતે સવારમાં પાર્શ્વનાથજીના સંતાનીયા લોહરમલ અણગાર મુનિના હાથથી લાવેલા ખીરના આહારથી છઠ તપનુ પારણું ભગવાનનું થયું હતું. આવશ્યકમલયગિરિ ટીકા.

## આવશ્યક બૃહદ્વૃત્તિ હારિભદ્રી

મહાવીર મહારાજાની પ્રથમ દેશના ખાલી ગઈ તે બાબતમાં દેવો તથા મનુષ્યો આવેલા હતા તેવો વિચાર જુદા જુદા પુસ્તકોમાં છે.

ઠાણાંગસૂત્રે પ્રવચનસારોદ્ધારે કલ્પસૂત્રે દેવો મનુષ્યો તમામ આવેલા હતા તેમ કહેલ છે.

હરિભદ્રસૂરિકૃત આવશ્યક બૃહદ્વૃત્તિમાં એકલા દેવો જ આવેલા હતા તેમ કહેલ છે.

## આવશ્યકવૃત્તૌ

જાતિનપુંસક સમ્યકત્વ પામે, વધારે પામે નહિ.

મહાવીર ભગવાનના માતા, પિતા આવશ્યક સૂત્ર અભિપ્રાયથી ચોથે દેવલોકે ગયેલ છે.

આચારાંગ સૂત્રમાં બારમે દેવલોકે ગયેલ કહેલ છે.

નૌકારશી આદિમાં દ્વિવિધ ત્રિવિધની મનાઇ કરી છે.

આવશ્યક સૂત્રે ૮૪૬ પત્રે

સ્પર્શ, રસ, ઘ્રાણેંદ્રિયનો વિષય નવ જોજનનો, કર્ણેંદ્રિયનો બાર જોજનનો, ચક્ષુઈંદ્રિયનો લાખ યોજનથી અધિક કહેલ છે. જઘન્ય સર્વેનો અંગુલના અસંખ્યાતમા ભાગનો જાણવો. આવશ્યકસૂત્રેમલયગિરિ વૃતૌ

સુનંદા કુમારી જ હોવાથી ઋષભદેવે તેનું પાણિગ્રહણ કરેલ છે. આવશ્યક સૂત્રે

પ્રભુના સમવસરણને વિષે દેવીઓ ઊભી રહીને પ્રભુની દેશના સાંભળે છે, શ્રાવિકાઓ બેસીને સાંભળે છે

ચૌદ પ્રકારે શ્રુતની આશાતના કહેલી છે

શ્રુતદેવતાની સહાયથી ધર્મવૃદ્ધિ થાય છે, તેથી શ્રુતદેવતાનો કાઉસ્સગ્ગ કરે, તથા નિર્વિઘ્નપણે આરાધન કરવા સારુ, ક્ષેત્રદેવતાનું આરાધન કરવાથી વિઘ્ન કરે નહિ. ઇતિ આવશ્યક સૂત્રે કાઉસગ્ગ નિર્યુક્તૌ

## આવશ્યકચૂર્ણૌ

જે સામાયક કરે તે મુકુટ ઉતારે અને કુંડલ, મુદ્રિકા, પુષ્પ, તાંબૂલ, પ્રાવરણ વિગેરે વોસરાવે.

વીરના સમવસરણના અધિકારમાં ભગવાનથી બારગણો અશોકવૃક્ષ ઇંદ્રે કહેલ છે, તે એકલા અશોકવૃક્ષનું માન છે.

વીરને શાલ વૃક્ષના નીચે કેવલજ્ઞાન થવાથી અને તે અગ્યાર ધનુષ્યનું ઊંચું હોવાથી વીર ભગવાનના ઉપર બત્રીશ ધનુષ્ય અશોકવૃક્ષ હતું તેમ પ્રવચનસારોદ્ધારે કહેલ છે.

જિનેશ્વર મહારાજથી ઊંચો બારગણો અશોકવૃક્ષ ઇંદ્ર મહારાજ કરે છે.

દિવસનો, અહોરાત્રિનો અને એકલી રાત્રિનો આવી-રીતે ત્રણ પ્રકારનો પૌષધ યથાશક્તિ કરવાનો કહેલ છે.

## આવશ્યકનિર્યુક્તિવૃત્તૌ

સામાયક કરવાથી શ્રાવક મુનિના જેવો ગણાય છે.

૧ અક્ષ. ૨ વરાટક. ૩ કાષ્ઠ. ૪ પુસ્તક. ૫ ચિત્રામણ-આ પાંચ પ્રકારની સ્થાપનાના. ૧ સદ્ભાવ. ૨ અસદ્ભાવ એવા બે ભેદ છે. તેમજ ૧ ઇત્વરા અને ૨ યાવત્કથિકા એવા પણ બે ભેદ છે તેમ આવશ્યકનિર્યુક્તિના વંદન અધ્યયને કહેલ છે.

મરિચિએ કપિલને સાધુઓ ત્રિદંડથી વિરક્ત છે વિગેરે ૭ ગાથાથી કહેલ છે.

સંયમથી રહિત, નિયમથી રહિત, બ્રહ્મચર્યથી રહિત, દંભી, ઉપરથી આડંબર દેખાડનારા, સ્વપરને બુડાડનારા કુગુરુઓ છે.

## આવશ્યકવૃત્તિ હારિભદ્રી

આર્ત્તધ્યાનથી તિર્યંચ ગતિ, રૌદ્ર ધ્યાનથી નરક ગતિ,

ધર્મધ્યાનથી દેવગતિ, શુકલધ્યાનથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

પ્રતિક્રમણ શબ્દના આઠ પર્યાયના નામો છે.

ઉપદેશરત્નાકરને વિષે પણ સદર નામો છે.

આ ભવમાં સંયમાદિક પાલ્યા હોય તો પરભવે બોધિબીજ મળે, ન પાલ્યા હોય તો ન મળે. આવશ્યકનિર્યુક્તૌ, ચતુર્વિંશતિસ્તવ અધ્યયને તથા ઉપદેશમાલાયામ્

### વિશેષાવશ્યકસૂત્રે

ઉપશમસમકિતથકી ચ્યવીને મિથ્યાત્વને નહિ પામેલાને તેને આંતરે વચ્ચે છ આવલિકાના પ્રમાણવાળું સાસ્વાદન સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

અતીત કાલનું પ્રતિક્રમણ હોવાથી સર્વ અતિચારાદિકનો કાલ લેવાય અને અનાગતમાં યાવત્-જીવ લેવાય ભાગ ચોથો.

ચૌદશના પ્રતિક્રમણમાં સજઝાયમાં નવકાર ઉવસ્સગ્ગહરં તથા સંસારદાવાનલ કહેવાય છે. તે આવશ્યક સૂત્રમાં કહેલ છે; તેમજ પરંપરા પણ તેવી જ ચાલી આવે છે.

સામાયક કરવાથી ઘણા પ્રકારના કર્મોનો નાશ અને અતિ લાભ થાય છે, વિશેષાવશ્યક સૂત્રે.

ક્રિયારુચી રહિત જીવને અજ્ઞાની કહ્યા છે.

### વિશેષાવશ્યકવૃત્તૌ

પ્રેતની જેમ સ્ત્રીને વળગી, સર્વ અંગને મહાન્ પ્રયાસ આપી, આ પ્રાણીજે ક્રીડા કરે છે, તેનાથી તેને સુખી કેમ

કહેવાય ? પશુ પણ મૈથુન સેવે છે. તો તેમાં તત્ત્વ શું ?

અત્યંત હર્ષ અને વિષાદ ( ખેદ ) વડે કરી અત્યંત ચિંતવન કરવું–ચિંતા કરવી તે અધ્યવસાય કહેવાય છે. તે અધ્યવસાયથી આયુષ્ય ભેદાય છે. વિશેષાવશ્યક બ્રહદ્‌વૃત્તૌ

આ લોકમાં સ્વચ્છ અભ્રક પટાંતરે રહેલો દીવો જેમ ઘરમાં સર્વ સ્થળે ઉદ્યોત કરે છે અને કાંઈ પણ આવરણ કરતો નથી. તેમ ઉજ્જવળ વાદળાવડે સૂર્યનો પ્રકાશ પણ આવરણ કરતો નથી. તેવી રીતે શોધેલા મિથ્યાત્વના દળીયા પણ ન્યૂન શ્રદ્ધા કરે નહિ, એમ સમકિતમોહની માટે સમજવું. તેમાં જે ત્રણ પુંજી છે તે સમ્યગ્‌દર્શની, બે પુંજી છે તે મિશ્રદર્શની, અને એકપુંજી છે તે મિથ્યાદૃષ્ટિ છે.

અભવ્ય પણ અનેક વખત અકામનિર્જરા કરતો ગ્રંથીદેશ સુધી આવે છે. આવશ્યકસૂત્ર વૃત્તૌ.

આવશ્યકનિર્યુક્તિમાં ધ્યાનશતક વૃત્તૌ ઇંદ્ર તથા ચક્રવર્તી વિગેરેના રૂપાદિક અને સમૃદ્ધિ સાંભળીને અથવા જોઈને તેની પ્રાર્થના કરનારું અધમ નિયાણું કરવું કે, આ તપના અથવા દાન વિગેરેના પ્રભાવથી હું દેવેંદ્રાદિક થાઉં, તે આર્ત્તધ્યાનનો ચોથો ભેદ જાણવો. અહીં કોઈ શંકા કરે કે એ ધ્યાન અધમ કેમ કહેવાય ? તેના ઉત્તરમાં કહેવાનું કે– તે ધ્યાન અત્યંત અજ્ઞાનમગ્નપણાથી થાય છે, તેથી તે અધમ ધ્યાન કહેવાય છે, કેમકે જ્ઞાની સિવાય બીજાઓને જ

સાંસારિક વૈભવમાં અભિલાષ થાય છે.

### દશવૈકાલિક ટીકાયામ્

જિનપ્રતિમાના દર્શનથી મનકપિતા શય્યંભવ બોધ પામ્યા છે.

મનુષ્ય કરતાં દેવતાને વિશેષ વિવેક કહેલ છે.

વિધિવાદે દાંડો પડિલેહવો કહેલ છે.

### દશવૈકાલિક વૃત્તિહારિભદ્રી

ઇર્યાવહી પડિકમ્યા વિના બીજું કાંઇ પણ કરવું નહિ, કારણ કે તે પ્રમાણે કરેલ કાર્યમાં અશુદ્ધપણાની આપત્તિ છે, માટે પ્રથમ ઇર્યાવહી પડિકમ્યા પછી સામાયક કરવું.

સાધુ ગોચરી લેવા જાય અને ગૃહસ્થના બારણા બંધ હોય તો ઉઘાડે નહિ, ઉઘાડે તો અંદર જમનારાને અગર કાંઇ કામ કરનારાને સાધુ ઉપર દ્વેષ થાય. ગાઢ કામ પ્રસંગ હોય તો ધર્મલાભ એવો શબ્દ બોલી ઉઘાડે. ધર્મલાભ બોલ્યા વિના ગાઢ કારણ છતાં બારણાં ઉઘાડાય નહિ.

આચારાંગજીના બીજા શ્રુતસ્કંધના પ્રથમ અધ્યયનના બીજા ઉદ્દેશાની ટીકામાં તથા દશવૈકાલિક પાંચમે અધ્યયને પાનું ૧૫૦ ઉપકરણોમાં દાંડો કહેલો છે. દશવૈકાલિક સૂત્રે तत्तानुव्वड मोइत्तं—પાણી સંબંધી લખાણ છે. દશવૈકાલિક સૂત્રે સાધ્વી કેવલ શ્રાવકોની સભામાં વ્યાખ્યાન કરે નહિ. રાગના કારણથી, કારણ કે દશવૈકાલિક પ્રમુખ ગ્રંથને વિષે

કહ્યું છે કે—કેવળ શ્રાવિકાની પાસે સાધુ વ્યાખ્યાન કરે નહિ. એમ કહેવાથી સાધ્વી પણ કેવલ શ્રાવકની સભામાં વ્યાખ્યાન કરે નહિ.

જ્યાં સુધી રોગ અને ઉપાધિ દૂર હોય છે ત્યાં સુધીમાં જ ધર્મકરણી કરી લેવાનું કહેલ છે. દશવૈકાલિક સૂત્રે.

**શ્રી ઉત્તરાધ્યયનસૂત્રવૃત્તૌ**

સિદ્ધના જીવોની અવગાહના મધ્યે નિગોદીયા અનંતા જીવો છે.

**सुहमा सव्वलोगंति, एगदेसे य बादरा ।**

સર્વ લોકને વિષે સૂક્ષ્મ જીવો હોય છે, એક દેશે બાદર હોય છે. તથા—

**तथा पत्तेयतरूं मुत्तुं, पंचवि पुढवाइणो सयललोए ।**

તથા પ્રત્યેક વનસ્પતિકાયને છોડી દઇને પૃથ્વીકાયાદિક પાંચે સકલ લોકમાં હોય છે, એમ અનેક ગ્રંથમાં કહેલ છે.

દીક્ષા લેનારાનું નામ બદલવાનુ કહેલું છે. નમિ રાજર્ષિ પ્રત્યેકબુદ્ધની માતા મદનરેખાનું નામ દીક્ષામાં સુવ્રતા રાખેલ છે.

આઠમ ચૌદશે વાંચના આપની નહિ.

હરિકેશી મુનિની વૈયાવચ્ચ કરનાર તિંદુકયક્ષનું વૃત્તાંત કહેલું છે.

ગુરૂનો આઠ પ્રકારનો વિનય કહ્યો છે.

## ઉત્તરાધ્યયન સૂત્રે

કૃષ્ણ મહારાજના વચનથી બાર વર્ષ સુધી છઠ્ઠ, અઠ્ઠમ, આંબેલ, તપ, જપ, પ્રભુપૂજા વિગેરે કરવાથી દ્વૈપાયન અગ્નિ-કુમારમાં ઉત્પન્ન થયેલાએ આવી ઉપદ્રવ કરવાનો વિચાર કર્યો પણ ધાર્મિક ક્રિયા થતી હોવાથી તેનું કાંઈપણ નહિ ચાલવાથી બાર વર્ષ સુધી કાંઇપણ કરી શકયો નહિ. ત્યારબાદ લોકોએ ધર્મધ્યાન ત્યાગ કરવાથી છળને પામી દ્વૈપાયને દ્વારિકા બાળી.

સત્તર પ્રકારે મરણ કહેલ છે. ઉત્તરાધ્યયને

સાધર્મિક વાત્સલ્ય પ્રભાવના કહેલ છે. ઉત્તરાધ્યયને

જેઓ દેવ અને ગુરુ પાસે સાથીયો કરવાનું ન માને તેને અજ્ઞાની જાણવા, ફકત સાધુને સ્વસ્તિક ન હોય. ઉત્તરાધ્યયને

દ્રૌપદી રાજીમતી પાસે દીક્ષા લઇ બારમે દેવલોકે ગયેલ છે. ઉત્તરાધ્યયન સૂત્રે બીજે અધ્યયને

## ઉત્તરાધ્યયન નવમા અધ્યયને

૧. કલિંગ દેશમાં કરકંડુ રાજા. ૨. પાંચાલ દેશમાં દ્વિમુખ રાજા. ૩. વિદેહ દેશમાં નમી રાજા. ૪. ગાંધાર દેશમાં નગ્ગતિ રાજા. આ ચારે રાજા પુષ્પોતર વિમાનથી એક કાળે ચવ્યા, એક કાળે દીક્ષા લઇ એક કાળે મોક્ષે ગયા.

## ઉત્તરાધ્યયન ચૌદમા અધ્યયને

સ્ત્રીના કામભોગનું સુખ એક ક્ષણ માત્રનું છે અને

તેમાં ઘણા કાળનું દુઃખ છે. વળી તેમાં દુઃખ ઘણું છે અને સુખ અલ્પ છે. સંસારથી મુક્ત થવાવાળાનો તે શત્રુભૂત છે, તથા અનર્થની ખાણ છે.

## ઉત્તરાધ્યયન અઢારમા અધ્યયને

આ પ્રમાણે ધર્મ અને અર્થથી ઉપશોભિત પુન્યપદ સાંભળીને ભરત ચક્રીએ પણ ભરતક્ષેત્રનો અને કામાદિકનો ત્યાગ કરી દીક્ષા લીધી. આવી રીતે સંયત મુનિને સ્થિર કરવા બીજા મુનિએ કહ્યું.

## ઉત્તરાધ્યયન ત્રેવીશમે અધ્યયને

પાર્શ્વનાથ મહારાજાને અશોક વૃક્ષ નીચે કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલ કહેલ છે. કલ્પસૂત્રમાં તથા પાર્શ્વનાથ ચરિત્રે ધાતકી વૃક્ષના નીચે કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલું કહેલું છે.

## ઉત્તરાધ્યયન સૂત્ર ચોવીશમા અધ્યયને

રાત્રિએ પ્રથમ પ્રહરે સજ્ઝાય ધ્યાન કરે, બીજે પ્રહરે ધ્યાન ધરે, ત્રીજે પ્રહરે નિદ્રા કરે, ચોથે પ્રહરે સજ્ઝાય ધ્યાન કરે.

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા, વિકથા એ આઠ સ્થાન વર્જીને અસાવદ્ય એવા કાર્યમાં યથાયોગ્યકાળે ભાષા બોલવાનું સાધુને કહેલું છે.

## ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તૌ વાદીવેતાલશાન્તિસૂરિકૃત

દિગંબરવાદના વિકલ્પ જાળના ચોરાશી પ્રશ્નોત્તરો છે.

પછા શબ્દે પરભવનો અર્થ કહ્યો છે. ઇતિ ઉત્તરાધ્યયન સૂત્રે મૃગાપુત્ર અધિકારે

તપ કરવાથી નિકાચિત કર્મ પણ તુટે છે ઇતિ ઉત્તરાધ્યયન સૂત્રે

જે બાળ માસે માસે કુશાગ્રના ભાગ જેટલું ભોજન કરતો હોય તો પણ શ્રુતને વિષે કહેલ ધર્મની સોળમી કળાને તોલે પણ ન આવે

## ઉત્તરાધ્યયન ચૂર્ણૌ

શ્રેણિકે ભગવાન મહાવીર મહારાજાની દેશના સાંભળી સમકિત મેલવ્યું છે. હેમ વીરચરિત્રે પણ એમજ કહેલ છે.

## ઔઘનિર્યુક્તૌ

સારા સાધુએ પાસત્થાદિકની પણ સારવાર કરવી. લોકાપવાદ રક્ષણ માટે, અને પોતાના ઉચિત સાચવવાને માટે અને તેને સન્માર્ગે સ્થાપન કરવા માટે સારવાર કરવી જ જોઈએ.

મુનિને કેવી જગ્યાએ સ્થંડિલ જવું જોઇએ તે અધિકારછે

મૂત્ર રોકવાથી ચક્ષુનો નાશ થાય છે અને મળ–ઝાડો રોકવાથી મરણ થાય છે. ઓઘનિર્યુક્તૌ

ઉત્સર્ગપણાથી સાધુઓને દિવસે સૂવું કલ્પે નહિ. પણ માંદગી લાંબો વિહાર વિગેરે ગાઢ કારણે અપવાદથી સૂઇ શકે છે.

૧૫૧ પત્રે સાધુને ડાંડો કાયમ સાથે રાખવાનો પાઠ છે. તથા लट्ठीआयपमाणा, विलट्ठीचउरंगुलेणपरिहीणा, डंडो बाहु

તેમાં ઘણા કાળનું દુઃખ છે. વળી તેમાં દુઃખ ઘણું છે અને સુખ અલ્પ છે. સંસારથી મુક્ત થવાવાળાનો તે શત્રુભૂત છે, તથા અનર્થની ખાણ છે.

### ઉત્તરાધ્યયન અઢારમા અધ્યયને

આ પ્રમાણે ધર્મ અને અર્થથી ઉપશોભિત પુન્યપદ સાંભળીને ભરત ચક્રીએ પણ ભરતક્ષેત્રનો અને કામાદિકનો ત્યાગ કરી દીક્ષા લીધી. આવી રીતે સંયત મુનિને સ્થિર કરવા બીજા મુનિએ કહ્યું.

### ઉત્તરાધ્યયન ત્રેવીશમે અધ્યયને

પાર્શ્વનાથ મહારાજાને અશોક વૃક્ષ નીચે કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલ કહેલ છે. કલ્પસૂત્રમાં તથા પાર્શ્વનાથ ચરિત્રે ધાતકી વૃક્ષના નીચે કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલું કહેલું છે.

### ઉત્તરાધ્યયન સૂત્ર ચોવીશમા અધ્યયને

રાત્રિએ પ્રથમ પ્રહરે સજઝાય ધ્યાન કરે, બીજે પ્રહરે ધ્યાન ધરે, ત્રીજે પ્રહરે નિદ્રા કરે; ચોથે પ્રહરે સજઝાય ધ્યાન કરે.

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા, વિકથા એ આઠ સ્થાન વર્જીને અસાવદ્ય એવા કાર્યમાં યથાયોગ્યકાળે ભાષા બોલવાનું સાધુને કહેલું છે.

### ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તૌ વાદીવેતાલશાન્તિસૂરિકૃત

દિગંબરવાદના વિકલ્પ જાળના ચોરાશી પ્રશ્નોત્તરો છે.

જવું વળી જે જમીનનો વર્ણ છએ ઋતુમાં બદલાતો ન હોય તેવી ભૂમિ ઉપર સ્થંડિલ જવું નહિ. જઘન્યથી ચાર આંગુલ ભૂમિ અચિત્ત થયેલી હોય તેવી ભૂમિ ઉપર મુનિ સ્થંડિલ જાય તેમજ ઘર, વાડી, દેવલ, કીડીયો, મંકોડાના દર, ઘોર વિગેરે સ્થાનોમાં સ્થંડિલ જવું નહિ. અતિ દૂર ત્રસ જીવ રહિત તેમજ બીજં અંકુરા ન હોય ત્યાં સ્થંડિલ જવું વળી સ્થંડિલ ઉપર રજ ઢાંકી દેવી જોઇએ, તેમ ન કરે તો સંમૂર્ચ્છિમ જીવોની ઉત્પત્તિ થાય. ઓઘનિર્યુક્તૌ.

## ઓઘનિર્યુક્તિસૂત્રવૃત્તૌ

સાધુ પ્રાતઃકાળે એક પોરિસી સુધી કોઇપણ સાંભળે તેવા શબ્દો ન બોલે, બોલે તો નીચે લખેલા દોષો લાગવાથી મહા-અનર્થ થાય.

૧. શબ્દો સાંભળવાથી જાગીને લોકો અપકાયના યંત્રો જોડે, વાહનો જોડે, સજ્જ કરે સ્ત્રીઓ પાણી ભરવા જાય ૨. વાણિયાઓ ઘર છોડીને કામે ચાલવા માંડે ૩. ધાન્યને માટે લોકો ખેતરમાં જાય ૪. લુહાર લોકો અગ્નિને પ્રદીપ્ત કરે ૫. કુટુંબીઓ પોતપોતાના કામે લાગે ૬. માછીમારો જાળો લઇ કુકર્મ કરે ૭. ચંડાલો જીવો મારે ૮. ચોર લોકો જાગી જાય ૯. માળીયો જાગીને છેદનભેદન કરે. ૧૦. પરસ્ત્રીલંપટો જાગી કુકર્મ કરે ૧૧. પાંથ લોકો જાગી પાપની ક્રિયા કરે. ૧૨. યંત્રવાળા જાગી યંત્રો ચલાવે.

पमाणो, विडंडो कक्खमेत्ताओ, ॥ ७३० ॥ પાનું ૨૧૯. લષ્ટી આત્મપ્રમાણુ એટલે દેહપ્રમાણુ, વિલષ્ટી તેનાથી ચાર આંગુલહીન, ડંડ બાહુપ્રમાણુ, વિડંડ કક્ષામાત્ર પ્રમાણ કહેલ છે.

કાપને માટે પાણી રાખવાનું સ્પષ્ટ લખેલ છે. ઓઘનિર્યુક્તૌ

ગોચરી જઈ આવ્યા પછી ડાંડો મુકામમાં સ્થાપન કરવો તે સંબંધી લખાણ છે. પાનું ૧૭૫, ગાથા ૨૬૪ માં છે. પાનું. ૧૨૫ ગાથા ૩૧૭ મી ઉપકરણ ડંડાદિક માટે લખાણ છે.

પાનું ૧૫૪ ગાથા ૪૨૫ મી ગોચરી જતા જઘન્ય ઉપકરણ સાથે લઈ જવા સંબંધી લખાણ છે.

પાનું ૧૧૨ ગાથા ૨૭૨ પડિલેહણુમાં બોલે તો છકાયની વિરાધના થાય. ઓઘનિર્યુક્તૌ

ચોસઠ મણુના મોતીનું માન કહેલ છે. ઓઘનિર્યુક્તિ તથા ભુવન ભાનુચરિત્રે

ગ્લાન સાધુની વૈયાવચ્ચ કરવાથી લાભ થાય, બીજે ગામે ગમન કરતા વચ્ચેના ગામમાં ગ્લાનિ સંભળાય ને ત્યાં જઈ સારવાર ન કરે તો પ્રાયશ્ચિત્ત આવે. ઓઘનિર્યુક્તૌ,

મુનિયોને જ્યાં બહુ ઘરો નીચા હોય, વસતિ બહુ જ હોય, દેખી શકે તેમ હોય, ત્યાં સ્થંડિલ જવું નહિ, પણ લોકો જ્યાં દેખી શકતા ન હોય, જ્યાં બેસવાથી નિર્લજ્જપણું ન કહેવાય, ઉડ્ડાહના ન થાય, જમીન બહુ ઊંચી–નીચી ન હોય, જ્યાં તૃણ–ઘાસ ઊગેલું ન હોય ત્યાં સ્થંડિલ

દ્રવ્ય ચક્ષુઇંદ્રિયનો વિષય એક લાખ યોજનથી અધિક જાણવો અને ભાસુર–દેદીપ્યમાન દ્રવ્યને દેખવાનો વિષય તો ૨૧ લાખ યોજનનો છે. એ પાંચે ઇંદ્રિયોના વિષયો ઉત્કૃષ્ટથી જાણવા. જઘન્યથી તો અંગુલનો અસંખ્યાતમો ભાગ જાણવો.

## અનુયોગદ્વાર સૂત્રે

તે લોકોત્તર ભાવ આવશ્યક કહેવાય કે જે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તેને વિષે ચિત્ત, મન, લેશ્યા અને અધ્યવસાય રાખે, તેના અર્થમાં ઉપયુક્ત થાય, તેને વિષે અર્પિતકરણ કરે, અને બીજે ઠેકાણે મન જતું રોકે. તેવી જ રીતે બન્ને કાળ આવશ્યક કરે.

ઇંટ આદિ ભાઠાની અગ્નિમાં સંમૂર્ચ્છિમ ઉંદરો ઉત્પન્ન થાય છે. અનુયોગદ્વારટીકાયામ્.

ગર્ભજ મનુષ્યની સંખ્યા કેટલી અને સામાન્ય મનુષ્યની કેટલી તેનો અધિકાર અનુયોગદ્વાર સૂત્રે કહેલ છે.

શ્રાવકોને મુહપત્તિ ચરવળો રાખવાનું કહ્યું છે. ઇતિ અનુયોગદ્વાર ટીકાયામ્ તથા આવશ્યક બાલાવબોધે તથા શ્રાદ્ધવિધિવિનિશ્ચયે

## અનુયોગ દ્વાર તથા સમવાયાંગ સૂત્રે

ત્રણ સમ્યકત્વ અનુયોગ દ્વારમાં તથા બે સમ્યકત્વ સમવાયંગ સૂત્રમાં છે એ પ્રકારે પાંચ સમ્યકત્વ કહેલ છે.

સંમૂર્ચ્છિમ મનુષ્ય જઘન્ય એક આદિ ઉપજે, અસં-

## નંદીસૂત્રે

આ દ્વાદશાંગી ગણિપિટક સમકિતવંતે ગ્રહણ કર્યું હોય તો તે સમ્યક્શ્રુત કહેવાય છે, અને મિથ્યાત્વીએ ગ્રહણ કર્યું હોય તે મિથ્યાશ્રુત કહેવાય છે.

અભવી સાડાનવ પૂર્વ સુધી ભણી શકે નહિ.

શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર વૃત્તૌ પણ એમ જ કહેલ છે, કારણ કે દસ પૂર્વનું જેને જ્ઞાન થાય છે તે સમકિતી કહેવાય છે.

અભવી સાડાનવ પૂર્વ સુધી ભણે છે. નંદીસૂત્રે છાપેલી પ્રતે પાને ૩૯૯ મે.

નંદીસૂત્રમાં મહાકલ્પ સૂત્રનું નામ છે. તેમાં લખેલું છે. કે મુનિ તથા પૌષધમાં શ્રાવકો જિનપ્રતિમાંના દર્શન ન કરે તો પ્રાયશ્ચિત આવે. ઇતિ નંદીસૂત્રે તથા મહાકલ્પસૂત્રે

હંસની જીભમાં ખાટો પદાર્થ હોવાથી એટલે જીભ ખાટી હોવાથી પાણી કુચા થઇ નીકળી જાય છે તેથી હંસ દૂધ પીવે છે. નંદીસૂત્રવૃત્તૌ

## નંદીસૂત્રે ૧૮૬ પત્રે

શ્રોતેંદ્રિયનો વિષય ઉત્કૃષ્ટ ૧૨ યોજન–અડતાલીશ ગાઉનોછે સ્પર્શ,રસ અને ઘ્રાણેંદ્રિયનો વિષય ઉત્કૃષ્ટ ૯ યોજન-૩૬ ગાઉનો છે. ચક્ષુઇંદ્રિયનો વિષય આત્મ આંગુલવડે એક લાખ યોજનથી અધિક અભાસુર દ્રવ્યનો જાણવો (જે વસ્તુ દેદીપ્યમાન ન હોય તે અભાસુર કહેવાય છે.) તેવી રીતે

સમવાયંગ સૂત્રમાં તેથી અધિક કહેલ છે.

ચંડકૌશિક નાગ આઠમા સહસાર દેવલોકે ગયો.

બીજા પણ ઘણા પુસ્તકોમાં એમ જ કહેલ છે.

## કલ્પવૃતૌ બીજે ખંડે

રૂા. નું પ્રમાણ (માન) અનેકાર્થચૂર્ણિને વિષે નીચે સુજબ કહેલું છે,

ચાર વરાટકે એક ગંડ, પચીશ ગંડે (એક) પણ તેનો ચોથો અંશ એક કાકણી, એંશી કાકણીએ એક રૂા. એટલે વીશ વરાટકે એક કાકણી થઇ, તથા વિશાલિકા નામ એ સરવાળી સૂત્રની પટી (વસ્ત્ર) તે દેખાવમાં ખરાબ લાગે માટે સાધુને ન કલ્પે.

## કલ્પસૂત્ર અંતરવાચનાયામ્

તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવોનો જન્મ વિદ્યાધરોના વંશમાં થતો નથી. ઇંદ્રે પણ હરિણુગમેષી દેવને

ઉપર પ્રમાણે જ કહેલું છે.

અંતરવાંચનામાં તથા જંબૂદ્વીપપન્નત્તિમાં સુઘોષાનું માન એક જોજનનું કહેલ છે અને છૂટકપત્રે ૧૨ જોજન મન કહેલ છે.

તીર્થંકરમહારાજના જન્મસમયે ચાર નિકાયના દેવો નીચે સુજબ ઊઠે છે.

ભુવનપતિ શંખના શબ્દથી સસંભ્રમ ઊઠે છે.

ખ્યાતા પણ ઉપજે. અનુયોગ દ્વારે.

મોતી વીંધેલ હોય, અગર આખું હોય પણ તે અચિત્ત-જ કહેવાય છે. મોતીને પૃથ્વીકાય કહેલ છે.

એક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ, એક રસ, બે સ્પર્શ હોય, અનુયોગદ્વારસૂત્રે.

જે કોઇ સાધુઓ સાધુના ગુણથી રહિત હોય, ગીતાર્થ થવાની ઈચ્છા રાખે, ઘોડાની પેઠે ચપલ, હાથીના પેઠે નિરંકુશ, સાફ સ્વચ્છંદે રહેનાર, સફેદ સ્વચ્છ વસ્ત્ર પહેરનાર, જિનરાજની આજ્ઞા રહિત, સ્વચ્છંદાચારે વિચરી વિપરીત વર્તન કરી બન્ને વખતના આવશ્યક કરનાર, તે લોકોત્તર દ્રવ્ય આવશ્યક કહેવાય છે. અનુયોગદ્વારસૂત્રે

## અનુયોગદ્વારચૂર્ણૌ

તદર્પિતકરણ તે ઉપકરણો, રજોહરણ, મુખવસ્ત્રિકા વિગેરે તે દ્રવ્યક્રિયા કરવાને સ્થાને સ્થાપવા. હરિભદ્રસૂરિએ કરેલી અનુયોગદ્વારાવૃત્તિમાં પણ એમજ છે. અને મલ્લધારી હેમચંદ્રસૂરિકૃત વૃત્તિમાં પણ તે જ પ્રકારે છે.

## કલ્પસૂત્રે

વીર પરમાત્માનું આયુષ્ય બોંતેર વર્ષનું કહેલુ છે

સમવાયંગ સૂત્રમાં બોંતેર વર્ષથી અધિક કહેલ છે.

કલ્પસૂત્રમાં વીરનો દીક્ષાપર્યાય બેંતાલીશ વર્ષનો કહેલ છે.

સમવાયંગ સૂત્રમાં તેથી અધિક કહેલ છે.

ચંડકૌશિક નાગ આઠમા સહસ્રાર દેવલોકે ગયો.

બીજા પણ ઘણા પુસ્તકોમાં એમ જ કહેલ છે.

## કલ્પવૃત્તૌ બીજે ખંડે

રૂા. નું પ્રમાણ ( માન ) અનેકાર્થચૂર્ણિંને વિષે નીચે સુજબ કહેલું છે,

ચાર વરાટકે એક ગંડ, પચીશ ગંડે (એક) પણ તેનો ચોથો અંશ એક કાકણી, એંશી કાકણીએ એક રૂા. એટલે વીશ વરાટકે એક કાકણી થઇ, તથા વિશાલિકા નામ બે સરવાળી સૂત્રની પટી (વસ્ત્ર) તે દેખાવમાં ખરાબ લાગે માટે સાધુને ન કલ્પે.

## કલ્પસૂત્ર અંતરવાચનાયામ્

તીર્થંકર, ચક્રવર્ત્તી, વાસુદેવ, બલદેવોનો જન્મ વિદ્યાધરોના વંશમાં થતો નથી. ઇંદ્રે પણ હરિણગમેષી દેવને ઉપર પ્રમાણે જ કહેલું છે.

અંતરવાંચનામાં તથા જંબૂદ્રીપપન્નત્તિમાં સુઘોષાનું માન એક જોજનનું કહેલ છે અને છૂટકપત્રે ૧૨ જોજન મન કહેલ છે.

તીર્થંકરમહારાજના જન્મસમયે ચાર નિકાયના દેવો નીચે સુજબ ઊઠે છે.

ભુવનપતિ શંખના શબ્દથી સસંભ્રમ ઊઠે છે.

વ્યંતરો પટહના શબ્દથી સસભ્રમ ઊઠે છે.

જ્યોતિષી સિંહનાદવડે સસંભ્રમ ઊઠે છે.

વૈમાનિકો સુઘોષા ઘંટાનાદથી સસંભ્રમ ઊઠે છે.

હવે જ્યારે ઇંદ્રોના આસનો કંપાયમાન થાય છે ત્યારે પ્રથમ ક્રોધ થાય છે તેના લક્ષણો નીચે મુજબ છે.

ભ્રકુટી ઊંચી કરે, નેત્રો લાલ કરે, હૃદય તથા હોઠને કંપાયમાન કરે, શસ્ત્રોને કંપાવે, ભુજા સામું જોવે—આવી રીતના લક્ષણો ક્રોધ પામેલા ઇંદ્રોના હોય છે.

સુઘોષા ઘંટનું પ્રમાણ ૧૨ યોજન પહોળો ૮ યોજન સાથે ઊંચો અને ૪ યોજનનો લોલક. હરિણગમેષી દેવ. ૫૦૦ દેવો વગાડે છે. રત્નસંચય ગ્રંથને વિષે તો કાંઇક વિશેષ કહેલ છે.

૧૬૦૦ કોશ પ્રમિત યોજન. ૧૯૨૦૦ કોશ વિસ્તાર યુક્ત. ૯૧૦૦ કોશ ઉન્નત. ૭૪૦૦ કોશ યોજન લોલક યુક્ત. એ સુઘોષા ઘંટને વિષે ૧ લાખ ૨૮ હજાર મણનો ભાર હોય છે.

મનુષ્યોના ૪૦૦ યોજને દેવતાનો એક યોજન થાય એવી રીતે મનુષ્ય સંબંધી ૧૬૦૦ કોશે દેવતાના એક યોજનનું પ્રમાણ કહેલું છે. કલ્પસૂત્ર અંતર વાચનાયામ્.

તીર્થંકરને સ્નાત્ર કરવાના કલશોનું પ્રમાણ કહેલું છે.

મહાવીરસ્વામીની દેશના સાંભળીને ઈંદ્રભૂતિ આદિ બ્રાહ્મણોએ જ્યારે દીક્ષા લીધી ત્યારે તેમના શરીર ઉપરથી

ઉતારેલી જનોઈને સમૂહ સાડાત્રણ મણ વજનને હતો. કલ્પસૂત્ર અંતર વાચનાયામ્.

જિનપૂજા, આરતિ, મંગળદીવો, અષ્ટમંગળ, ફૂળ, નૈવેદ્ય, જિનપૂજાદિક કર્ત્તવ્યોના નિષેધ કરનારાને તથા ઉપરોક્તમાં વિઘ્ન કરનારાને અનંત સંસારી કહ્યા છે. કલ્પસૂત્ર અંતર વાચનાયામ્.

કલ્પદ્રુમકલિકાયામ્

સુઘોષા ઘંટાનું માન ૧૨ યોજન વિસ્તીર્ણામ્, ૮ યોજન ઉચ્ચામ્, ૧ યોજન નાલામ્, હરિણગમેષી દેવ ૫૦૦ દેવો સાથે વગાડે.

દેવોની ચાર ગતિ છે. તેનું માન નીચે મુજબ કહેલ છે.

૧. ચંડાગતિ માનમ્-૨ લાખ યોજન, ૮૩ હજાર યોજન, ૫૮૦ યોજન, ૬ કલા એટલા યોજન, એક પગલે અતિક્રમણ કરે.

૨. ચપલાગતિ માનમ્-૪ લાખ યોજન, ૭૨ હજાર યોજન, ૬૩૩ યોજન, એટલા યોજન એક પગલે અતિક્રમણ કરે.

૩. યતનાગતિ માનમ્-૬ લાખ યોજન, ૬૧ હજાર યોજન, ૬૬૮ યોજન ૫૪ કલા, એટલા યોજન. એક પગલે અતિક્રમણ કરે.

૪. વેગ ગતિમાનમ્-૮ લાખ યોજન, ૫૦ હજાર

યોજન, ૭૪૦ યોજન, ૧૮ કલા એટલા યોજન એક પગલે અતિક્રમણુ કરે.

૫૯ લાખ કોટાકોટી, ૨૭ હજાર કોટાકોટી, ૪૦ કોટા કોટી વર્ષે એક ત્રુટિતાંગ આયુષ્ય ગણાય. ઈતિ ચક્રવર્ત્તિ ત્રુટિતાંગઆયુર્માનમ્.

લોકાંતિક દેવોનું સ્થાન–પાંચમા બ્રહ્મદેવલોકે તૃતીય પ્રતરે, કૃષ્ણુરાજી વિમાનના આઠ આંતરાને વિષે આઠે દિશામાં આઠ વિમાન છે. તે આઠેના મધ્યે નવમું વિમાન છે. તેમાં આઠે વિમાનમાં સંખ્યાતા ભવવાળા સંસારી દેવો છે. નવમા વિમાનમાં આઠ સાગરોપમના આયુષ્યવાળા એકાવતારી અસંખ્યાતા દેવો છે.

## કલ્પભાષ્યે

જેમ ઇયળ આલંબનને નહિ પામતી સતી પોતાના સ્થાને રહીને સ્થાનને છોડતી નથી તે જ પ્રમાણે ત્રણ પુંજને નહિ કરેલો ઉપશમસમક્તિવાળો જીવ સાસ્વાદની થઈ મિથ્યાત્વે જ જાય છે.

## આઉરપચ્ચખાણુપયન્નો

સાધુ મનથી પણ સચિત્ત આહારની ઇચ્છા ન કરે, કારણુ કે આહારની અભિલાષાથી તંદુલીયો મત્સ્ય મરીને સાતમી નરકે જાય છે. આ મત્સ્ય ગર્ભજ હોય છે, અને વજ્રઋષભનારાચ સંઘયણુવાળો હોય છે, ફક્ત મનના દુષ્ટ

પરિણામથી જ સાતમી નરકે જાય છે, તેમ ભગવતી સૂત્રમા પણ કહેલ છે.

જે શ્રાવક સર્વ વસ્તુ વોસરાવી, સર્વ જીવને ખમાવી, સંથારો કરી, આરાધના કરી કાળધર્મ પામે તો ઉત્કૃષ્ટ સાત ભવે જરૂર મોક્ષે જાય, વધારે ભવ થાય નહિ.

## ભત્તપચ્ચખાણપયન્નો

મુનિ સંથારો કરે ત્યારે સમગ્ર સંઘ ક્ષેત્રદેવતાનો કાઉસ્સગ્ગ કરે, તેથી કાઉસ્સગ્ગ કરનાર મુનિને ક્ષેત્રદેવતા ઉપસર્ગ કરે નહિ.

## ભક્તપ્રકીર્ણકે

નિયાણા રહિત તેમજ ઉત્તમ રોમરાજી વિકસ્વર થઇ છે. એવો ભવ્ય જીવ ગુરુની ઉત્તમ પ્રકારે ભક્તિ કરે, તથા શ્રી સંઘને સ્વામિવાત્સલ્યાદિક ભક્તિવડે કરી પૂજે.

## મરણસમાધિપ્રકીર્ણકે

સનત્કુમારચક્રવર્તીએ સાધુપણામાં સોળ રોગો સાતસો વર્ષ સુધી સહન કર્યા છે.

ઋષિમંડલસૂત્રે, ૧. ખરજ. ૨. આહાર અરુચિ, ૩. આંખમાં તીવ્ર વેદના, ૪. કુક્ષિમાં વેદના, ૫. ખાંસી, ૬. શ્વાસ, ૭. જ્વર—એ સાત રોગો સાતસો વર્ષ સુધી સહન કર્યા છે.

## ગચ્છાચારપ્રકીર્ણકે

સાધુ લુગડાને ત્રણ થીગડા આપે, ચોથું થીગડું આપે

તો પ્રાયશ્ચિત્ત આવે તેવી જ રીતે લુગડાને કારણુ સદ્ભાવે ત્રણુ ગાંઠ વાળે, ચોથી ગાંઠ વાળે તો પ્રાયશ્ચિત્ત આવે.

ઉત્કૃષ્ટ ચૌદપૂર્વી તેના મધ્યવર્તી કલ્પવ્યવહારદશા શ્રુતસ્કંધાદિ મધ્યમ, અને નિશીથ અધ્યયનાદિ જઘન્ય, આના અંદર ગીતાર્થની નિશ્રાએ વિહાર કરવો પણુ અગીતાર્થની નિશ્રાએ વિહાર કરવો નહિ.

સાધુઓને ચોમાસા વિના પાટ પાટલા વાપરવા કલ્પે નહિ.

સ્થવિરકલ્પી સાધુને કારણુને લઇને આઠ માસ એક જગ્યાએ રહેવાનું કહેલ છે.

પ્રકીર્ણની ઉત્પત્તિ તીર્થંકર ગણુધરોથી થયેલી છે, માટે ગણુધર શિષ્યો વિગેરે તીર્થંકરના હસ્તદીક્ષિત સાધુઓથી પ્રકીર્ણકોની ઉત્પત્તિ થઇ છે.

છદ્મસ્થ સાધુના સાથે પણુ કેવલી વિહાર કરે છે.

મુંજ ખજુરીની સાવરણી સાધુથી ઉપાશ્રયમાં વાપરી શકાય નહિ.

સાધુ સાધ્વી ભરેલું વસ્ત્ર રાખે તો પ્રવચનનો ઉડ્ડાહ કરનાર ગણાય. ગચ્છાચાર પયન્નો અવચૂરિ.

## જ્યોતિષકરંડકે

સ્કંદિલાચાર્યે માથુરી વાંચના શરૂ કરી ત્યારે વલ્લભીપુરમાં દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ મહારાજે વલ્લભીપુરમાં પુસ્તકો લખ્યા છે. બન્ને સાથે થયેલ છે. યોગશાસ્ત્રમાં પણ

એમજ કહેલ છે.

## તિત્થોગાલિયપયન્નો

દુપ્પસ્સહસૂરિ હાલમાં દેવલોકે છે. ત્યાંથી ચ્યવીને મનુષ્ય જન્મ પામીને આઠમે વર્ષે નાગિલાચાર્ય પાસે દીક્ષા લેશે. અવશિષ્ટ રહેલ માત્ર દશવૈકાલિક સૂત્ર ભણશે. લોકો દસપૂર્વી કહી તેમની પૂજા કરશે. એકાકી વિહારી ૧૨ વર્ષ સંયમ પાળી અઠ્ઠમની તપસ્યા કરી સૌધર્મ દેવલોકે સાગર વિમાને જશે. ત્યાથી ચ્યવી મોક્ષે જશે. તેના શરીરનો મહિમા લોકપાલ દેવો કરશે તેના સમયમાં ફલ્ગુશ્રી સાધ્વી, નાગિલ શ્રાવક સર્વશ્રી શ્રાવિકા આ ત્રણે સૌધર્મ દેવલોકે જશે.

વિમલવાહન રાજા પ્રથમ નરકે જશે. સુમુખ મંત્રી થશે આ વખતે તપસ્યા એક ઉપવાસની તથા છઠ્ઠની રહેશે. કદાચ કોઈ અઠ્ઠમની તપસ્યાં કરશે તો ઇંદ્રમહારાજા આવી શ્રીસંઘની ભક્તિ કરશે.

શ્રેણિકનો જીવ નરકથી નીકળી શતદ્વારનગરે સુભદ્ર રાજાની ભદ્રા ભાર્યા કુક્ષૌ પદ્મનાભ નામના તીર્થંકર થશે. નવગણા ૧૧ ગણધરા તમામ મહાવીર મહારાજાના પેઠે શરીર આયુષ્ય, દીક્ષા છદ્મસ્થ, કેવલ, નિર્વાણ વિગેરે જાણવા. ઇતિ તીર્થોદ્દ્ગારપ્રકીર્ણકે

વાસુપૂજ્યજી, મલ્લિનાથજી, નેમનાથજી, પાર્શ્વનાથજી, મહાવીરસ્વામીજી એ તીર્થંકર મહારાજાઓએ રાજ્યગાદી

ગ્રહણ કરેલ નથી. બીજા ૧૯તીર્થંકર મહારાજા ગાદીધર હતા.

દંડનું સ્થાપન કળશના પાછળ થાય પણ આગળ થાય નહિ ઇતિ તિર્થોદ્ગાર પ્રકીર્ણકે

વર્તમાન ચોવીશીના ૨૩ તીર્થંકર મહારાજાઓ પૂર્વ ભવે માંડલિક રાજાઓ હતા. અને ઋષભદેવ તીર્થંકર ચક્રવર્તી હતા. તિત્થોગાલિયપયન્નો

૨૩ તીર્થંકર મહારાજાઓ પૂર્વભવે ૧૧ અંગના જાણકાર હતા અને ઋષભદેવ તીર્થંકર ચૌદપૂર્વી હતા. તિત્થોગાલિય પયન્નો

શ્રેયાંસનાથ, વાસુપૂજયસ્વામી, મલ્લિનાથ પાર્શ્વનાથજીએ પૂર્વાન્હે દીક્ષા લીધી હતી. બાકીના તીર્થંકર મહારાજાએ પશ્ચિમાન્હે દિક્ષા લીધી હતી. તિત્થોગાલિયપયન્નો

ઋષભવારે ભરત ચક્રવર્તી, અજિતનાથ વારે સગર ચક્રવર્તી, ધર્મનાથ તથા શાન્તિનાથના અંતર મધ્યે મઘવા ચક્રવર્તી તથા સનત્કુમાર ચક્રવર્તી, પછી શાન્તિ, કુંથુ, અરનાથ આ ચક્રવર્તીયો તીર્થંકરો થયા છે, પછી અરનાથ અને મલ્લિનાથના અંતર મધ્યે સુભૂમ ચક્રવર્તી, તથા મુનિસુવ્રતસ્વામી વારે મહાપદ્મ ચક્રવર્તી તથા નમિ નેમિજિન અંતર મધ્યે અજિત ચક્રવર્તી, નેમનાથ પાર્શ્વનાથના અંતર મધ્યે બ્રહ્મદત્ત ચક્રવર્તી થયેલ છે. તિત્થોગાલિયપયન્નો.

મઘવા અને સનત્કુમાર ત્રીજે દેવલોકે, સુભૂમ તથા

બ્રહ્મદત્ત સાતમી નરકે, બાકીના આઠ ચક્રવર્તીઓ મોક્ષે ગયા છે. તિત્થોગાલિયપયન્નો.

આઠ બળદેવો મોક્ષે ગયા છે.નવમા બળદેવ પાંચમે દેવલોકે ગયેલ છે. તિત્થોગાલિયપયન્નો.

પ્રતિવાસુદેવો ૧. સાતમી નરકે, ૫ છઠ્ઠી નરકે, ૧. પાંચમી નરકે,૧.ત્રીજી નરકે,એ નવ થયા.તિત્થોગાલિય પયન્નો.

પાંચમા આરાને છેડે ૧. વિષ, ૨. અગ્નિ, ૩. ક્ષાર, ૪. પાણી—આ પ્રકારે ચાર મેઘો વરસશે. તિત્થોગાલિયપયન્નો.

પછી ઉત્સર્પિણીની શરૂઆતમાં ૧. પુષ્કરાવર્ત્ત, ૨. ક્ષીરોદક, ૩. અમૃતોદક, ૪. પંચમહારસોદક, ૫. સર્વૌષધિરસ એ પાંચ મેઘો વરસશે. તિત્થોગાલિયપયન્નો

નંદીને અનુયોગ બન્ને પાંચમાં આરાના છેડા સુધી રહેશે. તિત્થો ગાલિય પયન્નો.

## પંચાશક સૂત્રે

બાવીશ તીર્થંકરના સમયમાં પણ શ્રાવકોને અણુવ્રત તો પાંચ જ હોય કારણ કે નેમનાથ મહારાજ પાસે સયંલક રાજાએ પાંચ અણુવ્રત લીધેલા છે.

સામાયક પૌષધમાં આભૂષણો ઉતારવાના કહ્યાં છે.

ભગવતી સૂત્રમાં શંખે આભૂષણો ઉતારી પૌષધ લીધેલ છે. તત્વાર્થવૃત્તિમાં પણ એમજ કહેલ છે, ફક્ત સૌભાગ્ય-

વંતી ન ઉતારે.

પૌષધ પારી, પૂજા કરી, પછી પૌષધ લેવો કહેલ છે તે પડિમાધર શ્રાવકને માટે છે, બીજાને માટે નહિ. અત્યારે પડિમા બંધ છે. ઇતિ પંચાશકસૂત્રે

સૂર્ય ઉદય થાય ને નોકારશીનું પચ્ચખાણ પારે છે તે ખોટું છે, કારણ કે સૂર્ય ઉદય થયા પછી બે ઘડી પછી જ નોકારશીનું પચ્ચખાણ થાય છે, તે પહેલાં નહિ. ઇતિપંચાશકસૂત્રટીકાયામ્ તથા ધર્મસંગ્રહે, યોગશાસ્ત્ર, સેનપ્રશ્ને, પ્રવચનસારોદ્ધારે અને શ્રાદ્ધવિધૌ. એમ જ કહેલ છે,

## ચૈત્યવંદનવૃત્તૌ

ઉત્કૃષ્ટ ચૈત્યવંદન ઈર્યાવહી પડિકમ્યા વિના ન થાય માટે ઇર્યાવહી પડિકમવાથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદન થાય. જઘન્ય મધ્યમ ઇર્યાવહી પડિકમ્યા વિના થાય. પ્રવચનસારોદ્ધારે પણ એમજ કહેલ છે.

## ચૈત્યવંદનભાષ્યે

અશઠ એટલે પંડિત પુરુષોએ આદરેલ અનવદ્ય અને પાપરહિત અને ગીતાર્થોએ નહિ વારેલી એવી મધ્યસ્થ આચરણા પણ આણા—આજ્ઞા જ છે,કારણ કે તે વચનને અત્યંત બહુમાન આપનારા છે.

## ચૈત્યવંદન બૃહદ્ભાષ્યે

પુરુષ કરતા ધર્મ કરવાનું સામર્થ્ય સ્ત્રીમાં પ્રાયઃ કરીને

વિશેષ હોય છે.

## ગુરુવંદનભાષ્યે

ગુરુને વંદન કરવાનો અધિકાર વિસ્તારથી કહેલો છે.

## પ્રત્યાખ્યાનભાષ્યે

જીરૂ, અજમો, વરીયાલી, સુવા, ગોળ, દુવિહારના પચ્ચાખાણમાં કલ્પે નહિ.વીરશાસન ૧૯૨૯ના ઓગષ્ટ તા.૩૧

શ્રી નાગપુરીય તપાગચ્છીય પ્રત્યાખ્યાનભાષ્યની ગાથામાં જણાવ્યું છે કે શાસ્ત્રમાં દ્રાક્ષાદિકના પાણી અને ગોળ આદિ ખાદિમમાં ગણેલ છે પરંતુ તૃપ્તિના કારણ હોવાથી તેને આચરણમાં લીધેલ નથી તેથી દ્રાક્ષાદિકના પાણી તથા ગોળ વિગેરે દુવિહારમાં વાપરવા નહિ.

## પ્રત્યાખ્યાનભાષ્યે અવચૂરિ

તિવિહાર ઉપવાસ, પાણહાર, પોરસી આદિથી થાય છે તેમ પાણહાર નવકારશીથી પણ થાય છે, કારણકે સદરહુ ગ્રંથમાં પાણહાર નવકારસહિયં આવો પાઠ છે.

## સંઘયણીસૂત્રે

ત્રણ નરકમાં પરમાધામીએ કરેલી વેદના હોય છે, પાંચ નરકમાં શસ્ત્રોથી અન્યોઅન્ય કરેલી વેદના હોય છે, સાતમી-નરકે શસ્ત્રવિના ક્ષેત્રથી ઉત્પન્ન થયેલી વેદના હોય છે. ચોથી નરકે પણ પરમાધામીએ કરેલી વેદના હોય છે એમ હેમ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રે સાતમે પર્વે કહેલ છે.

પ્રથમની ત્રણ નરકથી નીકળેલા તીર્થંકર થાય, ચોથીથી નીકળેલા કેવલી થાય, પાંચમીથી નીકળેલા સાધુ થાય, છઠીથી નીકળેલા દેશવિરતિ થાય અને સાતમીથી નીકળેલા સમકિત પામે. સંગ્રહણીસૂત્રે,

બૃહત્સંગ્રહણી

અનાદિ કાલથી સૂક્ષ્મ નિગોદમાં જે જીવો રહેલા છે તે અવ્યવહારરાશિયા અને ત્યાંથી નીકળી ત્રસ વિગેરેને પામેલા વ્યવહારરાશિયા કહેવાય છે. ધર્મરત્નને વિષે પણ એમજ કહેલ છે.

મેઘકુમાર દેવો ભુવનપતિના દસ દેવોના અધિકારમાંથી જ છે. (સ્તનિતકુમાર નામે) બ્રહત્સંગ્રહણીવૃત્તૌ

૧. ચક્ર. ૨. ધનુષ્ય. ૩. ખડ્ગ. ૪. મણિ. ૫. ગદા. ૬. વનમાલા ૭. શંખ એ સાતરત્નો વાસુદેવને હોય છે.

સંગ્રહણીસૂત્રે

સૌધર્મ દેવલોકમાં અપરિગૃહિતા દેવીઓના વિમાન છ લાખ કહ્યાં છે અને ઈશાન દેવલોકે અપરિગૃહિતા દેવીઓના વિમાન ચાર લાખ કહ્યાં છે.

મનુષ્યોની દુર્ગંધ ચારસોથી પાંચસો યોજન ઊંચી જવાથી દેવતાઓ નીચે આવતા નથી.

પ્રત્યેક વનસ્પતિ કમલાદિકનું દેહમાન એક હજાર યોજનથી અધિક કહ્યું છે તે ઉત્સેધ અંગુલે કહ્યું છે અને પદ્મ દ્રહા-

દ્રહને વિષે જે કમલ છે તે માટે છે અને પૃથ્વીકાયરૂપ છે, પણ વનસ્પતિકાય નથી. સંગ્રહણી વૃત્તૌ.

ચાર નિકાયના દેવો ચ્યવીને ચક્રવર્ત્તી થાય છે અરિહંત તથા વાસુદેવો થાય છે તે વૈમાનિક દેવો જ થાય છે તેમ કહેલું છે.

૫ ક્રોડ, ૬૮ લાખ, ૯૯ હજાર, ૫૮૪ રોગો સાતમી નરકે છે. સંગ્રહણી સૂત્રે.

તીર્થંકર મહારાજના જન્માદિક કલ્યાણકને વિષે નવ ગ્રૈવેયકના તથા અનુત્તર વૈમાનવાસી દેવો આવતા નથી કારણ કે તેની નીચે ઉત્પન્ન થયેલા દેવોને ઉપર જવાની શક્તિ નથી તેમજ ઉપર રહેલા દેવોને અહીં આવવાનું પ્રયોજન નથી ત્યાં રહ્યા થકા જ ભક્તિ કરે છે. દેવભદ્રકૃત સંગ્રહણીવૃત્તૌ.

## કર્મગ્રંથે

પ્રથમ ઉપશમસમકિત પામનાર જીવ અંતરકરણમાં નિશ્ચય ત્રણ પુંજને કરે છે. વળી તે ઉપશમસમકિતથી પડેલો જીવ ક્ષયોપશમ સમકિતને વિષે, અથવા મિશ્રને વિષે, અથવા મિથ્યાત્વને વિષે જાય છે.

ઉખર ક્ષેત્રને પામીને દાવાનળના અગ્નિથી બળેલી અને બળેલા વૃક્ષોવાળી ભૂમિને પામીને જેમ નવો દાવાનળ શાન્ત થાય છે. તેમજ જેણે પૂર્વે ત્રણ પુંજ ન કર્યા હોય એવો જીવ અંતરકરણ કરવાવડે કરી ઉપશમસમકિતને પામે છે. અથવા,

પોતાની શ્રેણિમાં એટલે ઉપશમશ્રેણિમાં રહ્યો સતો ઉપશમ-સમકિતને પામે એવી રીતે કર્મગ્રંથમા ઉપશમસમકિત પામવાનો ઉપાય કહેલો છે.

સ્ત્રીને ઉપશમ શ્રેણિ હોય છે,

ક્ષયોપશમ સમકિતને વમીનેજ નરકને વિષે જાય છે.

ભગવતી સૂત્રે તથા જીવસમાસ વૃત્તિમાં ક્ષયોપશમ સહિત નરકે જાય છે તેમ કહેલ છે. કર્મગ્રંથ વૃત્તૌ.

કર્મગ્રંથની ટીકામાં સિદ્ધના જીવોને પાંચમે અનંતે કહેલા છે. કર્મગ્રંથ વૃત્તૌ.

જાતિસ્મરણવાળો સંખ્યાતા ભવ દેખે તેમ કહેલ છે.

આચારાંગ સૂત્રમાં પણ તેમજ કહેલ છે.

સ્ત્યાનર્દ્ધિ નિદ્રાની પૂર્વકથિત વ્યાખ્યા કર્મગ્રંથની ચૂર્ણિમાં કહેલી છે, પણ તેટલું બળ તો વજ્ર ઋષભનારાચ સંઘયણની અપેક્ષાએ સમજવું, સિવાય વર્તમાન કાળમાં તો યુવાનોથી આઠગણું હોય. કર્મગ્રવૃત્તૌ.

અપ્રમત્તગુણસ્થાને વર્તતી એવી સાધ્વીને મનઃ-પર્યવ નાણ પણ થાય. ષડશીતિ કર્મગ્રંથે

કમ્મપયડૌ

કર્મના સંબંધમાં અપવર્તનાદિક આઠ કરણ કહેલા છે, તે સર્વકરણ અનિકાચિત કર્મમાં જ પ્રવર્ત્તે છે, અને નિકાચિત કર્મમાં તો તેનું ફળ ઉદય આવ્યાથી પ્રાયે કરીને

ભોગવવું જ પડે છે. નિકાચિત અને અનિકાચિતમાં એટલો ફેર છે.

એક સ્થિતિસ્થાનકમાં અધ્યવસાય અસંખ્યાતા કહ્યા છે. તીવ્ર, તીવ્રતર, મંદ, મંદતર.

## પાક્ષિક સૂત્રવૃત્તિ

કૃષ્ણ લેશ્યાયે નરકગતિ, નીલલેશ્યાયે સ્થાવર, કાપોત લેશ્યાયે તિર્યંચ, તેજોલેશ્યાયે માનુષ્ય, પદ્મ લેશ્યાયે દેવ, શુકલલેશ્યાયે નિર્વાણ. ઉપદેશપ્રાસાદે પણ એમજ કહેલ છે.

સાત હાથના શરીરવાળા સાધુ યંત્રપ્રયોગથી મુક્તિ પામે તો તેની અવગાહના બત્રીશ અંગુલની હોય છે; વધારે નહિ પ્રવચનસારોદ્ધારને વિષે પણ એમજ કહેલ છે.

સામાયિક બેઠા બેઠા લે તથા પ્રતિક્રમણ બેઠા બેઠા કરે તો એક આંબેલનું પ્રાયશ્ચિત્ત આવે. શ્રાદ્ધજિત કલ્પે.

## યતિજિતકલ્પવૃત્તા

સાધુને નખ રાખવાની મનાઇ છે, કારણ કે રાખવાથી અનેક દુઃખો ઊભા થાય છે, માટે નખ ઉતારવાથી દોષ નથી.

## જીતકલ્પવૃત્તૌ

સ્ત્યાનર્દ્ધિં નિદ્રાનો ઉદય થાય ત્યારે અતિ સંકિલષ્ટ પરિણામથી દિવસે જોયેલા અર્થને ઊંઘમાં ને ઊંઘમાં ઉઠીને સાધે છે, અને તેને વાસુદેવથી અર્ધબળ હોય છે, ને નિદ્રાનો વિયોગ હોય ત્યારે પણ તે મનુષ્યમાં બીજા પુરુષોથી ત્રણગણું

કે ચારગણું બળ હોય છે. આ નિદ્રા નરકગામી જીવોને હોય છે.

ત્રણ પહોરથી વધારે રાખેલ કાલાતિક્રાંતમ્ અને અર્ધ યોજનથી લાવેલું કે અર્ધયોજન લઇ જવામાં આવેલું અધ્વાતિક્રાંતમ્ એ બે વિવેકી સાધુઓને કલ્પે નહિ.

### કર્મગ્રંથચૂર્ણૌ

સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનું વ્યાખ્યાન છે. તેટલું બળ વજ્રઋષભનારાચસંઘયણની અપેક્ષાએ સમજવું. કર્મગ્રંથની વૃત્તિમાં તો વર્તમાનકાળના યુવાનોથી આઠગણું બળ કહેલ છે.

### જીવાનુશાસનવૃત્તૌ

મોહના પ્રભાવથી અનંતા શ્રુતકેવળીયો પણ પૂર્વગત શ્રુતને ભૂલી જઇ મૃત્યુ પામી અનંતકાયમાં ગયેલા અને રહેલા છે.

### મહાભાષ્યે

સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઘણાં દૃષ્ટાંતો કહેલા છે, ૨૩૪ મી ગાથામાં દૃષ્ટાંતો છે, સ્ત્યાર્દ્ધિ નિદ્રાના બીજા પણ દૃષ્ટાંતો નિશીથ સૂત્રે પણ કહેલા છે.

### ભાષ્યઅવચૂર્ણૌ

તિવિહાર ઉપવાસ હોય તો પરઠવવાનો આહાર તેને કલ્પે, અને ચોવિહાર હોય તો ન કલ્પે, પાણી ન હોય તો ન કલ્પે, પાણી અધિક હોય તો કલ્પે.

### ભાષ્યમહોદધૌ ભગવાન્ ક્ષમાશ્રમણ

તપથી નિકાચિત કર્મો પણ ઉપક્રમસાધ્ય થઇ નાશપામે છે.

## મહાભાષ્યે જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ

શ્રુતવ્યવહાર પણ બળવાન છે, જેથી શ્રુતવિધિ પ્રમાણે છદ્મસ્થે ગ્રહણ કરેલા શુદ્ધ, પણ કેવલીની બુદ્ધિએ અશુદ્ધ આહારને પણ સર્વજ્ઞ દૂષિત કરતા નથી, (વાપરે છે) અને તે સંબંધી કાંઇ કહેતા નથી અર્થાત્ તેને પ્રમાણ કરે છે.

પ્રાયે કરી અનિકાચિત એવી સર્વ કર્મપ્રકૃતિને એ જ પ્રમાણે પરિણામના વશથી ઉપક્રમ થાય છે, અને નિકાચિત પ્રકૃતિને પણ ઉગ્ર તપથી ઉપક્રમ લાગે છે.

## કલ્પભાષ્યે

કાચા ગોરસ સાથે દ્વિદલ મલવાથી જીવોની ઉત્પત્તિ કહેલી છે. ધર્મસંગ્રહ તથા સંબોધસિત્તરિ વિગેરેમાં પણ એમજ કહેલ છે.

## શ્રી સંઘાચારભાષ્યવૃત્તિ

શ્રી તપગચ્છના નાયક શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજની બનાવેલી શ્રી ચૈત્યવંદન ભાષ્યની ટીકા( શ્રી સંઘાચાર ભાષ્યવૃત્તિ )માં સ્પષ્ટ લખેલ છે કે—પુરુષ અર્થાત્ સાધુ અથવા શ્રાવક સ્તુતિ કહે તે ચારે પ્રકારના શ્રી સંઘને કલ્પે અને સ્ત્રી એટલે સાધ્વી અથવા શ્રાવિકા સ્તુતિ કહે તો તે સાધ્વી અથવા શ્રાવિકાને જ કલ્પે પરંતુ સાધુ કે શ્રાવકને ન કલ્પે જ્યારે સાધ્વીએ કહેલી એક પણ સ્તુતિ શ્રાવકોને ન કલ્પે તો પછી

સાધ્વીએ કહેલા બીજા સૂત્રો તો કલ્પે જ કઇ રીતે ? અને શ્રાવિકાએ કહેલાં સૂત્રો તો કલ્પવાની વાત જ શી ? આ ઉપર પચ્ચખાણ પણ પુરુષને ન આવડતું હોય તો સાધ્વી યા શ્રાવિકા પાસે કરવું કલ્પે કે ન કલ્પે એ વિચારકોએ વિચારી લેવું.

## તત્ત્વાર્થવૃત્તૌ

આહારક શરીર ઉત્કૃષ્ટ મહાવિદેહ સુધી જઇ શકે છે. વિદ્યાચારણ મુનિયો અને વિદ્યાધરો નંદીશ્વરદ્વીપ સુધી જઇ શકે. જંઘાચારણો રુચકદ્વીપ સુધી જઇ શકે છે.

સંગ્રહણી વૃત્તિને વિષે કહ્યું છે કે ઔદારિક શરીરનો તિર્યંગ્ ઉત્કૃષ્ટ વિષય વિદ્યાધરોને આશ્રિત્ય નંદીશ્વર સુધી, જંઘાચારણને આશ્રિત્ય ઊંચે રુચકદ્વીપ સુધી, ઉભય આશ્રિને પાંડુક વન સુધી, વૈક્રિયનો વિષય અસંખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી, આહારકનો વિષય મહાવિદેહ સુધી, તેજસ કાર્મણનો સર્વલોક સુધી–આવી રીતે બીજા પણ ઘણા પુસ્તકોમાં લખાણ છે.

કેવલજ્ઞાનીનું ક્ષાયક સમકિત શુદ્ધ કહ્યું છે અને છદ્મસ્થ શ્રેણિકાદિકનું ક્ષાયક સમકિત અશુદ્ધ કહ્યું છે. ઇતિ તત્ત્વાર્થટીકાયામ્ તથા નવપદપ્રકરણટીકાયામ્.

શાસ્ત્રોક્ત વિધિએ જેનામાં તેજોલેશ્યાની શક્તિ પણ (લબ્ધિ) ઉત્પન્ન થાય છે, એટલે કે જે કોઇને બાળવાને માટે ક્રોધથી પ્રથમ તેજોલેશ્યા મૂકે છે. તે જ પાછો પ્રસન્ન થઇને

તેના પ્રત્યે શીતલેશ્યા મૂકે છે. તત્વાર્થ સુત્ર વૃત્તૌ.

સૂત્રમાં કહેલ છે કે જે વખતે ઉત્તરગુણના પ્રત્યય (નિશ્ચય) ને જણાવનારી લબ્ધિ ઉત્પન્ન થાય છે તે જ વખતે ગોશાલાદિકની પેઠે ક્રોધથી ધમધમી જઇ સામાને બાળી નાખવાને માટે પ્રયત્ન કરે છે, અને જયારે પ્રસન્ન થાય ત્યારે અનુગ્રહથી શીતલેશ્યા મૂકે છે. આ સિવાય બીજો વિધિ નથી.

જિનેશ્વર મહારાજા પ્રથમ પૌરિષીને વિષે દેશના આપે છે. બીજી પૌરિષીને વિષે ગણધર દેશના આપે છે ત્યારબાદ લોકો પોતાને ઘરે જાય છે. પાછા ચોથા પહોરને વિષે સંપૂર્ણ પૌરિષી જિનેશ્વર મહારાજા દેશના આપે છે.

લોક પ્રકાશને વિષે તથા પદ્માનંદ મહાકાવ્યને વિષે પણ એમજ કહેલ છે કે તીર્થંકર તથા ગણધર સંપૂર્ણ પૌરિષી સુધી ધર્મદેશના આપે છે. તત્વાર્થ વૃત્તૌ

સોપક્રમી, નોપક્રમી બે પ્રકારના આયુષ્યો છે. અગ્નિ વિષ, શસ્ત્રો વિગેરેથી સોપક્રમી જીવોના આયુષ્ય તૂટે છે, કારણ કે શિથિલ હોય છે તેથી. ઇતિ તત્ત્વાર્થ બીજે અધ્યાયે, વિશેષાવશ્ય કે આચારાંગ શીલાંકાચાર્યકૃતટીકાયામ્

છપર્વી સિવાય ગમે તે વખતે પૌષધ કરી શકાય છે. તત્વાર્થ વૃત્તૌ,

ચારિત્રનું રક્ષણ કરવા માટે દીક્ષાને દિવસે જ પ્રભુને

ચોથું મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તત્વાર્થ ટીકાયામ્

તત્ત્વાર્થ ભાષ્યે ઉમાસ્વાતિ

પ્રમાદથી પ્રાણુનો ત્યાગ કરાવવો તે હિંસા કહેવાય છે.

શ્રી તીર્થકલ્પે

ભસ્મ રાશી ગ્રહની પીડાના પ્રતિઘાત માટે દેવતા મનુષ્યો તથા ગાય આદિકની લોકોએ આરત્રિકા કરી, તેથી લોકને વિષે મેરઈયાની પ્રવૃત્તિ થઈ.

વિષ્ણુકુમાર મુનિએ લાખ યોજનનું શરીર કરવાથી ભયભીત થઈ ગએલા લોકોએ શાન્તિ થવાથી નવો અવતાર થયો જાણી જુહારનું શરૂ કર્યું. આ વાત મુનિસુવ્રતસ્વામીના શિષ્ય સુવ્રતાચાર્યના વખતમાં બનેલી છે. ઇતિશ્રી તીર્થકલ્પે ઉપદેશપ્રાસાદે પણ એમજ કહેલ છે.

ભગવાન ઋષભદેવસ્વામી રાયણ નીચે ફાગણ શુદિ આઠમે પૂર્વ નવાણું વાર આવ્યા તેની સંખ્યા ૬૯ કોટાકોટી, ૮૫ લાખ કોટી, ૪૪ હજાર કોટી એટલી વાર આવ્યા ઈતિ તીર્થકલ્પે, વિચારસારપ્રકરણે પણ એમજ કહેલ છે.

તીર્થકલ્પમાં કહ્યા પ્રમાણે બે હજાર વર્ષનો ભસ્મગૃહ ઊતરી ગયા પછી યુગપ્રધાનોના વખતમાં અલ્પ આરાધનાથી પણ દેવો પ્રસન્ન થશે વિશેષમાં ભસ્મગૃહ પાંચસો વર્ષ વક્ર થયેલ છે માટે પચીસો વર્ષ સમજવા.

વિવિધતીર્થકલ્પે શ્રી જિનપ્રભસૂરિ

શ્રી જિનપ્રભસૂરિએ પોતાના વિવિધતીર્થકલ્પમાં શત્રુંજયતીર્થકલ્પ રચના સંવત ૧૩૬૫ માં જણાવ્યું છે કે જાવડશાહે સ્થાપન કરેલા બિંબને વિક્રમ સંવત ૧૩૬૯ માં કલિકાલના વશથી મ્લેચ્છોએ તોડી નાખેલ છે. તથા ઉપદેશતરંગિણીમાં પણ કહેલ છે કે દીલ્હીથી સોરઠમાં આવેલ એક લાખ અને એંશી હજાર સાહણફોજે પેથડ ઝાંઝણશાહે કરાવેલ, સોનાની ખોલથી મઢાવેલ જૈન મંદિરને જોઇને શત્રુંજય ઉપર ચડી જાવડશાહે સ્થાપન કરેલ પ્રતિમાજીનો ભંગ (નાશ) કર્યો છે.

કોટીશિલાનું સ્વરૂપ તીર્થકલ્પમાં છે.

## સૂત્રશાખો

એકાવતારી તીર્થંકર મહારાજના જીવોને ચ્યવનના ચિહ્નો થતા નથી તે સંબંધી સૂત્ર શાખો. શ્રી વીરચરિત્રને વિષે શ્રીમાન્ હેમચંદ્ર મહારાજાએ કહ્યું છે કે–દેવતાને વિષે અગ્રણી દેવ વીશ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરીને છેડે પણ કાન્તિવડે દેદીપ્યમાન દેહને ધારણ કરતો હતો. છ માસ આયુષ્ય બાકી રહે છતે બીજા દેવો પ્રાંતસમયે મોહને પામે છે, પરંતુ મહાન્ પુન્યકર્મના ઉદયવાળા એવા તીર્થંકર મહારાજાઓને કાંઇ પણ ચ્યવનના ચિહ્નો જણાતા નથી. પરિશિષ્ટ પર્વણીને વિષે પણ વીર પરમાત્માએ શ્રેણિક રાજા પ્રત્યે કહેલું છે કે હે–રાજન્! એકાવતારી દેવોને અ-

ચોથું મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તત્વાર્થ ટીકાયામ્

**તત્ત્વાર્થ ભાષ્યે ઉમાસ્વાતિ**

પ્રમાદથી પ્રાણુનો ત્યાગ કરાવવો તે હિંસા કહેવાય છે.

**શ્રી તીર્થકલ્પે**

ભસ્મ રાશી ગ્રહની પીડાના પ્રતિઘાત માટે દેવતા મનુષ્યો તથા ગાય આદિકની લોકોએ આરત્રિકા કરી, તેથી લોકને વિષે મેરઈયાની પ્રવૃત્તિ થઈ.

વિષ્ણુકુમાર મુનિએ લાખ યોજનનું શરીર કરવાથી ભયભીત થઇ ગએલા લોકોએ શાન્તિ થવાથી નવો અવતાર થયો જાણી જુહારનું શરૂ કર્યું. આ વાત મુનિસુવ્રતસ્વામીના શિષ્ય સુવ્રતાચાર્યના વખતમાં બનેલી છે. ઇતિશ્રી તીર્થકલ્પે ઉપદેશપ્રાસાદે પણ એમજ કહેલ છે.

ભગવાન ઋષભદેવસ્વામી રાયણુ નીચે ફાગણુ શુદિ આઠમે પૂર્વ નવાણું વાર આવ્યા તેની સંખ્યા ૬૯ કોટાકોટી, ૮૫ લાખ કોટી, ૪૪ હજાર કોટી એટલી વાર આવ્યા ઈતિ તીર્થકલ્પે, વિચારસારપ્રકરણે પણ એમજ કહેલ છે.

તીર્થકલ્પમાં કહ્યા પ્રમાણે બે હજાર વર્ષનો ભસ્મગૃહ ઊતરી ગયા પછી યુગપ્રધાનોના વખતમાં અલ્પ આરાધનાથી પણ દેવો પ્રસન્ન થશે વિશેષમાં ભસ્મગૃહ પાંચસો વર્ષ વક્ર થયેલ છે માટે પચીસો વર્ષ સમજવા.

**વિવિધતીર્થકલ્પે શ્રી જિનપ્રભસૂરિ**

૩ કોડી, ૮૧ લાખ, ૧૬ હજાર, ૯૭૦ મણુનો ભાર થાય એવા એક હજાર ભારનો લોહમય ગોળો કોઇ દેવતા સૌધર્મ ઈશાન દેવલોકથી પૃથ્વી ઉપર નીચે પડતો મૂકે તે ગોલાને નીચે આવતા ૬ માસ, ૬ દિવસ ૬ પહોર ૬ ઘડી ૬ પળ એટલે કાળે તે ગોળો ઘનવાત અને તનવાતે કરી હણાતો છતો આંબળા સોપારી જેટલો થઇ નીચે પડે એટલે એક રાજપ્રમાણુ થાય. ઇતિ રાજપ્રમાણુ.

૧૯૪ના અંક સુધી સંખ્યાતા કહેવાય. તે અંકનું નામ શીર્ષ-પ્રહેલિકા છે. તેના ઉપર એક અંક વધે તો અસંખ્યાતા થાય.

## જીર્ણ પત્રે

ભગવાન નેમનાથ મહારાજાએ કૃષ્ણુ વાસુદેવના ૧૦૦ પુત્રો સાથે તથા બળદેવના ૭૨ પુત્રો સાથે તથા વસુદેવના ૫૬૩ પુત્રો સાથે ૧ વરદત્ત રાજા સાથે તથા સમુદ્રવિજયના ૨૮ પુત્રો સાથે તથા ઉગ્રસેનના ૮ પુત્રો સાથે તથા બીજા ૮ મહારાજા સાથે તથા દેવક રાજાના ૭ પુત્રો સાથે તથા ૨૦૫ યાદવ કુલના ક્ષત્રિય પુત્રો સાથે તથા બીજા ૮ના સાથે એવી રીતે કુલ ૧૦૦૦ પુરુષોની સાથે દીક્ષા લીધી હતી.

## છુટક પત્રે વિજયસેનસૂરિ

દિગંબરના ચૈત્ય યતિ શ્રાવકને વંદન કરવા યોગ્ય નહિ.

એકલા ગૃહસ્થ શ્રાવકે પ્રતિષ્ઠિત ચૈત્યવંદન કરવા યોગ્ય નહિ.

નંતકાળે પણ તેજનો ક્ષય થવો, ઇત્યાદિ ચ્યવનના ચિન્હો ઉત્પન્ન થતા નથી.

સૂત્રકૃતાંગ વૃત્તિને વિષે પણ કહેલું છે કે જે દેવ તીર્થંકર થવાનો હોય છે તેને ચ્યવનકાલે પણ છ માસ પર્યંત અત્યંત શાતાવેદની કર્મનો ઉદય હોય છે. વિશેષ લોકપ્રકાશ, કલ્પદીપિકાથી જોઈ લેવું

ભાવિ તીર્થંકરના જીવો એકાવતારી દેવોને ચ્યવનના ચિન્હરૂપ વૃદ્ધાઅવસ્થા જરાનો સંભવ રહેતો નથી પણ તેથી રહિત દેવોને જરાનો સંભવ રહે છે. આચારાંગ સૂત્ર બૃહદ્ વૃત્તિને વિષે શ્રી શીલાંકસૂરિ કહે છે કે જરા અને મરણવડે વ્યાપ્ત થયેલો મૂઢ માણસ નિરંતર મહામોહથી ધર્મને સ્વર્ગને તથા અપવર્ગ(મોક્ષ)ને જાણી શકતો નથી. વળી સંસારને વિષે એવું સ્થાન પણ નથી કે જ્યાં જરા અને મૃત્યુ નથી. દેવતાને પણ જરાનો અભાવ નથી, કારણ કે તેને પણ ચ્યવનકાલે લેશ્યા, બલ, સુખ, વર્ણ, પ્રભુત્વહાનિ વિગેરે અને જરાનો સદ્ભાવ પણ હોય છે. દેવતાઓ સર્વેને ચ્યવન કાલે માલ્યમ્લાનિ, કલ્પવૃક્ષકંપ, દૃષ્ટિનો ભ્રંશ, અંગનું કંપાયમાનપણું, અરતિ વિગેરે ચિન્હો થાય છે. આચારાંગ પ્રથમ શ્રુતસ્કંધ તૃતીય અધ્યયન પ્રથમ ઉદ્દેશકવૃત્તૌ પણ દેવતાને જરાનો સદ્ભાવ હોય તેમ લખ્યું છે.

સિદ્ધાન્તે

## હીર પ્રશ્ને

જેણે સર્વ વિગયનું પચ્ચખ્ખાણ કર્યું હોય તે ને નીવી કરે તો એકાસણાની માફક બેસણું કરવું હોય તો કલ્પે છે.

પરોવેલા પુષ્પોથી પણ પૂજા કરવાનું કહેલું છે.

હાલમાં જે ઈંદ્રો છે તેમાં કોઇક એકાવતારી હોય, પણ સર્વે નહિ.

નારદો પણ કોઈક તદ્‌ભવે મુક્તિ જાય, કોઈક ભવાંતરે.

રાવણનો હાર પરિપાટીથી આવેલ છે.

ઋષભદેવના જેટલા સાધુઓ છે તે સર્વે પ્રત્યેકબુદ્ધો જાણવા. તે પ્રકારે મહાવીરના પણ સર્વે સાધુઓ પ્રત્યેક-બુદ્ધો જાણવા

દેવવંદન પ્રતિમા તથા સ્થાપનાચાર્ય પાસે કરવું કલ્પે. પંડિતાદિ પદસ્થો પાસે કરવું કલ્પે નહિ.

તુંબરે ફ્લે પત્તે તુંબ ફ્લા હરિતકી, ત્રિફ્લાનું પાણી સિદ્ધાન્તે પ્રાસુક કહેલ છે.

શ્રાવકને નિરંતર પ્રતિક્રમણ કરવાનો નિયમ હોય તો બે પ્રહર રાત્રિ સુધી કરી શકે. ઇતિ હીરપ્રશ્ને પત્ર ૭૨ થી ૭૩ સુધી.

જિનપ્રતિમાને નિરંતર ચડાવાતા આભૂષણો નિર્માલ્ય ગણાતા નથી તેનું કારણ એ છે કે—भोगविनष्टं द्रव्यं निर्माल्यम्

મિથ્યાત્વીના ધર્મ કર્તવ્યો અનુમોદન યોગ્ય નહિ.

ઉત્કટ ઉત્સૂત્ર પ્રલાપીના ધર્મકર્તવ્ય અનુમોદન યોગ્ય નહિ.

સ્વપક્ષના ઘરને વિષે અવંદનિક પ્રતિમા હોય તે સાધુના વાસક્ષેપે વંદનિક હોય.

દ્રવ્યલિંગીને દ્રવ્ય પ્રાસાદે પ્રતિમા વંદનિક નહિ. સાધુની પ્રતિષ્ઠા શાસ્ત્રને વિષે છે. ૧. રાજાઓના ઘરો સાત માળના હોય છે. ૨. યુગલીયાના ઘરો આઠ માળના હોય છે. ૩. વાસુદેવોના ઘરો અઢાર માળના હોય છે. ૪. ચક્રવર્તીના ઘરો છત્રીશ માળના હોય છે.

સોલ સેતીયે એક કલસી, પાંચ કલસીયે એક મૂડો, એવા એક હજાર ને ચોવીશ મૂડા ધાન રાંધે, બત્રીશ મૂડાનો એક કોલીયો એવા બેંતાલીશ કોલીયા એક ટંકે ખાય એ પ્રકારે મહાવિદેહક્ષેત્રના લોકોનો એક ટંકના આહારનો વિચાર જાણવો,

બરાસ, મરી, ડાભનું મૂળ ઘસી રોગીની આંખમાં આંજવાથી આંસુ પડે તો જીવે, ન પડે તો ન જીવે. ઇતિ રોગીની પરીક્ષા

મહા વિદેહ ક્ષેત્રને વિષે કેવલી જિન તથા છદ્મસ્થજિન વિચરતા હોય ત્યારે બીજા જિનેશ્વર મહારાજાના જન્માદિક થતા નથી.

ગોદમાં જાય છે. સેનપ્રશ્ન પત્ર ૭૬ મે.

ચૌષધશાળાને વિષે ભોજન કરવાનું પંચાશકચૂર્ણિમાં તથા શ્રાદ્ધપ્રતિક્રમણચૂર્ણિમાં ઇત્યાદિક ગ્રંથોને વિષે કહેલું છે. સેનપ્રશ્ન પત્ર ૮૪ મે.

શ્રાવકોને દેવદ્રવ્ય વ્યાજે પણ રાખવાની મનાઇ છે તેમજ કોઇ પણ ઉપયોગમાં લેવાની પણ મનાઇ છે.સેનપ્રશ્ન પત્ર૮૮ મે

અવધિજ્ઞાની તથા મનઃપર્યવજ્ઞાની અનંતા ભવો કરે એવું ભગવતી સૂત્રના ૮ મા શતકે બીજે ઉદ્દેશે કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૮૯ મે

શ્રી પરમાત્માની પૂજા યુવાવસ્થાને વિષે પણ કરે તેવું દ્રૌપદીના અધિકારે જ્ઞાતાધર્મકથામાં કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૯૧ મે

પૌષધમાં ભિક્ષુક વિગેરેને દાન દેવું ન કલ્પે,પણ કારણાંતરથી આપે તો નિષેધ દેખેલ નથી. સેનપ્રશ્ન પત્ર ૯૪ મે.

સાધુઓને વસ્ત્રોને થીગડા દેવા કલ્પે નહિ છતાં થીગડું દે તો દોષ લાગે. કારણે ત્રણથી વધારે ન દે, દે તો દોષ લાગે, ઇતિ નિશિથ સૂત્રના પ્રથમ ઉદ્દેશે થીગડા દેનારને પ્રાયશ્ચિત્ત કહેલ છે. સેનપ્રશ્ને પત્ર ૯૪ મે.

ગુરૂ પાપ કરનાર શિષ્યને નિવારે છતાં તે પાછો ન હઠે તો ગુરૂને દોષ નથી, પરંતુ જાણતા છતાં ન કહે તો દોષ લાગે. સેનપ્રશ્ને પત્ર ૯૮ મે.

વાપરી શકાય નહિ. સેનપ્રશ્ન પત્ર ૯૦ મે.

તપચિંતામણિના કાઉસ્સગમાં પચ્ચખાણ ચિંતવી કોઇના આગ્રહથી બીજું પચ્ચખાણ કરે તો ભંગદોષ લાગતો નથી. સેનપ્રશ્ન પત્ર ૨૯ મે.

પૌષધવાળો શ્રાવક કર્પૂર વાસક્ષેપાદિકથી કલ્પસૂત્રાદિક શાસ્ત્રોની પૂજા કરે નહિ અને શ્રાવિકાઓ પૌષધમાં ગહુંલી કરે નહિ, કારણ કે દ્રવ્ય સ્તવરૂપ હોવાથી પૌષધમાં મનાઇ છે. સેનપ્રશ્ન પત્ર ૬૪ મે.

વર્તમાનકાળમાં આ ભરતક્ષેત્રે અવધિજ્ઞાન અને જાતિસ્મરણજ્ઞાનનો નિષેધ કરેલ નથી. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

ચૈત્ર તથા આસો માસની ઓળીમાં કરેલો તપ ૭-૮-૯ એ ત્રણ દિવસમાં કરેલો તપ ગણત્રીમાં ન ગણાય પણ રોહિણી વિગેરે તેવા પ્રકારના તપ સંબંધવાળા હોવાથી ગણત્રીમાં આવે છે. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

જે દેશને વિષે સૂતકવાળા ઘરને વિષે બ્રાહ્મણો ન જાય તેટલા દિવસો સૂતકવાળાને ઘરે સાધુ વહોરવા ન જાય એવો વૃદ્ધપરંપરાનો વ્યવહાર છે. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

ચોવિહારવાળાને સ્ત્રી બાળકના હોઠનું ચુંબન કરતા પચ્ચખ્ખાણ ભાંગે છે એમ શ્રાદ્ધવિધિમાં કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૭૦ મે.

સૂક્ષ્મ નગોદથી નીકળેલો જીવ ફરીથી પણ સૂક્ષ્મ નિ-

કાળવેળાએ સર્વેને નિર્યુક્તિ, ભાષ્યાદિક વિગેરેને ભણવાનો નિષેધ આચારપ્રદીપાદિકને વિષે કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૨૨ મે.

ત્રીશથી ચાલીશ માણસનો સમુદાય જ્યાં જમતો હોય ત્યાં સંખડી કહેવાય છે. સેનપ્રશ્ન પત્ર ૨૨ મે.

સામાયક લઈ ખમાસમણું દઈ, મુહપત્તિ પડિલેહી, પછી વાંદણા દઈ, પચ્ચખ્ખાણ કરી, પ્રતિક્રમણ શરૂ કરે. સેનપ્રશ્ને

મધ, માખણ અને મદિરાને વિષે અસંખ્યાતા બેઇંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે અને માંસને વિષે બાદર નિગોદરૂપ એકેંદ્રિય જીવો તથા બેઇંદ્રિયો ઉત્પન્ન થાય છે પરંતુ મનુષ્યના માંસને વિષે એકેંદ્રિયો બાદર નિગોદરૂપ તથા બેઇંદ્રિયો અને સંમૂર્ચ્છિમ મનુષ્ય પંચેંદ્રિયો ઉત્પન્ન થાય છે. સેનપ્રશ્ન પત્ર ૨૭ મે,

ઉજેહિ વખતે વસ્ત્ર ઓઢવાનો અધિકાર છે. ઇતિ સેનપ્રશ્ને તથા વૃંદારૂવૃત્તૌ.

સચિત્તના ત્યાગવાળાને રાત્રિયે કદાપિ પાણી પીવું પડે તો ઉકાળેલું જ પીવે. કાચું ન પીવે સેનપ્રશ્ન પત્ર ૪૫મે

રાત્રિ બે ઘડી બાકી રહે ત્યારે પોષધ લે તો તે મૂળ વિધિ છે અને પૌષધ મોડો લે તે અપવાદ ગણવામાં આવે છે. સેનપ્રશ્ન પત્ર ૮૦ મે.

સાધુથી ગાઢ કારણ સિવાય ગૃહસ્થને ઘરે આહારપાણી

ભોગના અંદર આવી વિનષ્ટ થયેલું દ્રવ્ય નિર્માલ્ય ગણાય, પરંતુ આભરણોનું ભોગ વિનષ્ટપણું નહિ હોવાથી નિર્માલ્યતા ગણાય નહિ.

જિનેશ્વર મહારાજના મંદિરને વિષે રાત્રિને વિષે નાટારંભાદિક કરવાનો નિષેધ કરેલ છે. જે માટે કહેલું છે કે—

रात्रौ न नन्दिर्न बलिप्रतिष्ठे, न मज्जनं न भ्रमणं रथस्य ।
न स्त्रिप्रवेशो न च लास्यलीला, साधुप्रवेशो न तदत्र चैत्यम् ॥१॥

ભાવાર્થ—જિનચૈત્યને વિષે રાત્રિને વિષે નન્દીની ક્રિયા ન થાય તથા બલિ તેમજ પ્રતિષ્ઠા ન કરાવી શકાય, તેમ જ સ્નાન નથાય તથા રાત્રિમાં રથયાત્રા ન કઢાવી શકાય તથા સ્ત્રીનો પ્રવેશ ન જોઇએ, તથા નાટકાદિકની લીલા ન કરાવી શકાય સ્ત્રીઓથી રાસડા ન લઇ શકાય તેમજ સાધુનો પ્રવેશ પણ રાત્રિએ જિનમંદિરમાં થઇ શકે નહિ. સબબ ઉપરની બાબતમાંથી એક પણ જિનમંદિરમાં રાત્રિએ બની શકે નહિ. કિંચ કોઇ દિવસ તીર્થાદિકના અંદર જે નાટ્યાદિક કરવામાં આવે છે તે કારણાદિક જાણવું. ઇતિ હીરપ્રશ્ને ૧૭ મે પત્રે.

ઇળના જીવને ભ્રમરીએ સેવતા તેનો જીવ ચ્યવી જઇ, ભમરીરૂપે ઉત્પન્ન થાય છે.

સાધુ સાધ્વીયોને પણ પાણી ગાળીનેજ વાપરવું જોઇએ.

ઉપરોકત તમામ હીર પ્રશ્નમાં છે.

**સેનપ્રશ્ન**

કાળવેળાએ સર્વેને નિર્યુક્તિ, ભાષ્યાદિક વિગેરેને ભણવાનો નિષેધ આચારપ્રદીપાદિકને વિષે કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૨૨ મે.

ત્રીશથી ચાલીશ માણસનો સમુદાય જ્યાં જમતો હોય ત્યાં સંખડી કહેવાય છે. સેનપ્રશ્ન પત્ર ૨૨ મે.

સામાયક લઇ ખમાસમણું દઈ, મુહપત્તિ પડિલેહી, પછી વાંદણા દઈ, પચ્ચખ્ખાણ કરી, પ્રતિક્રમણ શરૂ કરે. સેનપ્રશ્ને

મધ, માખણ અને મદિરાને વિષે અસંખ્યાતા બેઇંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે અને માંસને વિષે બાદર નિગોદરૂપ એકેંદ્રિય જીવો તથા બેઇંદ્રિયો ઉત્પન્ન થાય છે પરંતુ મનુષ્યના માંસને વિષે એકેંદ્રિયો બાદર નિગોદરૂપ તથા બેઇંદ્રિયો અને સંમૂર્છિમ મનુષ્ય પંચેંદ્રિયો ઉત્પન્ન થાય છે. સેનપ્રશ્ન પત્ર ૨૭ મે,

ઉજેહિ વખતે વસ્ત્ર ઓઢવાનો અધિકાર છે. ઇતિ સેનપ્રશ્ને તથા વૃંદારૂવૃત્તૌ.

સચિત્તના ત્યાગવાળાને રાત્રિયે કદાપિ પાણી પીવું પડે તો ઉકાળેલું જ પીવે. કાચું ન પીવે સેનપ્રશ્ન પત્ર ૪૫મે

રાત્રિ બે ઘડી બાકી રહે ત્યારે પૌષધ લે તો તે મૂળ વિધિ છે અને પૌષધ મોડો લે તે અપવાદ ગણવામાં આવે છે. સેનપ્રશ્ન પત્ર ૮૦ મે.

સાધુથી ગાઢ કારણ સિવાય ગૃહસ્થને ઘરે આહારપાણી

વાપરી શકાય નહિ. સેનપ્રશ્ન પત્ર ૬૦ મે.

તપચિંતામણિના કાઉસ્સગમાં પચ્ચખાણ ચિંતવી કોઇના આગ્રહથી બીજું પચ્ચખાણ કરે તો ભંગદોષ લાગતો નથી. સેનપ્રશ્ન પત્ર ૨૯ મે.

પૌષધવાળો શ્રાવક કર્પૂર વાસક્ષેપાદિકથી કલ્પસૂત્રાદિક શાસ્ત્રોની પૂજા કરે નહિ અને શ્રાવિકાઓ પૌષધમાં ગહુંલી કરે નહિ, કારણ કે દ્રવ્ય સ્તવરૂપ હોવાથી પૌષધમાં મનાઇ છે. સેનપ્રશ્ન પત્ર ૬૪ મે.

વર્તમાનકાળમાં આ ભરતક્ષેત્રે અવધિજ્ઞાન અને જાતિસ્મરણજ્ઞાનનો નિષેધ કરેલ નથી. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

ચૈત્ર તથા આસો માસની ઓળીમાં કરેલો તપ ૭-૮-૯ એ ત્રણ દિવસમાં કરેલો તપ ગણત્રીમાં ન ગણાય પણ રોહિણી વિગેરે તેવા પ્રકારના તપ સંબંધવાળા હોવાથી ગણત્રીમાં આવે છે. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

જે દેશને વિષે સૂતકવાળા ઘરને વિષે બ્રાહ્મણો ન જાય તેટલા દિવસો સૂતકવાળાને ઘરે સાધુ વહોરવા ન જાય એવો વૃદ્ધપરંપરાનો વ્યવહાર છે. સેનપ્રશ્ન પત્ર ૬૮ મે.

ચોવિહારવાળાને સ્ત્રી બાલકના હોઠનું ચુંબન કરતા પચ્ચખ્ખાણ ભાંગે છે એમ શ્રાદ્ધવિધિમાં કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૭૦ મે.

સૂક્ષ્મ નિગોદથી નીકળેલો જીવ ફરીથી પણ સૂક્ષ્મ નિ-

ગોહમાં જાય છે. સેનપ્રશ્ન પત્ર ૭૬ મે.

પૌષધશાળાને વિષે ભોજન કરવાનું પંચાશકચૂર્ણિમાં તથા શ્રાદ્ધપ્રતિક્રમણચૂર્ણિમાં ઇત્યાદિક ગ્રંથોને વિષે કહેલું છે. સેનપ્રશ્ન પત્ર ૮૪ મે.

શ્રાવકોને દેવદ્રવ્ય વ્યાજે પણ રાખવાની મનાઇ છે તેમજ કોઇ પણ ઉપયોગમાં લેવાની પણ મનાઇ છે.સેનપ્રશ્ન પત્ર૮૮ મે

અવધિજ્ઞાની તથા મનઃપર્યવજ્ઞાની અનંતા ભવો કરે એવું ભગવતી સૂત્રના ૮ મા શતકે બીજે ઉદ્દેશે કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૮૯ મે

શ્રી પરમાત્માની પૂજા યુવાવસ્થાને વિષે પણ કરે તેવું દ્રૌપદીના અધિકારે જ્ઞાતાધર્મકથામાં કહેલ છે. સેનપ્રશ્ન પત્ર ૯૧ મે

પૌષધમાં ભિક્ષુક વિગેરેને દાન દેવું ન કલ્પે,પણ કારણાંતરથી આપે તો નિષેધ દેખેલ નથી. સેનપ્રશ્ન પત્ર ૯૪ મે.

સાધુઓને વસ્ત્રોને થીગડા દેવા કલ્પે નહિ છતાં થીગડું દે તો દોષ લાગે. કારણે ત્રણથી વધારે ન દે, દે તો દોષ લાગે, ઇતિ નિશિથ સૂત્રના પ્રથમ ઉદ્દેશે થીગડા દેનારને પ્રાયશ્ચિત્ત કહેલ છે. સેનપ્રશ્ને પત્ર ૯૪ મે.

ગુરૂ પાપ કરનાર શિષ્યને નિવારે છતાં તે પાછો ન હઠે તો ગુરૂને દોષ નથી, પરંતુ જાણતા છતાં ન કહે તો દોષ લાગે. સેનપ્રશ્ને પત્ર ૯૮ મે.

શય્યાતરનું વહોરી લાવનારને આંબિલનો દંડ આવે પણ વાપરનારને નહિ.

સાધુને આંબિલમાં જીરામિશ્રિત વસ્તુ કલ્પે છે.

નિરાણંદે આનંદરહિત, અંસુપુન્ન નયણે આંસુવડે કરી પૂર્ણ નેત્રે ઇત્યાદિ ભક્તિ પ્રાગ્ભાર સૂચકાનિ તેઓના વિશેષણો ઉપલબ્ધ થાય છે.

પ્રભુને આંગી પ્રમુખમાં વસ્ત્ર પહેરાવવાનો અધિકાર છે. ચોથી નરકને વિષે પણ પરમાધામીની વેદના હોય છે. ત્રણમાં હોય છે તે વચન પ્રાયિક છે.

બાહુબલીનું આયુષ્ય ચોરાશી લાખ વર્ષ પૂર્વનું હતું, પણ ભગવાન આદિનાથજી સાથે મુક્તિ જવાથી આયુષ્યનું અપવર્તન જણાવેલ છે

તપથી નિકાચિત કર્મનો પણ નાશ થાય છે.

પાંચમા આરામાં જાતિસ્મરણજ્ઞાન અને અવધિજ્ઞાન ન હોય તેવું લખાણ નથી.

તમામ ઇંદ્રો સમ્યગ્દૃષ્ટિ જ હોય છે.

દેવતા અને નારકીના જીવો પોતાનું આયુષ્ય છ માસ બાકી રહેલું હોય ત્યારે જ પરભવના આયુષ્યનો બંધ નાખે છે, અને તેટલા ટાઇમમાં આયુષ્યનો બંધન પડ્યો હોય તો બે ઘડી બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ નાખે છે, એમ કહેલ છે.

નવ નારદાદિક કલિપ્રિય હોવાથી પ્રથમ મિથ્યા-દૃષ્ટિ હોય છે, પણ પાછળથી સમ્યગદૃષ્ટિ થાય છે, કારણ કે તેઓ સઘળા સ્વર્ગ અને મોક્ષગામી હોય છે તેથી. એ ઉપરોકત તમામ સેનપ્રશ્નમાં છે,

## વાર્તિક પ્રશ્નોત્તરે

વડા વાસી તેમાં લાલા પાતાદિક દોષથી પ્રત્યક્ષ અભક્ષ્ય છે. પણ છાશમાંહે તત્કાળ મૂકેલા વડા બે દિવસ પછી અભક્ષ્ય ગણાય, કારણ કે બે દિવસ પછી દહીં અભક્ષ્ય ગણાય.

ઇતિ વડા વાશી વિચાર મેરૂસુંદરજી મહારાજ.

## પ્રશ્નોત્તર સાર્ધશતકે–ઉપા૦ શ્રી ક્ષમાકલ્યાણકજી

હું ભવાંતરે રાજા થાઉં એવી પ્રાર્થના કરવી તે પ્રથમ નિયાણું ૧. બહુ વ્યાપારવાળા રાજ્યવડે કરીને મારે સર્યું, ભવાંતરે હું સમૃદ્ધિમાન ગૃહસ્થ થાઉં એવા પ્રકારે પ્રાર્થના કરવી તે બીજુ નિયાણું ૨. પુરુષને વિવિધ પ્રકારનું દુઃખ દેખી હું સ્ત્રી થાઉં એવી પ્રાર્થના કરવી તે ત્રીજું નિયાણું ૩. સ્ત્રિયોનું પરવશપણું દેખી હું પુરુષ થાઉં એવી પ્રાર્થના કરવી તે ચોથું નિયાણું ૪. મનુષ્યોના વિષયો અશુચિમય છે, માટે દેવ વિશેષ માટે બહુ પ્રાર્થના કરવી તે પાંચમું નિયાણું ૫. જે દેવતાઓ સ્વપર દેવદેવી સેવન કરવાને વિષે અને સ્વવિકુર્વિત દેવદેવી સેવન કરવાને વિષે આસક્ત હોય છે તે બહુરતા કહેવાય છે. જે દેવતાઓ સ્વયમેવ દેવ અગર દેવીપણાની

વિકુર્વણા કરી સેવન કરે છે પણ બીજું નહિ તે સ્વરતા કહેવાય છે. તેના વિષય પ્રાર્થના કરી નિયાણું બાંધે તે છઠું નિયાણું કહેવાય છે. ૬. એ છ નિયાણાના બાંધવાવાળા ભવાંતરે દુર્લભ બોધિ થાય છે. વિષય વિરક્ત જે દેવતાઓ છે તે અરતા અને તે સંબંધી નિયાણું કરે તે સાતમું નિયાણું કહેવાય છે ૭. એ તે ત્રણે પ્રકારના દેવો હું સાધુને પડિલાભવાવાળો શ્રાવક થાઉં એવી પ્રાર્થના કરે તે આઠમું નિયાણું ૮. વ્રત લેવાની આકાંક્ષાએ હું દરિદ્ર શ્રાવક થાઉં આવી જે પ્રાર્થના કરે તે નવમું નિયાણું ૯. પાક્ષિક સૂત્રવૃત્તિને વિષે પણ એમજ કહેલ છે.

## પ્રશ્નોત્તર રત્નાકર ગ્રંથે

વસ્તુપાલમંત્રી મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી વિજયમાં પુંડરિકીણી નગરીમાં કુરૂચંદ્ર નામે રાજા થયેલ છે અને ત્રીજે ભવે સિદ્ધ થનાર છે.

અનુપમાદેવી ત્યાં જ સીમંધરસ્વામી પાસે દીક્ષિત થઈ કેવલજ્ઞાન પામેલ છે.

આ હકીકત વસ્તુપાલના ગુરૂ શ્રી વર્ધમાનસૂરિજી વ્યંતર થયેલ છે તેમણે સીમંધરસ્વામીને પૂછીને પ્રગટ કરેલ છે.

આ હકીકત શ્રી વસ્તુપાલપ્રબંધમાં છે.

તથા શ્રી હીરસૌભાગ્ય કાવ્યમાં પહેલા સર્ગમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ તીર્થવર્ણનના અધિકારમાં કહેલ છે.

ઇતિ પ્રશ્નોત્તર રત્નાકર નામના ગ્રંથે પંન્યાસ મુક્તિ-

વિજયજી ગણીકૃત પ્રશ્ન ૧૦૬ ૧૦૭ મે.

## પ્રશ્નોત્તર રત્નચિંતામણી.

સમકિત મહાવીરસ્વામીના વિચાર ગર્ભસ્તવન છાપેલા ભાગ બીજામાં પાના ૭૪૯ મે બીજા શાસ્ત્રની ગાથા મૂકી છે તેમાં અભવી ચોથે અનંતે, પડવાઇ પાંચમે અનંતે, તથા સિદ્ધાદિ આઠમે અનંતે કહેલા છે. વિજયાનંદસૂરિ મહારાજનું કહેવું એવું છે કે સિદ્ધને આઠમે અનંતે કહેવા સુગમ પડે છે. દિગંબરના ગ્રંથોમાં પણ આઠમે અનંતે કહેલા છે. ઇતિ પ્રશ્નોત્તરરત્નચિંતામણી સિદ્ધાદિકના અનંતાદિકનો વિચાર.

નિશ્ચય સમકિતદૃષ્ટિને વ્યવહાર સમકિત ઘણું કરીને હોય છે. વ્યવહાર સમકિતવાળાને નિશ્ચય સમકિત હોય પણ ખરૂં અને ન પણ હોય.

વ્યવહારસમકિત નિશ્ચયસમકિતનું કારણ છે. દેવગુરુની શ્રદ્ધા થઇ એટલે ગુરુમહારાજની સેવા કરે. ગુરૂમહારાજ ધર્મ સંભલાવે એટલે પોતાના આત્માનું તથા પુદ્ગલનું સ્વરૂપ જાણે. એમ કરતા કરતા અનુક્રમે નિશ્ચયસમકિત પ્રાપ્ત થાય.

## પ્રશ્નચિંતામણી

બાવીશ પરિષહો જ્ઞાનાદિક આઠે કર્મમાં કર્મથી ઉત્પન્ન થાય છે એમ સંભાવના થાય છે. જેમ કે દર્શનમોહમાં સમ્યક્ત્વ પરિષહ હોય છે. જ્ઞાનાવરણીય કર્મમાં પ્રજ્ઞા તથા અજ્ઞાન પરિષહ હોય છે. અંતરાય કર્મમાં અલાભ પરિષહ હોય

છે. ચારિત્રમોહમાં આક્રોશ, અરતિ, સ્ત્રિનૈષેધિકીય યાચના, અચેલ અને સત્કાર નામના પરિષહો હોય છે, તેમજ વેદનીયમાં ક્ષુધા, તૃષા, શીત, તાપ, દંશ, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણ, સ્પર્શ અને મલ આ અગ્યાર પરિષહો હોય છે.

સૂક્ષ્મસંપરાય, ઉપશાંતમોહ અને ક્ષીણમોહ આ છદ્મસ્થના ગુણસ્થાનકોમાં પ્રજ્ઞા, અજ્ઞાન, અલાભ, ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, દંશ, ચર્યા, વધ, રોગ, તૃણ, સ્પર્શ અને મલ નામના ચૌદ પરિષહો હોય છે. તેમજ તેરમા અને ચૌદમા ગુણસ્થાનકમાં વેદનીયથી ઉત્પન્ન થનારા અગ્યાર પરિષહો હોય છે, તથા નવમા ગુણસ્થાનક સુધીમાં સઘળા પરિષહો હોય છે.

એક જીવને એક સમયે ઉત્કૃષ્ટ ઓગણીશ અગર વીશ પરિષહો હોય છે, પરંતુ એક જ સમયે બાવીશ પરિષહો સંભવે નહિ.

ક્ષુધા, તૃષા, સ્ત્રી, સમ્યક્ત્વ, અરતિ—એ પાંચ પરિષહો મનોયોગથી ઉત્પન્ન થાય છે. યાચના, આક્રોશ, સત્કાર, અલાભ, પ્રજ્ઞા તથા અજ્ઞાન—આ છ પરિષહો વચનયોગથી ઉત્પન્ન થાય છે. અને ટાઢ, તાપ, મચ્છર વિગેરેના દંશ, ચર્યા, શય્યા, અચેલ, મલ, રોગ, નૈષેધિકી, વધ, તૃણ, સ્પર્શ, આ અગિયાર પરિષહો કાયયોગથી ઉત્પન્ન થાય છે.

સ્ત્રી અને અરતિ પરિષહ તે શીત પરિષહમાં આવે છે. નવતત્ત્વમાં ( અરતિ પરિષહને બદલે સત્કારપરિષહ લીધેલ

છે ) અને ક્ષુધા, તૃષા, શીતોષ્ણાદિ વીશ પરિષહો ઉષ્ણ પરિષહમાં આવે છે.

શીલાંગસૂરિએ આચારાંગ સૂત્રની વૃત્તિમાં આ સંબંધી કહેલું છે કે શીતપરિષહ અનુકૂળ પ્રમાણે અનુભવાય છે.

અશ્લેષાનક્ષત્ર શનિવાર તથા બીજને દિવસે, શતભિષાનક્ષત્ર મંગળવાર તથા સાતમને દિવસે, કૃત્તિકા નક્ષત્ર રવીવાર પાંચમને દિવસે જેનો જન્મ થાય છે. તેને વિષ કન્યા કહેવામાં આવે છે. આ કન્યાને યોગે પુરૂષનું મરણ નીપજે છે.

ચૌદ રાજલોકમાં જીવો કરતા શરીરો તેજસ અને કાર્મણ આ બબે હોય છે, તેથી જીવો કરતા શરીરો અધિક છે.

તીર્થંકર મહારાજાનું સમવસરણ ચોમાસામાં કોઇવાર હોય છે અને કોઇક દિવસ હોતું નથી.

તથા સમવસરણ વિના પણ બાર પર્ષદાની સ્થિતિ જેમ સમવસરણમાં બેસે છે તેમજ બેસે છે. ઇતિ સેન પ્રશ્ને.

સમ્યગ્દૃષ્ટિ જીવ એક સમયમાં સંખ્યા તાજ ચ્યવે છે.

પોતાની સ્વેચ્છાએ ઇચ્છાનુસાર વર્ત્તન કરે તે જૃંભક દેવ કહેવાય.

કોઇ પણ આંગુલનું માપ જ્યાં દર્શાવ્યું હોય ત્યાં તે ઉત્સેધ આંગુલથી સમજવું અને પૃથ્વી તથા પર્વતોના માપ પ્રમાણ આંગુલથી સમજવા. નંદીસૂત્રમાં આ વિષય સંબંધી ઉત્સેધ આંગુલથી પ્રમાણ કહેલ છે તે જ્ઞાની જાણે.

અજિતશાન્તિ સ્તવનમાં ૩૭ ગાથા છે પણ પાછલથી પખિખય ઇત્યાદિ ત્રણ ગાથા કોઇએ નાખી છે. પ્રવાહ પ્રસિદ્ધિનો થયેલ હોવાથી તે બોલાય છે, ઉપરના તમામ પ્રશ્ન ચિંતામણિમાં છે.

### અધ્યાત્મસાર ગ્રંથે

જેમ સિંહને સૌમ્યપણું દુર્લભ છે અને સર્પને ક્ષમા દુર્લભ છે તેમ વિષયમાં પ્રવર્તમાન થયેલા જીવોને વૈરાગ્ય દુર્લભ છે.

### અર્થદીપિકાયામ્

અધર્મની પ્રશંસા કરવાથી શ્રાવકોને ભવભ્રમણ કરવા પડે છે.

### અઢીદ્વીપાધિકારે

૧ નંદી, ૨ દ્રહ, ૩ મેઘ, ૪ ગર્જારવ, ૫ અગ્નિ, ૬ તીર્થંકર ગણધર આદિ મનુષ્યો, ૭ જન્મ, ૮ મરણ, ૯ રાત્રિદિવસ અઢીદ્વીપ મનુષ્ય ક્ષેત્રે એ નવ હોય છે.

જંબુ, મહાવિદેહમાં સદા ચોથો આરો છે. પાંચસો ધનુષ દેહમાન, પૂર્વ કોડી વર્ષનું આયુષ્ય નિરંતર આહાર કરે જંબુમાં ૪ તીર્થંકર મહારાજ છે. પૂર્વ વિદેહના વનમુખ સમીપ પુષ્કલાવતી વિજયે પુંડરકિણી નગરી છે ત્યાં સીમંધરસ્વામી વિહરમાન છે. ૧ પશ્ચિમવિદેહના વનમુખ પાસે પચીશમી વપ્રા વિજયે વિજયાનગરી છે. ત્યાં યુગમંધર સ્વામી

વિહરમાન છે. ૨ પૂર્વવિદેહમાં વનમુખ સમીપ નવમી વછ વિજયે સુસીમાનગરી છે. ત્યાં બાહુસ્વામી વિહર માન છે. ૩

પશ્ચિમ વિદેહ, વનમુખ સમીપ ચોવીશમી વિજયા નલીનાવતી અને અયોધ્યા નગરી છે. ત્યાં ત્યાં સુબાહુ સ્વામી વિહરમાન છે. ૪ એમ જંબૂદ્વીપમાં ૪ તે વખતે ધાતકી ખંડમાં બે મેરૂ અને બે મહાવિદેહ છે. તે વખતે ચાર તીર્થંકર પૂર્વ મહાવિદેહમાં તથા ચાર તીર્થંકર પશ્ચિમ મહાવિદેહમાં એવી રીતે ૮ તીર્થંકરો થયા. પુષ્કરાર્ધમાં બે મેરૂ અને બે મહાવિદેહ છે તેથી પૂર્વ વિદેહમાં ૪ તીર્થંકર તથા પશ્ચિમ વિદેહમાં ૪ તીર્થંકર એવી રીતે પુષ્કરાર્ધમાં આઠ તીર્થંકર થયા. કુલ તીર્થંકરમહારાજા ૨૦ અઢીદ્વીપમાં વિચરી રહ્યા છે.

જેમ જંબુમાં ૮, ૨૫, ૯, ૨૪, વિજયો છે તે રીતે ધાતકીમાં તથા પુષ્કરાર્ધમાં વિજયો નગરીયોના નામો છે તેના તે નામો જાણવા.

જંબુમાં ૪, ધાતકીમાં ૮ પુષ્કરાર્ધમાં ૮ એવી રીતે અઢી દ્વીપમાં વીશ વિહરમાન તીર્થંકરો છે. તેનો જન્મ એક જ સમયે ભરતક્ષેત્રમાં કુંથુનાથ અને અરનાથના અંતરાળે થયો.

મુનિસુવ્રતસ્વામી અને નમિનાથના અંતરાલે એક સમયે એ વીશે જિનોએ દીક્ષા લીધી. એક હજાર વર્ષ છદ્મસ્થ પર્યાય પાળી એક સમયે વીશે જિનો કેવલજ્ઞાન પામ્યા. હાલમાં તે વીશ તીર્થંકર મહારાજાઓ વિચરે છે.

## અઢી દ્વીપમાં વીશ વિહરમાન વિચાર

આવતી ચોવીશીમાં સાતમા અને આઠમા ઉદયનાથ, પેઢાલનાથ તીર્થંકરોના અંતરાલે એક સમયે એ વીશે જિનો મોક્ષે પધારશે.

સર્વેનું પાંચસો પાંચસો ધનુષ દેહમાન તથા ચોરાશી ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય. સર્વેને ચોરાશી ચોરાશી ગણધરો સર્વેને દસ દસ લાખ કેવલી, સર્વેને સો સો કોડી મુનિમહારાજો, આ સર્વેને સો સો કોડી સાધ્વીયો એ પ્રમાણે વીશ વિહરમાનના બે કોટી કેવલી છે. બે હજાર કોટી સાધુ છે. બે હજાર કોટી સાધ્વીયો છે. એ વીશ વિજયોમાં સદા સહચારી ચોરાશી તીર્થંકરો હોય તેમાં એક કેવલી અને ૮૩ મા કોઈ રાજા કોઇ બાલક એવી રીતે સર્વે ચોરાશી લાખ પૂર્વના આયુષ્યવાળા હોય. ચોરાશીમા જે વખતે મોક્ષે પધારે તેજ વખતે ૮૩ માંને કેવલજ્ઞાન ઉપજે અને એકનો જન્મ થાય. એવી રીતે ચોરાશીની પરંપરા સહચારી છે અહીં કોઈ કહે છે કે એક ક્ષેત્રમાં એકથી બીજો કોઈ તીર્થંકર, ચક્રવર્તી વાસુદેવ, બલદેવ ન હોય ત્યારે એક ક્ષેત્રમાં ૮૪ તીર્થંકરો કેમ ? ત્યારે વૃદ્ધપરંપરા વડીલવર્ગ એમ કહે છે કે એ વીશ વિજયોના શાશ્વતા ભાવ એહવા જ છે. પછી તો જ્ઞાનીગમ્ય છે. તત્ત્વ કેવલજ્ઞાની મહારાજા જાણે. એ પ્રકારે વિદેહમાં જિનેશ્વર મહારાજાઓની સંખ્યા

સંબંધી વિચાર કહ્યો.

### આચાર પ્રદીપ ગ્રંથે

સિદ્ધસેન દિવાકર સંબધિ પ્રબંધનો વિશેષ છે.

### આગમસારે

ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુંયોગ એ ત્રણેને વ્યવહારમાં ગણેલા છે અને એક દ્રવ્યાનુયોગને નિશ્ચયમાં ગણેલ છે. નયચક્રે તથા આગમસારે તથા દ્રવ્ય-ગુણપર્યાયરાસે.

સાધ્વીએ કોઇને દીક્ષા આપવી નહિ સાધ્વીયે કોઇને આલોયણા પ્રાયશ્ચિત્ત આપવું નહિ, કાળગ્રહણ લેવા નહિ અને સાધુએ કંદેરો બાંધવો તથા તરપણી આદિ ઉપકરણો રાખવા. ઇતિ આર્યરક્ષિતસૂરિ આચરણા.

### આગારી અને અનગારીનો અર્થ શું ?

ઘરબારી અને ઘરબારના સંબંધ વિનાનો આવો અર્થ થાય છે. વિશેષમાં વિષયતૃષ્ણા ધરાવતો હોય તે આગારી અને વિષયતૃષ્ણાથી મુક્ત હોય તે અનગારી એ તાત્પર્ય નીકળે છે. વળી પણ વનમાં રહેતો હોય અને વિષયતૃષ્ણાથી વ્યાપ્ત હોય તો આગારી અને ગામમાં રહેતો હોય છતાં પણ વિષય તૃષ્ણાથી મુક્ત હોય તો પણ અનગારી કહેવાય છે. આગારી અનગારીની એ સાચી કસોટી છે.

### આઠ જાતિના મોતીઓ

૧. છીંપમાંથી નીકળે છે તે. ૨. હસ્તિના મસ્તકમાંથી નીકળે છે તે. ૩. મચ્છ. ૪. શંખ. ૫. વરાહ. ૬. વાંસમૂલ. ૭. મંડુક. ૮. સર્પ. આવી રીતે આઠ જાતના મોતીયો હોય છે.

## આત્મપ્રબોધે

હરિણગમેષી દેવનો જીવ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ થયેલ છે.

## આવતી ચોવિશીના તીર્થંકરોના જીવો, છુટક પત્રે

૧. આવતી ચોવિશીમાં શ્રેણિકનો જીવ પદ્મનાભ નામના પ્રથમ તીર્થંકર થશે.

૨. મહાવીરસ્વામીના પિત્રાઇ કાકા સુપાર્શ્વનો જીવ સુરદેવ નામના બીજા તીર્થંકર થશે,

૩. પાટલીપુર નગરનો સ્વામી ઉદાયી રાજા કે જેને વિનયરત્ન નામના અભવિએ માર્યો હતો તે સુપાર્શ્વ નામના ત્રીજા તીર્થંકર થશે.

૪.પોટ્ટિલ મુનિનો જીવ ચોથા સ્વયંપ્રભ તીર્થંકર થશે.

૫. દઢાયુ શ્રાવકનો જીવ પાંચમા સુરદેવનામા તીર્થંકર થશે.

૬. કાર્તક શેઠનો જીવ છઠ્ઠા દેવશ્રુત ભગવાન થશે. હાલમાં સૌધર્મપતિ છે. તે નહિ પણ કાર્તક શેઠ બીજો જાણવો.

૭. શંખ શ્રાવકનો જીવ સાતમા ઉદયપ્રભ ભગવાન થશે, પણ તે શંખ શ્રાવક બીજો, ભગવતીમાં વર્ણવેલ છે તે નહિ.

૮. આનંદ શ્રાવકનો જીવ આઠમા પેઢાલ નામના ભગવાન થશે, પણ તે બીજો, પરંતુ ઉપાસકદશામાં વર્ણવેલ છે તે નહિ, તે તો મહાવિદેહે મોક્ષે જશે.

૯. સુનંદા શ્રાવિકાનો જીવ નવમા પોટિલ તીર્થંકર થશે.

૧૦. શતક શ્રાવકનો જીવ દશમા શતકીર્ત્તિ નામના ભગવાન થશે. આ શતકનું બીજું નામ પુષ્કલી છે, ને તેનું વર્ણન ભગવતીમાં છે તે.

૧૧. કૃષ્ણની માતા દેવકીનો જીવ અગ્યારમા મુનિસુવ્રત તીર્થંકર થશે.

૧૨. સમવાયંગ સૂત્રમાં કહ્યા પ્રમાણે કૃષ્ણ વાસુદેવનો જીવ બારમા અમમ નામના તીર્થંકર થશે. કોઇમાં તેરમા ભગવાન કહ્યા છે. તત્ત્વ કેવલી જાણે.

૧૩. સુજયેષ્ઠા સાધ્વીનો પુત્ર સત્યકી વિદ્યાધર કે હાલમાં અગ્યારમા રૂદ્રને નામે પ્રસિદ્ધ છે, તે નિઃકષાય નામના તીર્થંકર થશે, સમવાયાંગમાં બારમા કહ્યા છે, તત્ત્વ કેવલી જાણે.

૧૪. બળદેવનો જીવ ચૌદમા નિઃપુલાક ભગવાન થશે, ને બળદેવ કૃષ્ણના ભાઇ નહિ, કારણ કે હેમચંદ્રસૂરીએ કરેલા નેમિ ચરિત્રમાં બળદેવનો જીવ કૃષ્ણના તીર્થમાં સિદ્ધિ પદ પામવાનું કહેલ છે, માટે બળદેવ બીજા જાણવા.

૧૫. સુલસા શ્રાવિકાનો જીવ પંદરમા નિર્મમ નામના

તીર્થંકર થશે. વીર ભગવાને ધર્મલાભ કહેવરાવ્યો હતો તે સુલસા શ્રાવિકા જાણવી.

૧૬. બલદેવની માતા રોહિણીનો જીવ સોળમા ચિત્ર-ગુપ્ત નામના તીર્થંકર થશે.

૧૭. રેવતી શ્રાવિકાનો જીવ સત્તરમા સમાધિ નામના ભગવાન થશે. મહાવીરના શિષ્યને બીજોરાપાક વહોરાવ નારી રેવતી.

૧૮. શતાલિ શ્રાવકનો જીવ અઢારમા સંવર નામના ભગવાન થશે.

૧૯. લોકમાં વેદવ્યાસના નામથી પ્રસિદ્ધ થયેલ દ્વૈપા-યનનો જીવ ઓગણીશમા યશોધર તીર્થંકર થશે.

૨૦. કર્ણનો જીવ વીશમા વિજય ભગવાન થશે. કેટ-લાક કર્ણને કારવોનો ભાઇ કહે છે, કેટલાક વાસુપૂજ્યસ્વામીના વંશમાં ચંપાનગરીનો રાજા થયેલ છે. તેને કહે છે. તત્વ કેવલી જાણે.

૨૧. નારદનો જીવ એકવીશમા મલ્લિનાથ ભગવાન થશે. આ નારદને ભગવતી સૂત્રમાં વર્ણવેલા શ્રમણનિર્ગ્રંથ કહે છે અને કેટલાક રામ લક્ષ્મણના વારામાં થયેલા કહેલા છે.

૨૨. અંબડ શ્રાવકનો જીવ બાવીશમા દેવજિત ભગ-વાન થશે. જે ઉવવાઇ સૂત્રમાં વર્ણવેલ છે તે નહિ, તે તો મહાવિદેહમાં સિદ્ધ થશે. આ અંબડ સુલસા શ્રાવિકાની

પરીક્ષા કરનારો જાણવો.

૨૩. અમરનો જીવ અનંતવીર્ય નામના ભગવાન થશે.

૨૪ સ્વાતિબુધનો જીવ ચોવીશમા ભદ્રજિત ભગવાન થશે.

## ઇર્યાવહીના પાઠો

પંચાશક સૂત્રવૃત્તિમાં નવપદ પ્રકરણ વૃત્તિમાં, આવશ્યક નિર્યુક્તિના બીજા ખંડના પ્રાંત ભાગમાં અને દિન કૃત્ય સૂત્રમાં કરેમિ ભંતે ઇત્યાદિ સૂત્ર ભણીને ઇર્યાવહિ પડિક્કમે એવું કહેલું છે. તે દેખીને આર્હત્ ધર્મમાં સંદેહ ન કરવો, કારણ કે શ્રી ગણધર મહારાજાઓની સમાચારીયો પણ જુદી જુદી સાંભલીએ છીએ.તત્વ તો બહુશ્રુતથી જાણવા યોગ્ય છે, પરંતુ બુદ્ધિમાન પુરુષોએ પૂર્વાચાર્યની પરંપરાએ ચાલ્યો આવેલ ન હોય તેવો પક્ષ પોતાની બુદ્ધિથી કલ્પના કરી સ્વીકારવો નહિ,

## ઉપદેશપ્રાસાદે ૧૪ મે સ્થંભે, વિજયલક્ષ્મીસૂરિ

જિનેશ્વર મહારાજના જન્મોત્સવમાં ઇંદ્ર વ્યગ્ર ચિત્તવાળો હોય છે. તે વખતે કોઇક કૌતુકી દુષ્ટ દેવ માતાની નિદ્રાને હરણ કરે તો માતા પોતાની પાસે પુત્રને નહિ દેખવાથી માતા તથા તેમના પરિવારને દુઃખ ઉત્પન્ન થાય અને દુઃખથી ખેદ ઉત્પન્ન થાય તે નિવારવા માટે જ ઇંદ્ર જિન માતાને અવસ્વાપિની નિદ્રા આપી તેના પાસે જિનબિંબને સ્થાપન કરે છે.તથા લોકપ્રકાશે પણ કહેલું છે કે કોઇક દુષ્ટ દેવો

નિદ્રાના હરણ કરવાથી અને માતા પુત્રને નહિ દેખવાથી. ખેદ કરે તથા તેમનો પરિવાર તે ઉત્પન્ન થયેલા બાળકને નહિ દેખવાથી ખેદ પામે તેવા આશયથી જિનપ્રતિબિંબ કરીને ઇંદ્ર જિનમાતા પાસે મૂકે છે.

## ઉપદેશપ્રાસાદે

નંદીષેણ આષાઢભૂતિ આર્દ્રકુમાર મોક્ષે ગયા છે.બીજા પણ ઘણા પુસ્તકોમાં એમ જ કહેલ છે.

વંકચૂલ બારમે દેવલોકે ગયેલ છે.

રોહિણીયો ચોર પ્રથમ દેવલોકે ગયેલ છે.

સાવદ્યાચાર્ય તીર્થંકર ગોત્ર ઉપાર્જી પછી નિરંતર મરણથી ૧૪ રાજલોક પૂરીને મનુષ્યભવ પામશે અને સમ્યક્ત્વ પામ્યા પછી અર્ધપુદ્ગલપરાવર્તને મોક્ષે જશે. ઉપદેશરત્નાકરે પણ એમજ કહેલ છે.

દ્રૌપદીને ધર્મરાજે પરણી પણ માળા પાંચેના ગળામાં નાખી. નાગશ્રીના ભવથી અનંતસંસાર.

ધન્વંતરી વૈદ્ય અભવ્ય સાતકી નરકે ગયેલ છે.

મમ્મણશેઠ મરીને સાતમી નરકે ગયેલ છે.

સત્યકી વિદ્યાધર નરકે ગયેલ છે.

કુમારપાલની જીવદયા સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે ૧૮ લાખ ઘોડાને, ૧૧ હજાર હાથી ને ૮૦ હજાર ગાયોને ૫૦ હજાર ઉંટને, નિરંતર ગળીને પાણી પીવરાવતા હતા.

તીર્થંકર મહારાજા વાર્ષિક દાન લોકોની અનુકંપાથી આપે છે, પણ કીર્તિ માટે આપતા નથી.

કુલકોટીની સંખ્યા એવી પણ છે કે એક યાદવના ઘરમાંથી એક સો આઠ કુમાર નીકળે એવા એક કુળને કુલ, કોટી કહેવાય એમ વૃદ્ધો પાસેથી સાંભળ્યું છે, તત્ત્વ તો બહુ-શ્રુત જાણે.

શ્રાવિકાને રાત્રિએ દેરાસરજીમાં પ્રવેશ કરવા મનાઇ કરેલ છે.

ત્યાગીયોને પણ દેરાસરજીમાં વાસ કરવાની મનાઇ કરેલી છે.

ધર્મ વિનાનો જીવ અનાથ છે. જુઓ અનાથી મુનિનું દૃષ્ટાંત.

પાંચ કરોડ, અડસઠ લાખ, નવાણુ હજાર, પાંચસો ને ચોરાશી ૫૬૮૯૯૫૮૪ રોગો સાતમી નરકે અપ્રતિષ્ઠાન નામના નરકાવાસના પાથડામાં છે. એ તમામ ઉપદેશપ્રાસાદે,

ઉપદેશમાલાકર્ણિકાયામ્

મનુષ્યોની દુર્ગંધ આઠસોથી હજાર યોજન ઊંચી જાય છે.

ઉપદેશમાલાયામ્

સંયમથી ચૂકેલા પણ શુદ્ધ પ્રરૂપક પાસે ધર્મશ્રવણ કરવો, કારણ કે તેને વખાણેલ છે.

ઉપકેશગચ્છ પટ્ટાવલી

ઉપકેશગચ્છ પટ્ટાવલીમાં કહેલ છે કે પાર્શ્વનાથજીના શુભગણધર ૧, તેમના શિષ્ય હરિદત ૨, તેમની પાટે આર્ય સમુદ્ર ૩, તેમની પાટે કેશીગણધર થયેલા છે એવી રીતે ઉપરોકત પટ્ટાવળીમાં લખેલ છે.

પાર્શ્વનાથ તીર્થંકરની પાટે શુભદત્તગણધર, તેની પાટે શ્રી હરદત્તસૂરિ, તેની પાટે આર્યસમુદ્રસૂરિ, તેની પાટે ચાર જ્ઞાનને ધારણ કરનાર કેશીકુમાર ગણધર, મહાનાસ્તિક પ્રદેશી રાજાને બોધ કરનાર, તેની પાટે સ્વયંપ્રભસૂરિ, તેની પાટે રત્નપ્રભસૂરિ—એવી રીતે સાત થયા, તે રત્નપ્રભસૂરિએ બહુ જ બોધ આપીને મિથ્યાદૃષ્ટિ ક્ષત્રિયોને પણ શ્રાવકો કર્યા—ઉપકેશ વંશ 'ઓસવાલ' એવી ખ્યાતિવાળો થયો—તેની ઉત્પત્તિ નીચે મુજબ કવિતમાં છે.

વર્ધમાન જીનથકી, વરસ બાવનપદ લીધો.
શ્રી રત્નપ્રભસૂરિ નામ, તસુ સહુ ગુરૂ દીધો.
તાહુ અઠ્ઠ દસ વરસ નયરઉ એશી આયા.
પ્રતિબોધે ચામુંડા નામ તીંહા સાચલપાયા.
તીન લખ ચોરાસી સહસ રાજપુત્ર પ્રતિબોધિયા,
શ્રી રત્નપ્રભસૂરિ ઉવયેસ, નયર ઓસવાલ થાપિયા.
શ્રેણિકનું વિશેષ વૃત્તાંત કહેલું છે. ઉપદેશકંદલ્યામ્,

## ઉપદેશચિંતામણો

અરિહંત ભગવાન જ્યાં વિચરતા હોય ત્યાં ૧ અતિ-

વૃષ્ટિ, ૨ અનાવૃષ્ટિ, ૩ ઉંદરોની વૃદ્ધિ, ૪ ટીડોનું ફાટી નીકળવું, ૫ પોપટની વૃદ્ધિ, ૬ પોતાના જ રાજમંડળમાં બળવો, ૭ અને શત્રુના સૈન્યનું ચડી આવવું. આસાત ઇતિયોનો ભય હોય નહિ. અભિધાન ચિંતામણિમાં પણ હેમચંદ્રસૂરિ મહારાજે એમજ કહેલ છે.

### ઉપદેશમાલા ધર્મદાસગણી

શ્રાવક નિરંતર સાધુઓને વંદના કરે, પૂજે, તેમની પર્યુપાસના કરે, ભણે, ગણે, સાંભળે અને બીજાને ધર્મ સંભલાવે કિંબહુના, દેવગુરુધર્મની ઉપાસના કરવાનો અભ્યાસી બને! અભ્યાસ પણ પરભવમાં જીવની સાથે જાય છે. કહ્યું છે કે પ્રતિજન્મને વિષે જીવોએ જે પ્રકારનો અભ્યાસ કરેલો હોય તે અભ્યાસના યોગવડે જીવો તેને જ અહીં શીખી શકે છે.

### શેષનાગે તથા ઉપદેશપ્રાસાદે

અઢાર ભાર વનસ્પતિનું સ્વરૂપ નીચે મુજબ છે.

૩-૮૧-૧૨-૭૨-૭૯૦ સંખ્યા જેટલી વનસ્પતિને ભાર કહેલો છે.

પાઠાંતરે ૩-૮૧-૧૨-૧૭૦ એકેકી જાતના પત્રને એકત્ર કરવાથી ઉપરલી સંખ્યા પ્રમાણે મણે એક ભાર થાય એવી અઢાર ભાર વનસ્પતિ જાણવી.

એવી રીતે શેષનાગમાં કહેલું છે. ચાર ભાર વનસ્પતિ પુષ્પવિનાની છે, આઠ ભાર વનસ્પતિ પુષ્પ તથા ફળવાળી છે,

૭ ભાર વનસ્પતિ વેલડીયો છે.અથવા ૬ ભાર કાંટા, ૬ ભાર સુગંધી, ૬ ભાર નિર્ગંધી, અગર ૪ ભાર પુષ્પ, ૮ ભાર ફળ-પુષ્પ, ૬ ભાર વેલડીયો, વળી ૪ ભાર ફુલ વિનાની, ૮ ભાર ફળ વિનાની, ૬ ભાર ફળફુલ વિનાની તેમાં ૪ ભાર કડવી, ૨ ભાર તીખી, ૩ ભાર મીઠી, ૩ ભાર મધુરી, ૧ ભાર ખારી, ૨ ભાર કષાયી, ૧ ભાર વિષમયી, ૨ ભાર નિર્વિષમયી, એવી રીતે ૧૮ ભાર વનસ્પતિનું સ્વરૂપ કહેલું છે.

નરકગતિમાં ૯૫,૬૮,૯૯,૦૦૦ રોગો હોય છે. ઉપદેશરત્નાકરે.

જ્યારે મેઘ ગર્જના કરવા માંડે છે અને વરસે છે ત્યારે સમુદ્રની સજીવ છીપો સ્વાભાવિક રીતે જ સમુદ્રના પાણી ઉપર આવી મુખ પહોળું કરીને રહે છે, પછી સ્વાતિ નક્ષત્રના જેટલા નાના મોટા પાણીના બિંદુઓ તે છીપોમાં પડે છે તે બધા મોતી થઇ જાય છે, ઉપદેશ રત્નાકરે.

નિર્મલ પાણીથી ભરેલા ચંડાલના કુવાના પેઠે ચારિત્ર રહિત શ્રુતવાન હોય તો પણ સજ્જન પુરુષો તેને આદરમાન આપતા નથી.ઉપદેશરત્નાકરે,

વીર પરમાત્મા ઉપર ગોશાળાએ તેજોલેશ્યા મૂકી હતી, તેનો તાપ એટલો બધો હતો કે તે સોળ દેશ બાળી મૂકે, તે તાપથી ૭ માસ સુધી ભગવંતને લોહીખંડ ઝાડો રહેલો હતો, ઉપદેશકરત્નાકરે,

ઉપમિતીભવપ્રપંચગ્રંથે

જેઓ સ્તૂપને માનતા નથી, તેઓ ચાર ગતિરૂપ સંસારમાં ભમે છે.

## ઉપદેશતરંગિણી, રત્નમંદિરગણિ

પાંચમા દેવલોકના સ્વામી બ્રહ્મેંદ્રે નેમનાથ મહારાજની મૂર્ત્તિ ગિરનાર ઉપર ભરાવવાથી ૨૦ કોટી સાગરોપમ થયા છતાં પણ તેનો યશ હજી લોકો ગાય છે.

રામ રાજાને થઇ ગયા ૧૧ લાખ ઉપર વર્ષ થયા છતાં પણ લોકોમાં તેમની તાજી પ્રશંસા છે.

મુનિસુવ્રત મહારાજ પ્રતિષ્ઠાન નગરથી વિહાર કરીને એક રાત્રિમાં ૬૦ યોજન દુર ભરૂચમાં અશ્વને બોધ કરવા તેમજ તેનું રક્ષણ કરવા ગયેલ છે.

મહાવીરસ્વામી મહારાજાએ ચંપાનગરીથી વિહાર કરી ક્ષુધા, તૃષા સહન કરનાર તથા લઘુનીતિ રોકવાદિ કષ્ટને સહન કરી ઉપસર્ગને સહન કરી મુક્તિની પ્રાપ્તિને માટે આરાધના કરનારા ૧૫૦૦ મુનિયોના મરણની ઉપેક્ષા કરી વીતભયપત્તને જઇ ચરમ રાજર્ષિ ઉદાયન રાજાને દીક્ષા આપી, કેવલજ્ઞાન પ્રાપ્ત કરાવી તાર્યો.

## જમાલિના પંદર ભવો

ભગવતી સૂત્રે, પન્નવણા સૂત્રે, ઉપદેશમાળાવિવરણે, હેમચન્દ્રાચાર્યકૃત મહાવીર ચરિત્રે તથા ઉપદેશમાલા વૃત્તિ વિગેરેમાં પાંચ ૫ તિર્યંચમાં, ૫ મનુષ્યમાં ૫ દેવમાં આવી

રીતે જમાલિના ૧૫ ભવો કહ્યા છે.

## જિનેશ્વરસૂરિકૃત કથાકોષે તામલિ સમકિતપ્રાપ્તિ

તામલિયે અંતસમયે અણસણ કર્યું તે વખતે જૈનના શ્વેતાંબર સાધુઓ નેપગલે પગલે ઇર્યાસમિતિ શોધતા બાહિર ભૂમિએ જતા દેખીને તામલિએ ચિંતવના કરી કે–અહો ! આ સાધુઓનો ધર્મ ઉત્તમ છે કે પગલે પગલે જીવરક્ષા કરતા જાય છે. એવી ભાવના ભાવવાથી સમ્યક્ત્વને ઉપાર્જન કરી કાળધર્મ પામી તામલિ ઇશાનેંદ્ર થયો.

## કાલસિત્તરી ધર્મઘોષસૂરિ

યુગપ્રધાનો પાંચમાં આરામા ૨૦૦૪ થશે. અને ૧૧ લાખ, ૧૬ હજાર, યુંગપ્રધાન જેવા સુચરણાઃ સર્વસમયવિદાઃ પ્રભાવકાઃ થશે. આ સર્વે એકાવતારી થશે.

## કૃષ્ણમહારાજ તથા બળદેવના ભવો

કૃષ્ણ મહારાજના પાંચ ભવો નીચે પ્રમાણે છે.

૧. કૃષ્ણ, ૨. ત્રીજી નરકે, ૩. મનુષ્ય, ૪. બ્રહ્મ દેવલોકે, ૫. અમમ તીર્થંકર.

## બલદેવના પાંચ ભવો.

૧. બલદેવ, ૨. પાંચમે દેવલોકે, ૩. મનુષ્ય, ૪. દેવલોકે, ૫. મનુષ્ય મોક્ષ. ઇતિ પ્રદ્યુમ્નચરિત્રે તથા શ્રી હેમચંદ્રાચાર્યકૃત નેમનાથ ચરિત્રે.

કૃષ્ણ મહારાજા આજ ભરતક્ષેત્રે શતદ્વારનગરે જીત

શત્રુરાજાના પુત્ર અમમ નામના અગ્યારમા તીર્થંકર થશે. બીજાઓ બારમા તીર્થંકર થશે એમ કહે છે, ઇતિ વસુદેવહિંડૌ.

ધર્મોપદેશમાલાને વિષે ૧૧ મા તીર્થંકર થશે તેમ કહેલું છે.

વસુદેવહિંડીને વિષે તથા રત્નસંચયને વિષે કૃષ્ણ મહારાજના ચાર ભવો કહેલા છે.

## ગૌતમપૃચ્છાયામ્

ઉપધાન વહેવા સંબંધી પાઠો છે. ઉત્તરાધ્યયનસૂત્રે ચોત્રીશમે અધ્યયને, સમવાયાંગસૂત્રે બત્રીશમે સમવાયે, યોગસંગ્રહમાં ત્રીજા યોગમાં, મહાનિશીથ સૂત્રમાં પણ છે.

## ગૌતમકુલક બૃહદ્વૃત્તૌ

દમયંતીએ પોતાના પાછલા વીરમતીના ભવમાં અષ્ટાપદજી ઉપર ચોવીશે ભગવાનને રત્નના તિલકો કર્યા હતા. તે વખતે દેવ વિગેરેની સહાયથી અષ્ટાપદ ગયેલ છે.

દીક્ષા લઇ ગીતાર્થ થયા બાદ કેટલાયેક વર્ષે ગુરુએ યોગ્યતા જાણ્યા પછી સ્થુલિભદ્રજીને કોશાને ઘરે ચોમાસુ કરવાની રજા આપી હતી, કારણ કે તેઓ આગમવ્યવહારી હતા. ગણધર મહારાજાએ એકલા મુનિને વિહાર કરવાની સૂત્રમાં મનાઈ કરી છે માટે આગમવ્યવહારી થયા સિવાય ગુરુ રજા આપે જ નહિ એવા પ્રકારનો ઉલ્લેખ પોતાના ચરિત્રમાં તથા સદરહુ ગ્રંથમાં છે.

## ગુણસ્થાનકક્રમારોહે

દેવ, ગુરુ સંઘને વિષે બહુમાનભક્તિ કરે, શાસનની ઉન્નત્તિ કરે તો તે જીવ વ્રત રહિત છતાં પણ ચોથા ગુણસ્થાનકને વિષે સ્થિતિ કરે છે અર્થાત્ સમકિત પામે છે. એવી રીતે વ્યવહારસમકિત કહેલ છે.

પૂર્વગતશ્રુતને જાણનાર હોય, નિત્ય અપ્રમત્ત નિરતિચાર ચારિત્રવંત હોય, પ્રથમના ત્રણ સંહનનવડે સહિત હોય અને શુકલધ્યાનમાં પહેલા પાયાનું ધ્યાન કરતો હોય તે અનુક્રમે પોતાની ઉપશમશ્રેણિનો આશ્રય કરે છે. એટલે ઉપશમશ્રેણિનો પ્રારંભ કરે છે એવી રીતે પ્રથમ ઉપશમશ્રેણિ ચડવા યોગ્ય જીવના લક્ષણો કહ્યાં છે.

અપૂર્વકરણ અને અનિવૃત્તિબાદર એ બે ગુણઠાણે અનુક્રમે સાથે સંજવલન લોભ વર્જિત બાકીની ચારિત્રમોહનીની વીશ પ્રકૃતિની શાંતિ કરે છે એટલે ઉપશમાવે છે. પછી એકેક ગુણસ્થાને એટલે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને સંજવલન મોહનીય પ્રકૃતિનું અણુપણું કરે છે, અને ઉપશાંતમોહગુણસ્થાને તેજ અણુરૂપ લોભ પ્રકૃતિને ઉપશમાવે છે એમ સર્વોપશમ કરે છે. તેમાં અલ્પ આયુવાળો શ્રેણિસમાપ્તિને અવસરે મરણ પામ્યો થકો અહમિંદ્રપણે ઉપજે છે, સર્વાર્થસિદ્ધપર્યંત અહમિંદ્ર દેવતા થાય છે.

[illegible] કહ્યું છે કે—ઉપશમશ્રેણિ ઉપર આરૂઢ થયેલો કાળ કરે તો અહમિંદ્ર વિષે જ જાય છે. વળી મોટા આયુષ્યવાળો

જીવ ઉપશાંત ગુણુસ્થાનનો અંત કરે છે અને ચારિત્ર મોહની પ્રત્યે લઇ જાય છે. એટલે ઉપશમાવેલા ચારિત્ર મોહનીને પાછા ઉદયમાં લાવે છે. ઉપશાંતમોહગુણુસ્થાને ચડેલો જીવ અવશ્ય પડે છે. તે વિષે કહ્યું છે કે–ઉપશમશ્રેણિવાળો ચારિત્ર મોહનીયનો ઉદય પામીને તેથકી પાછો પડે જ છે, કેમકે કોઇક ઓષધાદિક પ્રયોગવડે જળનો મળ નીચે બેસી જાય તો પણ પાછું વાયુ વિગેરેના પ્રયોગથી તે પાણી મલિન જેમ થાય છે તેમ પ્રમાદના યોગથી ઉપશમી જીવ પડે છે. કહ્યું છે કે શ્રુતકેવળી ચૌદપૂર્વી આહારક શરીરની લબ્ધિવાળા, ઋજુમતિ, મનઃપર્યવજ્ઞાનિ તથા ઉપશાંતમોહ એટલે અગ્યારમા ગુણુસ્થાનકવાળા પણ પ્રમાદના યોગથી તે જ ભવની પછી અનંતર ચારે ગતિવાળા થઇને અનંત ભવભ્રમણ કરે છે.

ઉપશમશ્રેણિવાળો જીવ એક જન્મને વિષે નિશ્ચય એક વાર ઉપશમશ્રેણિ કરે તે જીવ ક્ષપકશ્રેણિને પણ કરે, પરંતુ બે વાર ઉપશમશ્રેણિ કરે, તે તેજ ભવમાં ક્ષપકશ્રેણિને ન કરે.

અહીં અચરમશરીરી ઉપશમથકી પડ્યા થકા પ્રથમ ગુણુસ્થાનકે મિથ્યાત્વે પણ જાય છે. તે વિષે કહ્યું છે કે–ઉપશમશ્રેણિ ચડતાં અપૂર્વ આદિ એટલે અપૂર્વકરણ, અનિવૃત્તિબાદર અને સૂક્ષ્મસંપરાય–એ ત્રણે ગુણુસ્થાનકવાળા ઊંચે ચડતાં ઉપશમના ઉદ્યમવાળા એક એક ગુણુસ્થાને ચડે

છે અને પડતી વખતે અપૂર્વાદિક ચારે ગુણુસ્થાનકોથી અનુક્રમે પડતા પડતા પહેલા ગુણુસ્થાનક સુધી જાય છે. તથા જે ચરમશરીરી હોય તે પડતા પડતા સાતમે ગુણુસ્થાનકે આવીને અટકે છે અને તે સાતમા ગુણુસ્થાનકથી ક્ષપકશ્રેણિ માંડી તેજ ભવમાં કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે. શ્રેણિ વિષે કહ્યું છે કે-જીવને આખા સંસારમાં મોક્ષ પામે ત્યાંસુધીમાં નિશ્ચય ચાર વખત ઉપશમશ્રેણિ હોઇ શકે છે. વળી તે ઉપશમશ્રેણિ એક ભવમાં બે વાર હોઇ શકે છે, પરંતુ ક્ષપક-શ્રેણિ તો આખા સંસારમાં એક જ વાર પ્રાપ્ત થઈ શકે છે. આખા સંસારમાં પરિભ્રમણ કરનારા જીવને તે કાળમાં એકજ જીવ આ શ્રીને સાસ્વાદન સમકિત તથા ઉપશમ સમકિત પાંચવાર થઇ શકે છે. તથા વેદક સમકિત અનેક્ષાયિક સમકિત એકજ વાર પ્રાપ્ત થાય છે. તથા ક્ષયોપશમ સમકિત અસંખ્યવાર પ્રાપ્ત થાય છે.

સાસ્વાદન સમકિત બીજા સાસ્વાદન નામના ગુણુસ્થાનકે હોય છે ઉપશમ સમકિત ચોથા ગુણુસ્થાનકથી આરંભીને આઠમા ગુણુ સ્થાનક સુધી એટલે અગ્યારમા ઉપશાંતમોહ સુધી હોય છે. ક્ષાયક સમકિત ચોથાથી અગ્યાર સુધી એટલે ચૌદમા અયોગી કેવલી ગુણુસ્થાનક સુધી હોય છે. વેદક સમકિત અને ક્ષાયોપશમ સમકિતએ બે અનુક્રમે ચાર ચાર ગુણુસ્થાનકને વિષે એટલે ચોથા ગુણુસ્થાનકથી માંડીને સાત-

મા અપ્રમત્તગુણ સ્થાનક સુધી હોય છે. આ સિવાય બીજા ગુણસ્થાનકે હોતા નથી.

### જીવસમાસવૃત્તૌ

કોઇક યુગલીયા જન્મથી જ ક્ષાયક સમકિતવંત હોય છે અને કોઇક જાતિસ્મરણાદિકે કરી સમકિત પામે છે માટે યુગલીયા સમકિતી હોય છે.

એક સમયે ઉપશમશ્રેણિના પડિવજજનારા જીવો ચોપન હોય છે, અને અંતર નવ વર્ષનું હોય છે.

એક સમયે ક્ષપકશ્રેણિના પડિવજજનારા જીવો એકસો આઠ હોય છે અને અંતર છ માસનું હોય છે.

### જીવવિચારવૃત્ત્યાદૌ

ઉલ્કાપાત સંમૂચ્છિંમ અગ્નિ ઉપજે તેને કહેવાય છે, પણ તારો ખરે તે ઉલ્કાપાત અગ્નિ કહેવાય નહિ.

### જીવાનુશાસનવૃત્તૌ

મોહના પ્રભાવથી અનંતા શ્રુત કેવલીઓ પણ પૂર્વગત શ્રુતને ભૂલી જઇ મૃત્યુ પામીને અનંતકાયમાં જઇને રહેલા છે.

### જિનકીર્ત્તિકૃતસ્તવને

પાંચપદની અનુપૂર્વી ગણતાં છ માસના તપનું ફળ આવે અને નવપદની અનુપૂર્વી ગણતા બાર માસના તપનું ફળ આવે.

### જૈન રામાયણ

રાવણનો ભુવનાલંકાર હાથી પાંચમા દેવલોકે ગયેલ છે.

ભરતની માતા કેકયી મોક્ષે ગયેલ છે.

ભામંડલ દેવકુરુ ક્ષેત્રે યુગલિયો થયેલ છે.

હનુમાન, લવ, કુશ મોક્ષે ગયા છે.

## યોગદૃષ્ટિગ્રંથે

ક્રિયાનો આદર, તેને વિષે બહુ જ પ્રીતિ, તત્વના જાણ પુરુષની સંગતિ, તત્વ પુછવાની ઇચ્છા યુક્ત જે હોય તે જ. શુદ્ધ ક્રિયાના લક્ષણ યુક્ત ગણાય.

જૈન ઇતિહાસે.

૧. શિવનગ્ન.

૨. જિનમૂર્ત્તિ પદ્માસનવાળી.

૩. શિવ ચંદ્રને મસ્તકે ધારણ કરે છે, તે ચંદ્ર જિન-મૂર્ત્તિના ચરણકમલને સેવે છે.

બીજા દેવો સ્ત્રી શસ્ત્ર, રાગ, દ્વેષાદિકથી સહિત છે.

જિનદેવો શાન્ત, સ્ત્રી શસ્ત્ર, રાગ, દ્વેષાદિકથી રહિત છે ઇતિ વિશ્વકર્મા શાસ્ત્રે, જૈન ઇતિહાસે

સામાન્ય માણસના ઘરને પાંચ શાખા હોય છે, રાજાના મહેલને સાત શાખા હોય છે, શિવમંદિરને નવ શાખા હોય છે, શિવમંદિરમાં ૧ મંડપ, જિનમંદિરમાં ૧૦૮ મંડપ ઇતિ શિલ્પશાસ્ત્રે સિદ્ધરાજે સલાટોને પૂછવાથી કહેલું હતું. જૈન ઇતિહાસે.

### જીતવ્યવહાર તથા ધર્મરત્નપ્રકરણે.

ગોચરીમાં ચાદર ઓઢવી, તુંબડાનું મોઢું નવું બનાવવું, તરપણીના મુખમાં દોરો નાખવો વિગેરે કહેલ છે.

સાધુઓને નિંદ્ય-જુગુપ્સનીય જાતિમાં ગોચરી જવાની મનાઈ છે.

### તીર્થંકરના જન્મ પછી તેની માતા બીજો પ્રસવ આપે કે કેમ ? તે સંબંધી વિચાર

તીર્થંકરમહારાજનો જન્મ થયા પછી તીર્થંકરની માતા બીજા બાળકને જન્મ ન આપે તેવો કાંઈ નિયમ નથી.

સેનપ્રશ્ને તથા વિચારરત્ન ગ્રંથે તથા જ્ઞાતાસૂત્ર અષ્ટમ અધ્યયને તથા વિનયચંદ્રસૂરિકૃત મલ્લિનાથ ચરિત્રે શ્રી મલ્લિનાથજીનો નાનો ભાઇ મલ્લકુમાર કહેલ છે.

તથા ત્રિષષ્ઠીય નેમનાથ ચરિત્રે તથા તિલકાચાર્યકૃત દશવૈકાલિક સૂત્રવૃત્તિમાં દ્વિતીય અધ્યયને કહ્યું છે કે નેમિનાથ તીર્થંકરનો નાનો ભાઈ રથનેમિ હતો.

દશવૈકાલિક લઘુવૃત્તૌ તેમ જ પ્રશ્નોત્તરસમુચ્ચયે તથા ઉત્તરાધ્યયન સૂત્ર ૨૧ મે અધ્યયને તથા સેનપ્રશ્નાદૌ કહેલું છે કે તીર્થંકરના જન્મ પછી પણ તીર્થંકરની માતા પ્રસવે છે.

### તીર્થંકરમહારાજાનું બળ.

૧૨ સુભટ જેટલું બળ ૧ સાંઢનું હોય છે, ૧૦ સાંઢ

જેટલું બળ ૧ પાડાનું હોય છે, ૧૦ પાડા જેટલું બળ ૧ ઘોડાનું હોય છે, ૧૦૦૦ ઘોડા જેટલું બળ ૧ હાથીનું હોય છે, ૫૦૦ હાથી જેટલું બળ ૧ સિંહનું હોય છે, ૫૦૦૦ સિંહ જેટલું બળ ૧ શાર્દૂલનું હોય છે, ૧૦૦૦૦ શાર્દૂલ જેટલું બળ ૧ અષ્ટાપદનું હોય છે, ૧૦૦૦૦૦ અષ્ટાપદ જેટલું બળ ૧ બળદેવનું હોય છે, ૨ બળદેવ જેટલું બળ ૧ વાસુદેવનું હોય છે, ૨ વાસુદેવ જેટલું બળ ૧ ચક્રવર્તીનું હોય છે, ૧૦૦૦૦૦૦૦ ચક્રવર્તી જેટલું બળ એક કલ્પવાસી દેવનું હોય છે, ૧૦૦૦૦૦૦૦ કલ્પવાસી દેવ જેટલું બળ એક ઈંદ્રનું હોય છે, અનંતાઅનંત ઈંદ્ર જેટલું બળ એક તીર્થંકર મહારાજની ટચલી આંગળીની શિખામાં હોય છે. વળી પણ વિચારસંગ્રહને વિષે કેવલી મહારાજાએ નીચે પ્રમાણે કહેલું છે. ૧૨ પુરુષ જેટલું બળ એક બળદનું હોય છે. ૧૦ બળદ જેટલું બળ એક ઘોડાનું હોય છે. ૧૨ ઘોડા જેટલું બળ એક પાડાનું હોય છે. ૫૦૦ પાડા જેટલું બળ એક હાથીનું હોય છે. ૫૦૦ હાથી જેટલું બળ એક સિંહનું હોય છે. ૨૦૦૦ સિંહ જેટલું બળ એક અષ્ટાપદનું હોય છે. ૧૦૦૦૦૦૦ અષ્ટાપદ જેટલું બળ એક બળદેવનું હોય છે. ૨ બળદેવ જેટલું બળ એક વાસુદેવનું હોય છે. ૨ વાસુદેવ જેટલું બળ એક ચક્રવર્તીનું હોય છે. ૧ કોટી ચક્રવર્તી જેટલું બળ એક દેવતાનું હોય છે. ૧ કોટી દેવતા જેટલું બળ એક ઈંદ્રનું હોય છે.

અનંત ઈંદ્ર જેટલું બળ એક તીર્થંકર મહારાજની ટચલી આંગળીના અગ્રભાગમાં હોય છે. સર્વે જિનેશ્વરો અનંત બળવાળા હોય છે, તેમજ સર્વે સુરેંદ્રોને વંદન કરવા લાયક હોય છે. એવી રીતે પાંચ ગાથાને વિષે તીર્થંકરાદિકનું વર્ણન કરેલ છે. ઈતિ કલ્પસૂત્ર બાલાવબોધે નેમિનાથ અધિકારે તથા અંતરવાચનાને વિષે પણ એમજ કહેલ છે.

### દર્શનસપ્તતિકાયામ્

સંપૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર હોય ત્યારે જ જીવને મુક્તિ મળી શકે છે.

### यदुक्तम् दर्शनशुद्धिप्रकरणे.

भुंजइ आहाकम्मं, सम्मं नयजो न पडिक्कमइलुद्धो ।
सव्वजिणाणाविमुहस्स, तस्स आराहणा नत्थि ॥ १ ॥

ભાવાર્થ—આધાકર્મી આહારને ખાય તેમજ લુબ્ધ થઈને સમ્યક્ પ્રકારે તેની આલોચના ન લે તો સર્વ જિનેશ્વર મહારાજની આજ્ઞા રહિત એવા તેને આરાધના નથી અર્થાત્ તે વિરાધક થાય છે.

### બીજું દર્શનરત્નાકરે

પ્રાયઃ કરીને આ જીવે અનંતકાલમાં અનંતા દેરાસરો કરાવ્યા અને અનંતી પ્રતિમાઓ ભરાવેલ છે. મિથ્યાત્વ વૃત્તિ થકી; પરંતુ સમ્યક્ત્વનો લવલેશ માત્ર નહિ પ્રાપ્ત થવાથી આત્માની શુદ્ધિ થઈ નહિ.

## દંડકાચારગ્રંથે.

જે પોતાના આત્માને સ્ત્રીના સંગમાં સ્થાપે છે તેણે નવવાડને ભાંગી નાખીને. દર્શનગુણનો ઘાત કર્યો સમજવો. વળી તેનાથી બીજા સર્વ વ્રતોનો પણ ભંગ થાય છે.

## દર્શનસપ્તતિકાવૃત્તૌ.

પૂર્વગત પાઠ ભણવાથી દિવાકર કહેવાયા. કુમુદચંદ્ર ( સિદ્ધસેન દિવાકર )

## દર્શનરત્નાકરે.

ઘણું કરીને આ જીવે અનંતા દેરાસરો બંધાવ્યા, અનંતી પ્રતિમાઓ ભરાવી, પણ તે બધું અવિધિએ કરેલું હોવાથી આ જીવ લવલેશ માત્ર શુદ્ધ સમકિત પામ્યો હોય તેમ જણાતું નથી.

## અઢાર હજાર શ્લોકવાળા દર્શનરત્નાકરે.

પીઠ અને મહાપીઠ સાધુઓએ માયા–કપટ કરી સ્ત્રીવેદ બાંધ્યાનો અધિકાર છે.

## દિગંબર શાસ્ત્ર–હરિવંશપુરાણે.

ત્રૈલોકયને વિષે તિલક સમાન, ભગવાનના લલાટ પટ્ટે ઇંદ્રાણીએ હર્ષવડે કરીને પોતાના શુભને માટે તિલક કરેલ છે.

વળી પણ ક્ષીરનીરવડે કરી ભગવાનને ન્હવરાવીને આભૂષણથી વિભૂષિત કરેલ છે. ઇતિ તિલકઆભૂષણ વિચાર.

## દીવાળીકલ્પે.

દીવાળીકલ્પમાં સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકાની જે સંખ્યા કહેલી છે તે સત્ય છે, કારણ કે–ભરતક્ષેત્ર મોટું છે. તે આપણી દૃષ્ટિએ આવે તેમ નથી.

## ધનપાલ–પંચાશિકાયામ્

પરમાત્માની સ્તુતિ કરતા ધનપાલે કહ્યું કે–હે ભગવન્! તમારી સેવાથી નિશ્ચય મોહનો નાશ થશે, પણ હું મારા આત્માની નિંદા કરું છું કે–મને કેવલજ્ઞાન થયા પછી આપને મારાથી વંદન થઇ શકશે નહિ.

કેવલજ્ઞાન થવાથી કૃતકૃત્યપણાથી પોતાનો આચાર હોવાથી જિનેશ્વર ભગવાનને નમસ્કાર કરતા નથી, પણ જિનરાજે નમસ્કાર કરેલા તીર્થને નમસ્કાર કરે છે.

## ધર્મપરીક્ષાયામ્

સાત વ્યસન સેવનારને સમ્યક્ત્વ નથી, એમ એકાંતપણાથી કહેવાય નહિ.

## ધર્મસંગ્રહણીવૃત્તૌ

તીર્થંકર મહારાજનો ગુહ્ય પ્રદેશ વસ્ત્રના પેઠે જ શુભ્ર કાન્તિના સમૂહવડે કરીને જ ઢંકાયેલ છે.

ભગવાનના રૂપને દેખવાથી સ્ત્રીઓને મોહનો ઉદય ન થાય, કારણ કે ઇંદ્રિય ગુપ્ત હોય છે. વળી પણ કહ્યું છે કે–

ભગવાન નિરુપમ ધૃતિ સંહનનવાળા હોય છે તથા ગૂઢ ઇંદ્રિયવાળા હોય છે. છિદ્ર રહિત પાણી પાત્રવાળા હોય

છે. જ્ઞાનાતિશય સમન્વિત હોય છે. તથા અનન્ય તુલ્ય હોય છે.

## ધર્મોપદેશમાલાવૃત્તૌ

ક્ષાયક સમકિતીના ભવ ત્રણ જ હોય છે. નેમનાથ ચરિત્રનેં વિષે કૃષ્ણના પાંચ ભવ કહેલા છે, પણ ઉત્કૃષ્ટથી ક્ષાયક સમકિતીના ચાર ભવ જ કહેલા છે. કૃષ્ણના ભવ સંબંધી મતાંતર જણાય છે. ધર્મોપદેશમાલાવૃત્તૌ. કૃષ્ણવિષાદે નેમનાથ મહારાજે ત્રણ જ ભવ કહેલા છે. તત્ત્વકેવલી જાણે.

## ધર્મોપદેશમાલાયામ્

યુદ્ધમાં બાણના પ્રહારને સહન કરનારા ઘણા છે, પણ કામદેવના બાણના પ્રહારને સહન કરનારા આ પૃથ્વી ઉપર થોડા છે.

## ધર્મરત્નપ્રકરણે

શ્રાવકના વ્રતના ભાંગાના અધિકારનું વર્ણન છે.

## ધર્મસંગ્રહે પત્ર ૧૧ મેં યશોવિજયજી ઉપાધ્યાયજી

બન્ને પખવાડીયાની ચોથ, છઠ, આઠમ, નોમ, બારશ, ચોદશ પૂર્ણિમા, અમાવાસ્યા આ તિથિયે દીક્ષા આપવા માટે મનાઇ છે, છતાં કોઇ ગીતાર્થ ગુર્વાદિક સબળ બીજા કારણોથી આપે તો મનાઇ નથી,

શાલીના (ડાંગરના) ખેતરમાં, શેલડીના ખેતરમાં, બાગબગીચામાં, વનના કોઇકભાગમાં, કમલના તલાવ પાસે અને જિનેશ્વર મહારાજાના ચૈત્ય પાસે દીક્ષા અપાય છે.

**ધર્મસંગ્રહે**

સામાયક ગ્રહણ કરવાનો વિશેષ વિધિ કહેલ છે.

**ધ્યાનશતકે**

કરવું, કરાવવું, અનુમોદન કરવું અને તત્‌સંબંધી વારંવાર ચિંતવન કર્યા કરવું, એમ ચાર પ્રકારનું રૌદ્રધ્યાન છે.

**નયો પદેશે**

૧. આત્મા નથી. ૨. આત્મા નિત્ય નથી. ૩. આત્મા કર્તા નથી. ૪. આત્મા ભોક્તા નથી. ૫. આત્માને મુક્તિ નથી. ૬. આત્માને મુક્તિનો ઉપાય નથી. એ ઉપરોક્ત છ મિથ્યાત્વના સ્થાન છે.

૧. ચાર્વાકમતવાળા આત્મા નથી એવું માને છે. ૨. ક્ષણિકવાદિમતવાળા આત્મા નિત્ય નથી એમ માને છે. ૩. સાંખ્યમતવાળા આત્મા કર્મનો કર્ત્તા નથી એમ માને છે. ૪. વેદાન્તિક મતવાળા આત્મા કર્મનો ભોક્તા નથી. એમ માને છે. ૫. નાસ્તિક આચ પજવના મતવાળા સર્વદુઃખવિમોક્ષ લક્ષણવાળી નિર્વૃતિ–મુક્તિ નથી એમ માને છે. ૬ નિયતિમતવાળા મુક્તિ છે. એમ માને છે, પરંતુ સર્વ ભાવોનો અભાવ ન્યતત્ત્વમાં હોવાથી અકસ્માત્ ભાવથી મુક્તિ મેળવવાનો ઉપાય નથી એમ માને છે.આવી રીતે એ ઉપરોક્ત છ સ્થાનને પૂર્વાચાર્ય મહારાજા મિથ્યાત્વના સ્થાન કહે છે.

છ સ્થાન સમકિતના કહે છે. ૧ આત્મા છે. ૨

આત્મા નિત્ય છે. ૩ આત્મા કર્મનો કર્ત્તા છે. ૪. આત્મા કર્મનો ભોક્તા છે. ૫ આત્માને મુક્તિ છે. ૬ આત્માને મુક્તિનો ઉપાય છે. એ ઉપરોક્ત છ સ્થાનને માનવાવાળો સમકિત દષ્ટિ ભવ્યાત્મા જીવ હશે તે નિશ્ચય મુક્તિમાં જશે

## નિરૂપક્રમી આયુષ્યવાળા

કંડુ રાજાને પર્વતને વિષે પછાડ્યા છતાં પણ ચરમશરીરી હોવાથી તે મરેલ નથી

અશોક રાજાએ રોહિણીના પુત્રને મહેલના ઝરુખામાંથી નીચે ફેંકી દીધા છતાં પણ નિરુપક્રમી આયુષ્ય હોવાથી દેવતાએ અદ્ધર ઝીલી લઇ સોનાના સિંહાસન ઉપર સ્થાપન કર્યો હતો પણ મરેલ નથી.

જયંત રાજાને પાતાલસુંદરીએ ઝેર દીધાં છતાં પણ ભોંયરામાંથી બહાર નીકલ્યો કે તુરત ઉલટી થવાથી ઝેર નીકળી ગયું, કારણકે ચરમશરીરી હોવાથી નિરુપક્રમ આયુષ્ય નહિ. તુટવાથી મરણ થયું નહિ.

દુર્યોધને ભીમસેનને ઝેર આપ્યા છતાં પણ નિરુપક્રમી આયુષ્ય હોવાથી ઝેરની અસર થઇ નહોતી.

શ્રીપાલકુંવરને મારવા માટે ધવલશેઠે ઘણા ઉપાયો કર્યા છતાં પણ નિરુપક્રમ આયુષ્ય હોવાથી શ્રીપાલને કાંઈપણ થયું નહિ

ધનશ્રેષ્ઠીએ દ્રમકને પોતાના નોકરને મારવા માટે ઝેર

આપ્યું. પણ તે નિષ્ફળ ગયું. બીજીવાર મારવાનો ઉપક્રમ કરવાથી મર્યો નહિ પણ કન્યા મળી ત્રીજી વખત મારવાનો ઉદ્યમ કરવાથી શેઠનો છોકરો મરણ પામ્યો અને શેઠ પણ મરણ પામ્યો અને દ્રમક નોકર ઘરનો માલીક થયો.

શ્રેષ્ઠીની સ્ત્રીધનશ્રીએ યોગીએ બોલેલા વચનની પરીક્ષા કરવા નિમિત્તે તે યોગીને મારવા વિષમિશ્રિત બેલાડવા આપ્યા પણ યોગી નિરુપક્રમ આયુષ્યવાળો હોવાથી પોતે તે લાડવા નહિ ભક્ષણ કરતા તે ધનશ્રીના બે નાના નાના છોકરા ગામ બહાર તળાવની પાળે રમતા હતા તેમને એક એક લાડવો આપ્યો તેથી બન્ને છોકરા વિષથી મરણ પામ્યા પણ યોગી નિરુપક્રમી આયુષ્યવાળો હોવાથી તેને કાંઈપણ થયું નહિ.

વેતાલદેવે વિક્રમરાજાને મારવાના ઉપક્રમો કર્યા પણ નિરુપક્રમ આયુષ્યવાળો હોવાથી વિક્રમ મર્યો નહિ અને વેતાલદેવ વિક્રમ રાજાનો દાસ થયો.

મહાવીર મહારાજાને મારવા માટે ગોવાળીયાઓએ શૂલપાણી યક્ષે, ચંડકોશીયાનાગે, કટપૂતના રાક્ષસીએ, સુદંષ્ટ્રદેવતાએ, સંગમ દેવતાએ અને ગોશાલાએ મારવા માટે મરણાંત ઉપસર્ગો કર્યા છતાં પણ નિરુપક્રમી આયુષ્યવાળા હોવાથી કાંઇપણ થયું નહિ.

પાર્શ્વનાથ મહારાજને કમઠ મેઘમાળીએ વરસાદ, વિજળી વિગેરેથી મારવાનો અતિઉપક્રમ કર્યા છતાં પણ

નિરુપક્રમી આયુષ્ય હોવાથી કાંઇપણ થયું નથી.

ચક્રવર્તીપદે રહેલ ચક્રવર્તી મરીને સાતમી જ નરકે જાય છે એમ કહેલ છે. હેમચરિત્રે તથા હરિભદ્રસૂરિકૃત દશવૈકાલિકવૃત્તિને વિષે પણ એમ જ કહેલ છે.

ભગવતી બારમે શતકે, નવમેઉદ્દેશે ચક્રવર્તીઓ સાતે નરકે જાય છે તેમ કહેલ છે.

## નવપદબાલાવબોધે.

તીર્થંકર મહારાજના જન્મકલ્યાણાદિક, પંચકલ્યાણાદિકને વિષે સાતે નરકે ઉદ્યોત થાય છે.

૧. પ્રથમ નરકે સૂર્યના સમાન ઉદ્યોત થાય છે. ૨. બીજી નરકે મેઘથી આચ્છાદિત સૂર્યના સમાન ઉદ્યોત થાય છે. ૩. ત્રીજી નરકે ચંદ્રના સમાન ઉદ્યોત થાય છે. ૪. ચોથી નરકે મેઘથી આચ્છાદિત ચંદ્રના સમાન ઉદ્યોત થાય છે. ૫. પાંચમી નરકે ગૃહ, તારા સમાન ઉદ્યોત થાય છે. ૬. છઠ્ઠી નરકે નક્ષત્ર, તારા, સમાન ઉદ્યોત થાય છે. ૭. સાતમી નરકે તારા સમાન ઉદ્યોત થાય છે. એવી રીતે તીર્થંકર મહારાજના પાંચે કલ્યાણકોને વિષે સાતે નરકને વિષે અનુક્રમે પ્રકાશ થાય છે તે પ્રકાશ–સુખ અંતર્મુહૂર્ત સુધી રહે છે.

## નિર્વાણકલિકાયામ્.

ચોવીશ તીર્થંકરના વર્ણ, લંછન, જન્મ, નક્ષત્ર, રાશિ, યક્ષ, યક્ષિણી, તેના નામ,ભુજા, આયુધ વિગેરે છે.

દશ દિગ્પાલના વર્ણ, વાહન, આયુધ વિગેરે લખેલા છે. ગ્રહોના વર્ણો, ભુજા, આયુધો વિગેરે લખેલા છે.

**પ્રવચનસારોદ્ધાર, ૧૩૬ મા દ્વારે**

વળી લખ્યું છે કે ગ્રીષ્મઋતુમાં ઉષ્ણ જળ પાંચ પ્રહર પછી સચિત્ત થાય છે, શીતકાલમાં ચાર પ્રહર પછી સચિત થાય છે, અને વર્ષાકાળમાં ત્રણ પ્રહર પછી સચિત થાય છે. તેનો ભાવાર્થ એવો છે કે રોગી, ગ્લાન આદિ સાધુઓને માટે રાખેલા પ્રાસુક જળની ગ્રીષ્મઋતુમાં પાંચ પહોર પછી. સચિત્તતા થાય છે, કારણ કે તે ઋતુ અતિરૂક્ષ છે, તેથી ચિરકાળે જીવો ઉત્પન્ન થાય છે.શીતકાળની ઋતુ સ્નિગ્ધ છે. તેથી શિશિઋતુમાં ચાર પહોર પછી જળ સચિત્ત થાય છે અને વર્ષાઋતુ અતિસ્નિગ્ધ છે તેથી પ્રાસુકજળ ત્રણ પહોરે સચિત્ત થાય છે. ઉપર કહેલી મર્યાદાથી જો અધિક કાળ પાણી રાખવુ હોય તો તેમાં ક્ષારચુના અથવા બકરાની લીંડીયો નાખવાથી તે સચિત થતું નથી.

રુચકપ્રદેશની સમભૂતલા પૃથ્વી ઊંચે મુખે છ ખંડકોમાં એટલે દોઢ રાજમાં સૌધર્મ અને ઇશાન નામના બે દેવલોકો છે. તેના ઉપર ચાર ખંડકોમાં એટલે અઢી રાજમાં સનત્કુમાર અને માહેંદ્ર નામના બે દેવલોકો છે.

તેના ઉપરના દસ ખંડકોમાં એટલે અઢીરાજમાં બ્રહ્મ લાંતક, શુક્ર સહસાર નામના ચાર દેવલોકો છે અને ત્યાંથી

ઉપરલા ચાર ખંડકોમાં એટલે એક રાજમાં આનત, પ્રાણુત આરણુ, અચ્યુત નામના ચાર દેવલોકો છે.

અને ત્યાંથી સર્વના ઉપર રહેલા ચાર ખંડકોમાં એટલે છેલ્લા એક રાજમાં નવ ગ્રૈવેયક તથા વિજય,વિજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ નામના પાંચ અનુત્તર વૈમાનો અને સિદ્ધશિલા છે.

તપ ચિંતવન કરવાનું સદાકાલે કહ્યું છે. ઇતિપ્રવચન સારોદ્ધારે તથા યોગશાસ્ત્રે.

પકવાન્નકાલ શીયાલે ૩૦ દિન, ઉનાલે ૨૦ દિન, ચોમાસે ૧૫ દિન.

રાંધ્યું ધાન્ય દ્વિદલ ૪, પહોર

ચોખા (ઓદન) છાશવાળા આઠ પહોર.

છાશ ૧૬ પહોર.

પાપડ, લોસા, વડી ૪ પહોર.

ધાન્યનું ધોવણ ૬ ઘડી.

જરવાણી રાખનું ધોવણ ૨ ઘડી

ત્રિફલાનું ધોવણ ૨ પહોર

ઉનું પાણી તથા ભુચકણનું પાણી ૩, ૪, ૫, પહોર.

ફળનું ધોવણ ૧ પહોર.

જારની રાબડી તથા છાશની રાબડી ૧૨ પહોર.

રાયતા ૧૬ પહોર.

કડાઇ શેકયા ધાન્ય ૨૪ પહોર

ગૌમૂત્ર ૨૪ પહોર.

શીરો લાપસી ૪ પહોર.

રાંધેલી દાળ ૪ પહોર.

પછી સર્વંચલિત રસ જાણુવા

ખારા ખાટા રસ ચલિત રસ જાણુવા. કાચું દૂધ ઘણા કાળ સુધી રહે તો અભક્ષ્ય થાય.

શ્રાવકોના અભિગ્રહો ૧૩૮૪ ક્રોડ,૧૨ લાખ,૮૭ હજાર ૨૦૨ કરવા માટે તીર્થંકર મહારાજાયે કહેલ છે. તે મેળવવાનો ઉપાય પ્રવચનસારોદ્ધાર ૨૩૬ માંદ્વારમાં છે. ઇચ્છુકે તપાસ કરવા ચુકવું નહિ.

## પ્રવચનસારોદ્ધારે.

જવ જવ જવ(એક જાતનું ધાન્ય), ઘઉં, શાલી, કમોદ, વ્રીહી (એક જાતની કમોદ) એ ધાન્યોને કોઠીમાં નાંખી ઢાંકી લીપી ચાંદી દીધેલ હોય તો ઉત્કૃષ્ટ ત્રણ વર્ષ સચિત્ત રહે. પછી અચિત્ત થાય વાવવાથી ઊગે નહિ.

તલ, મગ, મસુર, કલાય (ત્રિપુટ નામનું ધાન્ય), અડદ ચોળા, કળથી, તુવર, વટાણા, વાલ, કોઠીમાં નાંખી ઢાંકી ઉપર લીંપેલ હોય તો ઉત્કૃષ્ટ પાંચ વર્ષની સ્થિતિ જાણવી પછી અચિત્ત થાય.

અલશી, કુસુંભ કાંગ, કોર, દુષક, સામો, શણ, ભીંડી

ફુલના ધોવણુનો કાળ ૧ પહોરનો કહેલો છે

શેરડીના રસનો કાળ ૨ પહોરનો કહેલો છે.

કાચા પાણીમાં ગોળ, સાકર, ખાંડ પડવાથી વર્ણ ગંધ, રસ, સ્પર્શના પરાવર્ત્તન થવાથી પ્રાસુક થયેલ પાણી ચોમાસામાં ત્રણ પહોર, શીયાલામાં ચાર પહોર, ઉનાળામાં પાંચ પહોર કલ્પે. ઇતિ મલ્લધારકશ્રી ચંદ્રસૂરિ.

પંચવસ્તુવૃત્તૌ

જિનકલ્પી સાધુ તે જ ભવમાં મુક્તિ ન જાય. બૃહત્કલ્પવૃત્તિમાં પણ એમ જ કહેલ છે.

પંચાંગ નમસ્કાર કરવાનું કહેલું છે. જુઓ ચૈત્યવંદન ભાષ્ય—અર્ધ ગાથા—

पणिवाओ पंचांगो, दोजाणुकरदुगुत्तमंगेन ।

ભાવાર્થ—પ્રણિપાત—બે ઢીંચણ, બે હાથ ને એક મસ્તક. આ પાંચેને ભેગા કરવાથી પંચાંગ નમસ્કાર કહેવાય છે. એટલે પાંચે નમ્ર અંગે ભૂમિને સ્પર્શ કરી નમસ્કાર કરવો. આચારાંગ ચૂર્ણિમાં કહેલ છે.

कहं नमंति सिरपंचमेण काएणं० इति

ભાવાર્થ—મસ્તક છે. પાંચ મુંજેને વિષે એવા શરીરવડે કરીને કેવી રીતે નમસ્કાર કરે છે તે કહે છે.

एकांगः शिरसो नामे, सद्व्यंगः करयोर्द्वयोः
त्रयाणां नमने त्र्यंगः, करयोः शिरसस्तथा ॥ १ ॥

चतुर्णां करयोर्जान्वोर्नमने चतुरंगकः,
शिरसा करयोर्जान्वोः, पंचांगः पंचमो मतः ॥ २ ॥

ભાવાર્થ—એકલું મસ્તક નમાવવાથી એક અંગથી નમસ્કાર કરેલ કહેવાય છે બે હાથ જોડીને નમસ્કાર કરવાથી બે અંગવડે કરીને નમસ્કાર કરેલ કહેવાય છે. બે હાથ અને એક મસ્તકવડે કરેલ નમસ્કાર ત્રણ અંગવડે કરેલ નમસ્કાર કહેવાય છે. બે ઢીંચણ અને બે હાથવડે કરી કરેલો નમસ્કાર ચાર અંગવડે નમસ્કાર કરેલો કહેવાય છે. અને બે હાથ બે ઢીંચણો એક મસ્તક એમ પાંચ અંગોથી કરેલ નમસ્કાર પંચાંગનમસ્કાર કહેલ છે.

### આવશ્યક સૂત્ર ભાષ્યે

અર્હંત્ આકાર યુક્ત સ્થાપના ૧, નામવડે કરી નામ ૨, ભાવવડે કરી ભાવ ૩ અને અંજલિ આદિથી કરેલ નમસ્કાર તે દ્રવ્ય નમસ્કાર કહેવાય છે. એ નામાદિક ચાર પ્રકારનો નમસ્કાર બાહ્ય અભ્યંતરવડે કરવાથી ભવથકી મુક્ત કરે છે અને બોધિબીજની પણ પ્રાપ્તિ કરે છે.

### પંચવસ્તુપ્રકરણે

બીજી વસ્તુ ગાથા ૪૮ મીમાં ૧૧ મો દંડ પડિલેહણો કહેલ છે.

જિનકલ્પી સાધુ તે ભવમાં મોક્ષે જતા નથી. ક્ષપક

વરટ, બંટી, સરસવ, કોદરા, રાલક, મૂલાના બીજ કોઠીમાં નાંખી ઢાંકયા—લીંપ્યા ચાંદ્યા હોય તો ઉત્કૃષ્ટ સાત વરસની સ્થિતિ જાણવી. પછી અચિત્ત થાય.

હરિતાલ, મનઃશિલા પિપ્પલી, મૃદ્વિકા ખજુર, હરડે, સચિત્ત છે પણ જલસ્થલભૂમિથી ૧૦૦ યોજન દૂરથી આવતા અચિત્ત થાય છે. સિંવાય સચિત્ત પિપ્પલી, હરડે આદિ આ વીચાર્ણો છે. ખજુર દ્રાક્ષાદિ અનાચીર્ણો છે.

આલોચના માટે ગીતાર્થ ગુરુની શોધમાં ઉત્કૃષ્ટ ૭૦૦ યોજન ૧૨ વર્ષ સુધી ફરે.

આચાર્યોએ, ગીતાર્થોએ, રોગી સાધુએ મલિન વસ્ત્રો ધારણ કરવા યોગ્ય નથી

મુનિઓને નિહારના ૧૦૨૩ દોષો ટાળવાને માટે વિસ્તારથી બતાવેલા છે.

પુરુષના શરીરમાં મૂછો તથા મસ્તકના કેશ સિવાય નવાણું લાખ રૂંવાટા હોય છે. તેમાં મૂછો તથા મસ્તકના વાળને એકડા કરતા સાડીત્રણ ક્રોડ રૂંવાડા થાય છે,

આસો માસે કૃષ્ણપક્ષે તેરશની રાત્રિએ પ્રથમના બે પહોરમાં દેવાનંદાની કુક્ષિથી લઈને મહાવીર મહારાજને હરિણુગમેષી દેવે ત્રિશલાની કુક્ષિને વિષે મૂકેલ છે.

તીર્થંકર મહારાજના મસ્તક ઉપર અશોકવૃક્ષ હોય. તેમાં આદિનાથથી તે પાર્શ્વનાથ મહારાજાને પોતાના શરી-

રના માનથી બારગણો ઊંચો અશોક વૃક્ષ હોય પરંતુ ઋષભદેવના મસ્તક ઉપર ત્રણ ગાઉનાં હતાં. મહાવીર મહારાજાને ૩૨ ધનુષ્ય ઊંચો હતો તેમાં ૭ હાથ ભગવાનનું શરીર તેને ૧૨ ગુણો કરવાથી ૨૧ ધનુષ્ય થાય. ૧૧ ધનુષ્ય શાલવૃક્ષ કે જેના નીચે ભગવાનને કેવલજ્ઞાન ઉત્પન થયું હતું. કુલ ૩૨ ધનુષ્ય વીર ભગવાનના મસ્તક ઉપર બત્રીશ ધનુષ્ય ઊંચો અશોક વૃક્ષ હતો

ચોરાશી હજાર વર્ષ અને સાત વર્ષ, પાંચ માસ એટલું મહાવીરસ્વામી તથા પદ્મનાભ વચ્ચેનું આતરું જાણવું

સાધુનાં પાંચ મહાવ્રતોની પચીશ ભાવનાઓનું વિસ્તારથી વર્ણન છે

શ્રાવકોને પણ મળમૂત્રના દોષો ટાળવાનું કહેલું છે. એવી જ રીતે વિવેકવિલાસ તથા હિતશિક્ષાના રાસને વિષે પણ કહેલું છે.

## લઘુપ્રવચનસારોદ્ધારે

ઉકાળેલું પાણી પીનારા શ્રાવકોને પચ્ચખાણમાં પાણ- રસનો આગાર લેવાનો અધિકાર છે. પચ્ચખાણ ભાષ્યે તથા સેનપ્રશ્નાદિકને વિષે પણ તેમજ કહેલ છે.

આયંબિલમાં શ્વેત સિંધવ, સુંઠ, કાળામરી, મેથી, સંચળ, બલમણ, હિંગ વિગેરે સ્વાદિમ વસ્તુઓ કામમાં આવી શકે છે. ઇતિ મલ્લધારગચ્છીય શ્રીચન્દ્રસૂરીજી મહારાજ

શ્રેણી માંડી શકતા નથી.

### પંચસંગ્રહ સ્વોપજ્ઞટીકાયામ્

ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔપશમિક આ ત્રણે તીર્થંકરનામકર્મબંધનના હેતુભૂત હોય છે.

### પ્રબંધચિંતામણૌ

ધર્મ સંબંધી ઘણાં વચનો ધનપાળે ભોજરાજાને કહ્યા છે

### પરિશિષ્ટપર્વે

પોતાનો દોષ ભૃત્યે જાણ્યો હોય તેમાં વિચાર કરવો યોગ્ય છે, પણ ભૃત્યનો દોષ સ્વામીએ જાણ્યો હોય તો તેનો પ્રતિકાર જ કરવા યોગ્ય છે, તેમાં વિચાર કરવો યોગ્ય નથી.

### પરિશિષ્ટ પર્વણિ શ્રી હેમચન્દ્રાચાર્ય.

એકાવતારી દેવોને ચ્યવનના ચિહ્નો થાય નહિ, તીર્થંકરના જીવને તો અત્યંત શાતાવેદનીયનો ઉદય થાય.

### પ્રકરણરત્નાકર ભાગ પહેલો

આઠ કર્મના અઢાર પાપસ્થાનકના કાર્મણ શરીરના મનવર્ગણાના પુદ્ગલ તથા વચનવર્ગણાના પુદ્ગલ એ સર્વ પ્રયોગસા ચઉફરસી રૂપી પુદ્ગલ જાણવા.

વાયુકાયના પુદ્ગલ તથા આહારકશરીરના ધુંધલા તે વિસ્રસા પુદ્ગલ અને છ પ્રકારની દ્રવ્ય લેશ્યાના ઇત્યાદિક વસ્તુ આઠ ફરસી જે છે તે માંહેલા જે પુદ્ગલના ખંધ-

માં કર્કશ અને ભારી ફરસના પુદ્ગલ ઘણા હોય તથા સુકુ-માલ અને હલકા પુદ્ગલ ઘણા હોય તે દૃષ્ટિગોચરમાં ન આવે. ઉપરાંત ઔદારિક, શરીરાદિક પ્રમુખ સર્વના જે દીઠામાં આવે છે એ માટે આઠ ફરસી પુદ્ગલ દૃષ્ટિગોચરમાં આવે અને નહિ પણ આવે. પત્ર ૭૩૨ માં છે.

## પંચ પરમેષ્ઠી વર્ણ

અરિહંત ઘાતીકર્મનો ચ્છેદ કરી ઉજ્જ્વલ થયા છે તેથી તેનો શ્વેત વર્ણ રાખવામાં આવેલ છે. સિદ્ધ આઠે કર્મોને ક્ષીણ કરવા માટે લાલચોળ થયેલા હોવાથી તેનો લાલ વર્ણ રાખવામાં આવેલ છે. આચાર્ય ઉપદેશરૂપી અમૃતવડે ભવ્ય જીવોને બોધ કરી રીઝવી સુવર્ણ સમાન બનાવે છે અને પોતે પણ તેવા જ થયેલા છે તેથી તેનો પીળો વર્ણ રાખવામાં આવેલ છે. ઉપાધ્યાય પઠન–પાઠનાદિકવડે અનેક મુનિયોને આર્દ્ર કરે છે તેથી તેનો નીલવર્ણ રાખવામાં આવેલ છે. સાધુ પાંચે વર્ણવાળા મિશ્રિત હોવાથી તેનો શ્યામ વર્ણ રાખવામાં આવેલ છે. બીજા પણ કારણો રહેલા છે તે ગુરુગમથી જાણી લેવા.

## પાંચ પ્રકારના અવગ્રહો

૧ દેવ સંબંધી સૌધર્મેંદ્રનો દક્ષિણનો, ૨ ઇશાન ઈંદ્રનો ઉત્તરનો, ૩ છ ખંડનો ચક્રીનો, ૪ શય્યાતરના મુકામ-ના માલિકનો, ૫ ઉપાશ્રયમાં પ્રથમ આવીને રહેલ સાધુનો.

એ પાંચ પ્રકારના અવગ્રહો કહ્યા છે.

## પિંડનિર્યુક્તિ

ઊંટડી, ગાડરી, ઘેટીનું દૂધ અભક્ષ્ય કહેલ છે.

કાપને માટે પાણી રાખવાનું સ્પષ્ટ કહેલ છે.

## પ્રતિક્રમણ વિધિ સમાચારી

પ્રતિક્રમણમાં સંબુધ્ધ ખામણામાં ત્રણ, પાંચ, સાત ખામણા સાધુની સંખ્યા પ્રમાણે કહ્યા છે. હરિભદ્રસૂરિકૃત આવશ્યક સૂત્રની વૃત્તિને વિષે વાંદણાની નિર્યુક્તિમાં દેવસી પ્રતિક્રમણમાં જઘન્યથી ત્રણ, પાક્ષિકે પાંચ અવશ્ય અને ચોમાસીએ સંવત્સરીએ અવસ્ય સાત ખામણા સંબુધ્ધા વિષયે કહેલા છે. પાક્ષિકસૂત્ર વૃત્તૌ તથા પ્રવચનસારોદ્ધારે, વૃદ્ધસમાચારીમાં પણ એમ જ કહેલ છે.

## પ્રતિક્રમણગર્ભહેતુ

ભગવાન, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુને વંદના કરતી વખતે સમસ્ત શ્રાવકને વંદું કહેવાનો અધિકાર પ્રતિક્રમણ ગર્ભહેતુમાં 'ધર્મસંગ્રહમાં' જ્ઞાનવિમળસૂરિની કરેલી પડિકમણાની વિધિની સજઝાયમાં છે.

## પ્રતિક્રમણઅવચૂર્ણી

પૌષધમાં ભોજન કરવાનું કહેલ છે. શ્રી જિનવલ્લભકૃત પૌષધ વિધિ પ્રકરણને વિષે પણ એમ જ કહેલ છે.

## પાર્શ્વનાથ દસ ગણધર સંબંધે સાતમા

## ગણધર અધિકારે

દેવતાઓનું નાટક ચાર હજાર વર્ષ પ્રમાણનું કહેલું છે

## પૂજાપ્રકરણે ઉમાસ્વાતિ મહારાજ

પૂજા કર્યા પહેલા પૂજા કરનાર માણુસ પોતાના કંઠ, કપાલ, હૃદય, નાભિ એ ચારે ઠેકાણે તિલક કરે.

## પૂજાપટલગ્રંથે ઉમાસ્વાતિ મહારાજ

૫૦૦ ગ્રંથના કર્ત્તા ઉમાસ્વાતિ વાચક મહારાજે પૂજા-પટલ નામના ગ્રંથમાં ૨૧ પ્રકારી પૂજા કહેલી છે તેમાં આભરણ પૂજા પણ કહેલી છે. ઇતિ આભરણપૂજા વિચાર

પૂર્વધર શ્રીસંઘદાસ ગણીયે કહેલું છે કે પરમાત્માના બિંબની બહુ આભરણોવડે કરી પૂજા કરવી. ઇતિ આભરણપૂજા

## પૂજાપંચાશિકાટીકાયામ્ અભયદેવસૂરિ

પલોંઠી વાળીને પણ ચૈત્યવંદન કરવાનું કહેલું છે.

## બપ્પભટ્ટિપ્રબંધે

પાંચમા આરામાં રાજાઓને અગ્યાર વ્રતો હોય છે. રાજપિંડને લઇને બારમું અતિથિસંવિભાગ વ્રત ન હોય.

## બૃહત્‌વિવેકમંજરી

ચક્રવર્તીની માતા ચૌદ સ્વપ્નો ઝાંખા દેખે છે.

## બાર વ્રતના ૧૨૪ અતિચારો

બાર વ્રતના કુલ ૭૫ અતિચારો છે તેમાં સાતમા વ્રતના ૨૦ અતિચારો છે અને બાકીના ૧૧ વ્રતોના પાંચ

પાંચ હોવાથી ૫૫ થાય, બન્ને મલીને ૭૫ થાય.

જ્ઞાનના ૮ દર્શનના ૮ તેમાં સમકિતના શંકાદિ ૫ મળવાથી ૨૧ અતિચાર થયા. ચારિત્રના ૮ ચ શબ્દથી સંલેખનાના ૫ તપના ૧૨ અને વીર્યાચારના ૩ સર્વમલી ૧૨૪ અતિચાર થયા.

## બૌદ્ધોનું દશરથજાતક

સીતાને રામચંદ્રની બહેન માનેલી છે.

બંગાલી રામાયણ તથા કાશ્મિરી કથાઓમાં સીતાને રાવણની સ્ત્રી મંદોદરીની પુત્રી કહેલી છે.

વસુદેવહિંડિમાં પણ સીતાને રાવણની પુત્રી કહેલ છે. તથા જનકની પુત્રી માનેલી છે, એમ જૈનોમાં પણ એ મત છે. તત્ત્વ કેવલી જાણે.

## ભવભાવનાયામ્

પુત્રાદિકથી બંધાયેલા અજ્ઞાન અને પ્રમાદને વિષે આસક્ત થયેલા જીવો ધનપ્રિય વાણિયાના પેઠે એકેંદ્રિયને વિષે ઉત્પન્ન થાય છે.

પ્રાણિયોના વધથી ભીમ, ખરાબ આહારથી કુંજરરાજા, આરંભથી અચલ નરક ગતિમાં ગયા છે.

## મેરુવિચાર

જંબૂદ્વીપનો મેરૂ એક લાખ યોજન ઊંચો છે, ૧૦૦૦ યોજન ધરતીમાં ઊંડો છે, ૯૯૦૦૦ યોજન ઊંચો છે, એમાં

૧૦૦૦૦૦ લાખ યોજન થયો.

હેઠલા છેલ્લા મૂલથી સમભૂતલા હજાર યોજન ઊંચે છે. સમભુતલાથી ૫૦૦ યોજન ઊંચું નંદનવન છે, નંદનવનથી ૬૨૫૦૦-યોજન ઊંચું સૌમનસવન છે, ત્યાંથી ૩૨૦૦૦ યોજન ઊંચું પંડુકવન છે, તેના ઉપર ૪૦ યોજન ચોટલી સરિખી ઊંચી ચૂલિકા છે. મેરૂપર્વત મૂળમાં પહોળો ૧૦૦૦૦ યોજન છે, સંભૂતલે કાંઇક ઓછે ૧૦૦૦૦ યોજન પહોળો છે, નંદનવનની પહોળાઇ ૩૨૭૨ યોજન અને ૧૧ હાથ આઠ ભાગ પહોળો, તેની આગળ ૪૨૭૨ યોજન આઠ ભાગ સૌમનસવન પહોળું, તેની આગળ ૫૦૦ યોજન પહોળું પાંડુકવન છે. તે પાંડુકવનમાં ચાર પાસે ચાર શિલા છે, તે ૫૦૦ યોજન લાંબી અને ૨૫૦ યોજન પહોળી તથા ૪૦૦ યોજન ઊંચી છે. અર્ધચંદ્રાકાર ધોળા સુવર્ણની પૂર્વમાં પાંડુકંબલ શિલા છે. તેના બે સિંહાસનો છે તેના ઉપર પૂર્વવિદેહના ૨ તીર્થંકરોનો અભિષેક થાય. ૧.

પશ્ચિમે રત્નકંબલા શિલા છે. તેના ઉપર ૨ સિંહાસનો છે. તેના ઉપર પશ્ચિમના ૨ તીર્થંકરનો અભિષેક થાય. ૨

દક્ષિણમાં અતિપાંડુકંબલા શિલા છે. તેના ઉપર એક સિંહાસન છે. તેના ઉપર ભરતના એક તીર્થંકરનો અભિષેક થાય ૩.

ઉત્તરમાં અતિરક્ત શિલા છે, તેના ઉપર એક સિંહા-

સન છે. તેના ઉપર ઐરવતના એક તીર્થંકરનો અભિષેક થાય.૪

ધાતકીના બે મેરુ અને પુષ્કરાર્દ્ધના બે મેરુ એ ચાર મેરુ થયા તેમના ઉપર શિલા અને સિંહાસન બરાબર હોય છે, પણ બબે મેરુ છે માટે બમણી શિલા તથા બમણા સિંહાસનો છે.

જંબૂમાં એક મેરુમાં ૪ શિલા અને ૬ સિંહાસન છે.

ધાતકીમાં બે મેરુમાં થઇને ૮ શિલા તથા ૧૨ સિંહાસનો છે, અને પુષ્કરાર્ધમાં બે મેરુમાં થઇને ૮ શિલા અને ૧૨ સિંહાસનો છે. એ પ્રકારે અઢી દ્વીપમાં પાંચ મેરુ, વીશ શિલા અને ત્રીશ સિંહાસનો છે. પાંચ ભરત અને પાંચ ઐરવતે રાત્રિ હોય ત્યારે પાંચ મહાવિદેહમાં દિવસ હોય અને મહાવિદેહમાં દિવસ હોય ત્યારે પાંચ ભરત ને પાંચ ઐરવતમાં રાત્રિ હોય છે; માટે એક સમયે અઢી દ્વીપમાં દશ ક્ષેત્રે ૧૦ તીર્થંકરનો જન્માભિષેક થાય. મહાવિદેહના લઇને એક સમયે અઢી દ્વીપે વીશ તીર્થંકરનો જન્માભિષેક થાય એવી મર્યાદા છે.

ધાતકી પુષ્કરના ૪ મેરુની ઊંચાઇ પહોળાઇ કહે છે.

ચારે મેરુ ૮૫૦૦૦ યોજનના છે. તેમાં ૧૦૦૦ પૃથ્વીમાં અને ૮૪૦૦૦ ચારે ઊંચા છે.

મૂલથી ભૂતલ સુધી ૧૦૦૦ યોજન:ઊંચા છે. ચારે મેરુ અને સમભૂતલથી ૫૦૦ યોજન ઊંચું નંદનવન છે ત્યાંથી ૫૫૫૦૦ યોજન ઊંચું સૌમન સવન છે, ત્યાંથી ૨૮૦૦૦ હજાર

યોજન ઊંચું પંડકવન છે. એવી રીતે ચારે મેરુ ૮૫૦૦૦ થયા. ચાર મેરુની ચૂલિકા નથી, ચાર ચાર શિલા અને છ છ સિંહાસનો એક એક મેરુ દીઠ છે.

તેની પહોળાઈ બતાવે છે. ચારે મેરુ મૂલમાં ૯૫૦૦ જોજન પહોળા છે, ત્યાંથી સમભૂતલ ૯૪૦૦ યોજન પહોળું છે. ત્યાંથી ૯૨૫૦ યોજન નંદનવન પહોળું છે, ત્યાંથી ૩૮૦૦ યોજન પહોળું સૌમનસવન છે, ત્યાંથી ૧૦૦૦ યોજન. પહોળું પંડક વન છે. એ પ્રકારે મેરુનો વિચાર કહ્યો.

## મહાવીરસ્વામીના માસખમણો

મહાવીરસ્વામીનો જીવ ૨૫ મે ભવે નંદનઋષિ થયા. તેમણે એક લાખ વર્ષના દીક્ષાપર્યાયમાં ૧૧ લાખ, ૮૦ હજાર, ૬૪૫ માસખમણ અને ઉપર પાંચ દિવસ કર્યા છે.

લાખ વર્ષને ૩૬૬ થી ગુણતાં ૩૬૬૦૦૦૦૦ દિવસો થાય છે. તેમાં માસખમણના દિવસો ૩૦ અને એક દિવસ પારણાનો એવી રીતે એકત્રીશે ભાંગતા ઉપરલી સંખ્યા જેટલા માસખમણો થાય છે. જેટલા દિવસો પારણાના તેટલા માસખમણો જાણવા. ઇતિ.

## મહાવીર મહારાજાના ૭૨ વર્ષના આયુષ્યની ગણત્રી સૂત્રે

ભગવાન મહાવીર મહારાજાનું આયુષ્ય ૭૨ વર્ષનું હતું. તેમાં અશાડ શુદિ છઠને દિવસે ચ્યવન, આસો વદિ

અમાવાસ્યાએ મુક્તિ તેથી ચ્યવનના દિવસથી મુક્તિના દિવસ: સુધીમાં સકલ દિવસો ગણુતા ૭૨ વર્ષ ઉપર ૪ માસ વધે છે.

ચૈત્ર શુદિ ૧૩ શે મહાવીરસ્વામીનો જન્મ તો તે દિવસથી માંડીને પ્રતિદિન ગણુતાં મુક્તિ સુધીમાં સાડા એકોત્તેર વર્ષથી કાંઈક અધિક થાય છે તો પૂર્ણ ૭૨ વર્ષ કેવી રીતે થઈ શકે ? તે ૭૨ વર્ષ પૂર્ણ કરવાને માટે નીચે મુજબ આમ્નાય છે. તે તિથિપત્રને વિષે બતાવે છે.

દરવર્ષે પંદર ઘડી અધિક અધિક ગણુતાં ૧૧ દિવસ વધે, તે જ પ્રકારે વર્ષ વર્ષ પ્રત્યે નવ નવ દિવસો ઓછા થાય છે. સવાઅગ્યાર દિવસોમાંથી નવ દિવસો બાદ કરતા સવાબે દિવસ રહ્યા તેને ૭૨ ગુણુતા ૫ માસ અને ૧૨ દિવસ થાય. આ સર્વેને એકત્ર કરવાથી ૭૨ વર્ષ પૂરા થાય પણુ આના અંદર એટલું તો વિશેષ છે કે જન્મદિવસથી આરંભીને મુકિતના દિવસ સુધી ગણવાથી ૭૨ પૂરા થાય. પછી તત્ત્વ તો ભગવાન શ્રી સીમંધરસ્વામી મહારાજા જાણે.

સમવાયાંગ સૂત્રે તો ૭૨ વર્ષથી કાંઈક અધિક વર્ષનું આયુષ્ય કહેલુ છે.

પટ્ટાવલીસારોદ્ધારમાં કહ્યું છે કે દરેક વર્ષમાં બે દિવસ, બે ઘડી,બે પલ વધે છે. એવી રીતે વધારાનો ગુણાકાર ૭૨ વર્ષે ૧૪૭ દિવસો અધિક વધે છે. તેને અંદર ભેળવવાથી સંપૂર્ણ ૭૨ વર્ષ થાય છે.

## મહાવીરસ્વામીના જીવ ચક્રવર્ત્તી સંબંધી

નરકથી તથા દેવગતિથી આવીને ચક્રવર્ત્તી થાય છે, પણ મનુષ્યથી આવીને ચક્રવર્તી થતો નથી કારણ કે મહાવીર સ્વામીનો જીવ પ્રિયમિત્ર નામે ચક્રવર્ત્તી થયેલ છે. તે આશ્ચર્યમાં ગણેલ છે, કારણ કે આ ભરતક્ષેત્રમાં જેમ દસ આશ્ચર્ય ગણેલ છે. તેમ પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રને વિષે પણ કોઈ કાળે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે તેથી આશ્ચર્યમાં ગણેલ છે.

લોકપ્રકાશે તથા આવશ્યકનિર્યુક્તિમાં મહાવીર સ્વામીનો જીવ મનુષ્યગતિમાંથી આવીને ચક્રવર્ત્તી થયેલ છે, એમ કહેલું છે.

શ્રી દેવભદ્રકૃત મહાવીરચરિત્રને વિષે કહેલું છે કે—

એકદા ભવોને વિષે પરિભ્રમણ કરતો મહાવીરસ્વામીનો જીવ રથપુરનગરને વિષે પ્રિયમિત્ર નામનો રાજા થયો તેને વિમલા નામની રાણી હતી.તેનો પુત્ર વિમલશ્રી નામનો થયો. સમગ્ર કલાકુશળ થયો.પિતાએ રાજ્ય. આપ્યું. એકદા વનમાં ભમતા પાશથી બાંધેલા મૃગલાને છોડી દીધો તેથી અનુકંપાથી અને ભદ્રિકભાવિપણાથી તેણે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. છેડે દીક્ષા. અંગીકાર કરી,ઉગ્ર તપ તપી, ચક્રવર્ત્તીના ભોગફળરૂપ ચક્રવર્ત્તી પદ બાંધ્યું. ત્યાંથી મરણ પામીને પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રે મુકા નગરીને વિષે ધનંજય નામના રાજાની ધારણી નામની રાણીની કુક્ષિથી પુત્રપણે, ઉત્પન્ન થઈ પ્રિયમિત્ર નામના

ચક્રવર્તી થયા, ચોવીશમેં ભવે, દેવભદ્રકૃત મહાવીર ચરિત્રે તો વિમલશ્રી રાજભવે ચક્રવર્તી પદ ઉપાર્જન કર્યું તેમ કહેલું છે તેથી વિમલશ્રી રાજપ્રક્ષેપપણાથી શ્રી મહાવીરસ્વામીના ૨૮ ભવો થાય છે અને લોકને વિષે તો ૨૭ ભવો કહેલા છે તે પ્રસિદ્ધ છે.

### યજુર્વેદમાં

અંબિકા ( પાર્વતી ને રૂદ્રની સ્વસા ( બ્હેન ) કહેલી છે.

### યોગદૃષ્ટિ સમુચ્ચય હરિભદ્રસૂરિ

પાતંજલીને માર્ગાનુસારી ગવેષ્યા છે. કર્મ ક્ષીણ માટે તપ તપનારને માર્ગાનુંસારી ગવેષ્યા છે.

### યોગશાસ્ત્રે તથા લોકપ્રકાશે

આચાર્યો પાંચ પ્રકારના કહેલા છે. ૧. પ્રવ્રાજકાચાર્ય, ૨. દિગાચાર્ય, ૩. ઉદ્દેશાચાર્ય, ૪. સમુદ્દેશાચાર્ય, ૫. આમ્નાય અર્થવાચકાચાર્ય.

૧. સામાયિક વ્રત આરોપાદિક કરનારા પ્રવ્રાજકાચાર્ય.

૨. સચિત્ત અચિત્ત મિશ્ર વસ્તુજ્ઞાયિ દિગાચાર્ય.

૩–૪ ઉદ્દેષ્ટ ગુરુ અભાવે તદેવ તં સમુદ્દેશતિ અગર અનુમતિ આપે તે ઉદ્દેશતિ સમુદ્દેશતિ સમુદ્દેશાચાર્ય ૩–૪.

૫. આમ્નાય ઉત્સર્ગ અપવાદ લક્ષણ અર્થ કહે તે આમ્નાય અર્થવાચકાચાર્ય. યોગશાસ્ત્ર ચતુર્થ પ્રકાશવૃત્તૌ ।

### યોગશાસ્ત્રે

યોનિયંત્રમાં જે સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે તે મૈથુનવડે દુઃખી થઇ મરણ પામે છે.

મધ, માખણ, માંસ, મદિરામાં, અંતર્મુહૂર્ત્ત પછી, તદ્વર્ણા જીવોની ઉત્પત્તિ કહેલી છે.

મૌનપણું ધારણ કરી મન, વચન, કાયાની શુદ્ધિથી એક સો ને આઠ વખત ઉત્કૃષ્ટ જપ કરીને પછી ભોજન કરે તો શ્રાવક ચોથ તપનું ફળ પામે છે.

જિનોક્ત તત્ત્વને વિષે રુચિ તે સમ્યક્ શ્રદ્ધાન કહેવાય છે. તે પોતાની મેળે સ્વભાવથી તેમજ ગુરુના ઉપદેશથી એમ બે પ્રકારે થાય છે.

સાધુનો આત્મા જ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ છે તે અથવા તેનો આત્મા જ પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્રના ગુણે કરીને શરીરમાં રહેલો છે તેથી રત્નત્રયીના શુદ્ધ ઉપયોગે વર્તતા જીવને જ નિશ્ચય સમકિતી કહીએ.

### યોગબિંદૌ

ખારા પાણીના ત્યાગથી અને જેમ મીઠા પાણીના સિંચનથી બીજ ઊગી નીકળે છે, અંકુરો ધારણ કરે છે તેમ તત્ત્વના શ્રવણથી જીવ ઉદયને પામે છે.

### રત્ન સંચયે

તિર્યંક્જાંભક દેવો એક બે યાવત્ નવ ભવો સુધી પોતાના પૂર્વભવોને દેખે છે, તે થકી વધારે મનુષ્યોના અગર

દેવોના ભવોને દેખી શકતા નથી.

રાત્રિભોજનમાં બહુ પાપ કહેલ છે.

### રત્નસંચયગ્રંથે

પકવજળ અમુક કાળ સુધી અચિત્ત રહે છે. તે વિષે લખ્યું છે કે અગ્નિ ઉપર ત્રણ ઉકાળા આવે ત્યારે જળ પ્રાસુક થાય છે તેવું પાણી સાધુને કલ્પે છે પણ તેમાં એટલું વિશેષ છે કે ગ્લાન વિગેરે માટે ત્રણ પહોર ઉપરાંત એક મુહૂર્ત સુધી તે પાણી રાખી શકાય, તે અચિત્ત જળ મૂકવાનું પણ જો યોગ્ય સ્થાન ન હોય તો એક મુહૂર્તની અંદર પણ સચિત્ત થઇ જાય છે. જો ત્રિફલા અગર રાજચૂનો વિગેરેથી પ્રાસુક કર્યું હોય તો ત્રણ મુહૂર્ત ( ૭ ઘડી ) પછી પ્રાસુક થાય છે, એમ જિનેશ્વર મહારાજાએ કહ્યું છે, અને પ્રાસુક કર્યા પછી પાછું તે જ ઘડીએ સચિત્ત થાય છે.

### રાગ અને સ્નેહમાં ફરક

રૂપાદિક જોવાથી જે પ્રીતિ ઉત્પન્ન થાય તે રાગ. અને સામાન્ય રીતે સ્રી પુત્રાદિક ઉપર પ્રીતિ થાય તે સ્નેહ કહેવાય છે. એ પ્રકારે રાગ અને સ્નેહમાં ફેર છે.

### ઋષિમંડલ વૃત્તૌ

રામના ભાઈ ભરત મોક્ષે ગયા છે, બીજે ઘણે ઠેકાણે પણ એમજ કહેલ છે.

ચૌદ પૂર્વધર જઘન્યથી છઠ્ઠે દેવલોકે જાય છે, મહાબલ-

ઋષિ પાંચમે દેવલોક ગયા તે પૂર્વ વિસરિત છે.

### ઋષિમંડલસૂત્રે

અભયકુમાર મુનિ શ્રેષ્ઠ વિજય વિમાને ગયેલ છે તેમ કહેલ છે અને હેમવીરચરિત્રે સર્વાંર્થસિદ્ધ વિમાને ગયેલ છે એમ કહેલ છે.

### લક્ષ્મીના મોહિયોની ખરાબ ગતિ

લક્ષ્મીનો મોહી મમ્મણ શેઠ મરીને સાતમી નરકે ગયો છે. લક્ષ્મીના મોહી સાગર શેઠને તેના પુત્રોની વહુઓએ સમુદ્રમાં નાખવાથી મરીને નરકમાં ગયો છે. ઇતિ પ્રસ્તાવ શતકવૃત્તૌ. ઉપદેશપ્રાસાદિકને વિષે પણ એમ જ કહેલ છે.

લક્ષ્મીના મોહી સંકુલ શ્રેષ્ઠીની તમામ લક્ષ્મી બટુકે તેનું રૂપ ધારણ કરી બીજાને આપી દીધેલ છે. ઇતિ ઉપદેશતરંગિણી. લક્ષ્મી ઉપર મોહ કરીને પ્રિયંગુ શેઠ નિગોદમાં ગયો છે. ઇતિ આદિનાથ દેશનાયામ્. લક્ષ્મી ઉપર મોહ કરવાથી ઘણા જીવો મરીને તિર્યંચાદિક ગતિમાં ગયેલા છે. ઇતિ સમરાદિત્યચરિત્રે.

લક્ષ્મીના મોહથી રૂદ્રદેવની સ્ત્રી અગ્નિશિખા કાળી નાગણી થઇ છે તથા તેનો પુત્ર કાળો નાગ થયેલ છે.

લક્ષ્મીનો મોહ કરવાથી ધનશ્રેષ્ઠી મરીને નિધાન ઉપર ફણિધર સર્પ થયેલ છે, બીજા ઘણા પુસ્તકોમાં લક્ષ્મીના મોહિયો દુર્ગતિમાં ગયાનું લખાણ છે.

## શ્રીલોકનાલિદ્વાત્રિંશિકાયામ્ ધર્મઘોષસૂરિ

પુરુષાકૃતિવાળો તે લોક પગતળે સાત રાજ પહોળો. મધ્યે એક રાજ કોણિયે પાંચ રાજ અને મસ્તક તળે એક રાજ–આવી રીતે ચૌદ રાજ તિર્યગ્ પ્રમાણ જાણવું. તે લોક ચૌદ રાજ ઊંચો છે. તે લોક માઘવતી તલથી સાત રાજ, પછી માઘવતી તલથી પ્રદેશ હાનિથી રત્નપ્રભા તલે એક રાજ, ત્યારબાદ રત્નપ્રભાથી પ્રદેશ વૃદ્ધિ બ્રહ્મદેવલોક સુધીમાં પાંચ રાજ, ત્યારબાદ બ્રહ્મદેવલોકથી પ્રદેશ હાનિ મુક્તિ સુધી જાણવી, ત્યાંસુધીમાં એક રાજ, એવી રીતે ચૌદ રાજ થયો. સાત રાજમાં ૧૮૦૦ યોજન ન્યૂન છે તેટલું સાત રાજમાં ન્યૂન ગણવું તિર્યગ્ ૧૮૦૦ યોજન ગણવો.

## લોકપ્રકાશે

૧ વિષ્ટામાં, ૨ પેશાબમાં, ૩ શ્લેષ્મ–ગળફામાં, ૪ લીંટમાં, ૫ વમનમાં, ૬ પિત્તમાં, ૭ રુધિરમાં, ૮ વીર્યમાં, ૯ મડદામાં, ૧૦ પરૂમાં, ૧૧ સ્ત્રી પુરુષના સમાગમમાં, ૧૨ વીર્યે સ્ખલિત થયેલામાં, ૧૩ નગરની ખાળમાં, ૧૪ બીજા સર્વ અપવિત્ર સ્થળોમાં, ગર્ભજ મનુષ્ય સંબંધી એ પૂર્વોક્ત ચૌદ સ્થાનમાં અંતર્મુહૂર્ત્તના આયુષ્યવાળા એક આંગુલના અસંખ્ય ભાગ જેવડા દેહવાળા અને સાત કે આઠ પ્રાણને ધારણ કરનારા અસંખ્યાતા સંમૂર્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે, સંગ્રહણીની ટીકામાં ચૌદ સ્થાન કે જીવો ઉત્પન્ન થવા

બાબતમાં નવ પ્રાણવાળા જીવો ઉત્પન્ન થાય છે તેમ કહ્યું છે. પન્નવણાસૂત્રમાં પણ શ્યામચાર્ય મહારાજાએ એમજ કહેલ છે.

કેવળજ્ઞાની સમવસરણમાં પ્રવેશ કરી તીર્થંકરને ત્રણ પ્રદક્ષિણા કરી, તીર્થંકરને નમસ્કાર કરી, ગણધરોની પાછળ કેવળીની પર્ષદામાં બેસે; પણ તીર્થંકરને વંદન કરે નહિ. ભગવતી સૂત્રે તથા શત્રુંજયમાહાત્મ્યે પણ એમજ કહેલ છે.

એકવીશ તીર્થંકરો કાઉસગ્ગ ધ્યાને મોક્ષે ગયા છે અને આદિનાથ, નેમનાથ તથા મહાવીરસ્વામી પદ્માસને મોક્ષે ગયા છે.

કલ્પવાસી દેવતાઓને એક વાર ભોગ ભોગવતા બે હજાર વર્ષ વીતી જાય છે. તેવી રીતે બીજા દેવતાઓને પાંચસો પાંચસો વર્ષ અનુક્રમે ઓછા કરવા, એટલે પંદરસો વર્ષ જ્યોતિષિને, એક હજાર વર્ષ વ્યંતરને, પાંચસો વર્ષ ભુવનપતિને એક વાર ભોગ ભોગવતા વ્યતીત થાય છે.

જેમ ભીનું વસ્ત્ર સંકેલીને મૂકયું હોય તો તે લાંબી મુદતે સુકાય છે અને તેજ વસ્ત્ર લાંબું કર્યું હોય તો જલ્દી સુકાઈ જાય છે, તેવીજ રીતે કર્મ પણ ઉપક્રમોથી જલ્દીથી ક્ષય થઈ જાય છે.

ભોગમાં તત્પર ત્રાયત્રિંશક જે દેવો હોય છે તે દોગુંદક દેવો કહેવાય છે.

શરીરના સર્વ ભાગોમાં નસો ચાલે છે, તે આત્મા અંદર હોવાથી ચાલે છે અને આત્માએ શરીર ત્યાગ કરવાથી તે ચાલતી બંધ થઇ જાય છે, તેથી પ્રત્યક્ષ દેખાય છે કે આત્મપ્રદેશના ચલાયમાનપણાથી જ નસો ચાલે છે. ઇતિ લોકપ્રકાશે. આચારાંગસૂત્રમાં પણ એમજ કહેલ છે.

યુગપ્રધાન મહાત્મા વિચરે ત્યાંથી ૧૦ કોશમાં દુષ્કાલાદિક ઉપદ્રવ નાશ પામે છે અને તેઓ અતિશયયુક્ત મોટા સત્ત્વવંત હોય છે.

દેવતા ગાંડાઘેલા થાય છે. દેવતાની ઘેલછા બે પ્રકારે છે. ૧ યક્ષ પ્રવેશથી, ૨ મોહનીય કર્મના ઉદયથી.

જ્યારે મહર્દ્ધિક દેવતા કોપાયમાન થાય છે ત્યારે અલ્પ ઋદ્ધિવાળા દેવતા ઉપર ખરાબ પુદ્ગલ નાખીને ક્ષણવારમાં તેને પરાધીન બનાવે છે, તેથી ઘેલા થયેલા દેવતા મર્યાદા વિનાની ચેષ્ટા કરે છે. ઉપરોક્ત તમામ લોકપ્રકાશે.

## લોકાંતિક દેવોના એકાવતાર સંબંધી

લોકાંતિક દેવો એકાવતારી હોય છે તેવું સ્થાનાંગસૂત્રની વૃત્તિમાં કહ્યું છે તત્ત્વાર્થ ટીકા તેમજ શ્રેણિક ચરિત્રમાં પણ એમજ કહેલ છે અને કલ્પસૂત્રની ટીકામાં પણ એમજ કહેલ છે પણ તેમાં મતાંતરપણું છે કે લોકાંતિક દેવોને એકાવતારીપણાનો નિયમ નથી. પ્રવચનસારોદ્ધારવૃત્તિને વિષે કહેલું છે કે લોકાંતિક બ્રહ્મદેવલોકવાસી દેવો આઠ

ભવ કરે છે, ત્યારબાદ સિદ્ધિને પામે છે. એ પ્રમાણે લબ્ધિ-સ્તોત્રને વિષે પણ કહેલ છે. સંગ્રહણીને વિષે પણ તેમજ કહેલ છે, સેનપ્રશ્નમાં કહેલ છે કે–લોકાંતિક દેવો એકાવતારી હોય છે. એવો એકાંત નિયમ જાણવામાં આવેલ નથી. કલ્પ-સૂત્રને વિષે વીર પરમાત્માના અધિકારે પ્રથમ લોકાંતિક દેવો આવેલા છે અને પછી દાન આપેલ છે. જ્ઞાતાસૂત્રે મલ્લિનાથ મહારાજના અધિકારે પ્રથમ સંવત્સરી દાન આપે છે, ત્યારબાદ લોકાંતિક દેવો આવે છે. વળી સેનપ્રશ્નને વિષે પણ ઉપર પ્રમાણેજ કહેલ છે. હરિભદ્રસૂરિકૃત આવશ્યક વૃત્તિને વિષે તથા મહાવીરના અધિકારે પ્રથમ લોકાંતિક દેવો આવે છે, પછી દાન આપે છે તેમ કહેલ છે.

તીર્થંકર મહારાજના જન્મ, દીક્ષા, કેવળ આ ત્રણ કલ્યાણકને વિષે લોકાંતિક દેવતા આવે છે. ઇતિ ઠાણાંગસૂત્રે, તૃતીયસ્થાને પ્રથમ ઉદ્દેશે.

જીર્ણ પત્રમાં પાંચે કલ્યાણકોને વિષે લોકાંતિક દેવો-નું આવાગમન કહેલું છે.

## લલિત–વિસ્તરાવૃત્તા–હરિભદ્રસૂરિ

શ્રદ્ધાળુ માણસ પોતાની શક્તિ અનુસારે વિધિપૂર્વક અનુષ્ઠાન કરે છે, દ્રવ્યાદિ દોષવડે કરી હણાયેલો. તેને વિષે વિપક્ષપાતપણાને વહન કરે છે.

## લવણસમુદ્રવિચાર

અસંખ્યાતા સમુદ્ર સર્વે આદિથી અંત લગે હજાર જોજન ઊંડા છે. અને લવણ સમુદ્ર માત્રાયે માત્રાયે ઊંડો થતો થતો પંચાણું હજાર જોજન જંબૂ તરફથી જઇએ અને પંચાણું હજાર જોજન ધાતકી તરફથી આવીએ ત્યાં મધ્યે હજાર જોજન ઊંડો છે, એ સમુદ્રગોતીર્થ કહીએ–હજાર જોજન ઊંડો–દસ હજાર જોજન પહોળો સોલ હજાર યોજન ઊંજન ઊંચો જેમ કોટ હોય તેના પ્રેઠે પાણીનો ઉપરની સંખ્યા પ્રમાણે કોટ છે. સોલ હજાર યોજન ઊંચું પાણી ચડે તેના ઉપર અઢી ગાઉ પાણીની વેલ બે વાર ચડે છે. હવે તે પાણી શાથી ઉછળે છે તે કહે છે. પૂર્વ દિશાએ વડવામુખ ૧, દક્ષિણે કેયૂપ ૨, પશ્ચિમે રૂપ ૩, ઉત્તરે ઇશ્વર ૪, એ ચાર મોટા પાતાલકલશો રહેલા છે. તે કલશો લાખ જોજન ઊંચા, લાખ જોજન પેટમાંહે પહોળા, દસ હજાર જોજન મુખ પહોળું, દસ હજાર જોજનની પડઘી અને હજાર જોજન કલશાની ઠીકરી છે. ૩૩૩૩૩ યોજન હેઠે કલશામાં પાણી છે, ૩૩૩૩૩ યોજન મધ્યમાં કલશમાં વાયુ અને પાણી છે, ૩૩૩૩૩ યોજન ઉપર કલશમાં પાણી છે તે મધ્યમાં વાયુ છે તેને યોગે ઉછળે છે. હવે પૂર્વના મોટા કલશ અને દક્ષિણના કલશના વચ્ચે અને દક્ષિણના તથા પશ્ચિમના મોટા કલશના વચ્ચે તથા પશ્ચિમ તથા ઉત્તરના મોટા કલશના વચ્ચે અને ઉત્તરના તથા પૂર્વના મોટા કલશોની વચ્ચે લઘુ પાતાળ-

કલશોની નવ નવ પંક્તિઓ છે, ૨૧૫, ૨૧૬, ૨૧૭, ૨૧૮, ૨૧૯, ૨૨૦, ૨૨૧, ૨૨૨, ૨૨૩, એવી નવ નવ કલશની પંક્તિઓ ચારે બાજુ છે. સર્વે લઘુ કલશો ૭૮૮૪ છે. એ લઘુ કલશો દશ હજાર જોજન ઊંડા પહોળા છે, એક હજાર યોજન મુખવાળા છે, એક હજાર જોજનની પડઘી છે, સો સો યોજનની ઠીકરી છે, ૩૩૩ યોજન નીચે તે કલશોમાં પાણી છે, ૩૩૩ યોજન મધ્યમાં તે કલશોમાં વાયુ અને પાણી છે, ૩૩૩ યોજન નીચે તે કલશોમાં પાણી છે તે લઘુ કલશોમાંથી પાણી ઉછલે છે, તે પાણિથી લવણસમુદ્રમાં મધ્ય ભાગે પાણીનો ગોલ કોટ બંધાયો છે.

ચાર મહાકલશોના અધિષ્ઠાયક પૂર્વે કાલ ૧, દક્ષિણે મહાકાલ ૨, પશ્ચિમે વેલંબ ૩, ઉત્તરે પ્રભંજન ૪ એ ચારે દેવતાઓ સોલ હજાર યોજન પાણીની માલાને તથા તેના ઉપર ચડેલી અઢી ગાઉ પાણિની વેલા દાબવાને જંબૂ તરફ તરફ ૪૨૦૦૦ દેવતા, વેલા ઉપર ૬૦૦૦૦ દેવતા, ધાતકી તરફ વેલા ઉપર ૭૨૦૦૦ દેવતા સરવાલે વેલંધર અણુવેલંધર દિશાના વિદિશાના મલીને ૧,૭૪૦૦૦ દેવતાઓ પાણીની વેલાને દાબે છે. લવણસમુદ્રમાં પાંચસો જોજનના મચ્છો છે અને લવણસમુદ્રના પાણીથી વેલા ચડે છે તેમાં જ્યોતિષ ચક્રવાલ છે, તેના વિમાનો દગ સ્ફટિક રત્નના છે.

નંદીષેણના ભવમાં ચારિત્રપર્યાય પંચાવન હજાર વર્ષનો

કહ્યો છે. વસુદેવના પૂર્વ ભવમાં, પુષ્પમાલાવૃત્તૌ અને હૈમ નેમિચરિત્રે બાર હજાર વર્ષનો કહેલ છે.

વસુદેવના પૂર્વભવમાં નંદીષેણુના મામાને ત્રણ કન્યાઓ કહેલી છે. હૈમ નેમિ.ચરિત્રે સાત કન્યાઓ કહેલી છે.

નદિષેણુ વૈયાવચ્ચ કરનાર મુનિએ પંચાવન હજાર વર્ષ સુધી છઠ્ઠને પારણે આંબેલ કરેલ છે. નેમનાથ ચરિત્રે બાર હજાર વર્ષ કહેલ છે પણ વસુદેવ હિંડિમાં કહેલ છે તે ઠીક છે.

કૃષ્ણુ મહારાજાના ચાર ભવો કહ્યા છે. હેમચંદ્રાચાર્ય કૃત નેમિચરિત્રે પાંચ ભવ કહેલા છે.

જે ઘરને વિષે પાંચ મુકુટબદ્ધ એટલે મુકુટ ધારણ કરનારા ગૃહસ્થો હોય તેનું એક કુલ થાય એવી રીતે ૯૫ કુલોની એક કુલ કોટી થાય, એવી રીતે યાદવોની ૫૬ કુલકોટી થઈ. કુલનો અર્થ ગૃહ થાય છે. નેમનાથ ચરિત્રે પણ એમજ કહેલ છે.

કૃષ્ણુ નરકથી નીકળીને તુરત તીર્થંકર નહિ થાય પણ પાંચમા ભવમાં થશે એવી રીતે તાડપત્રીય અમમ ચરિત્રે તથા હેમચંદ્રાચાર્યકૃત નેમનાથ ચરિત્રે તથા વસુદેવહિંડો પણ એમજ કહેલ છે.

વસુદેવ હિંડીમાં અઢાર નાતરાની કથામાં આવે છે કે અવધિજ્ઞાનને ધારણ કરનાર શ્રી કુબેરદત્તા નામની સાધ્વી પોતાના ભાઈ કુબેરદતને પોતાની માતા કુબેરસેના સાથે અ-

યોગ્ય સંબંધ થયો છે, એમ જ્ઞાનથી જાણીને તે બન્નેને પ્રતિબોધ કરવા નિમિત્તે ગુરુણીની આજ્ઞા મેળવીને મથુરાનગરીમાં આવી પોતાની માતા કુબેરસેના કે જે વેશ્યા છે તેની પાસે સ્થાનની યાચના કરી તેના મકાનની પાસે જ કેટલીક મુદત રહી તે બંનેને પ્રતિબોધ કર્યો. સ્થૂલભદ્રજી વેશ્યાને ત્યાં રહેહાલતા અને જેમ સાધુને તેમનું દૃષ્ટાંત લેવાનું નથી તેમ શ્રી કુબેરદત્તા સાધ્વીનું પણ દૃષ્ટાંત અન્ય સાધ્વીઓએ લેવાનું નથી. એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે.

## વસ્તુપાળપ્રબંધે

વસ્તુપાલના ગુરૂ શ્રી વર્ધમાનસૂરિ વ્યંતર નિકાયમાં ગયા છે. વસ્તુપાલનો જીવ હાલમાં મહાવિદેહ ક્ષેત્રે પુષ્કલાવતી વિજયે પુંડરિકીણી નગરીમાં રાજાપણે ઉત્પન્ન થયેલ છે તે ત્રીજે ભવે મોક્ષે જશે. અનુપમાદેવી મહાવિદેહે કેવલી થયેલ છે. આ ઉપરોક્ત તમામ વૃત્તાંત વર્ધમાનસૂરિનો જીવ વ્યંતરેંદ્ર થયેલ છે તેના મુખથી જાણેલ છે.

વસ્તુપાલ મંત્રીના પ્રબંધમાં કહેલું છે કે સંવત ૧૨૯૮ વર્ષે અંકેવાળીયા ગામે વસ્તુપાલનું મરણ સાંભળીને શ્રી વર્ધમાનસૂરિયે વૈરાગ્યથી શ્રી વર્ધમાન આયંબીલ તપ કરવા માંડ્યો તથા શંખેશ્વર પાર્શ્વનાથને વંદન કરવાનો અભિગ્રહ કર્યો તે તપ પૂર્ણ થયે દેવને નમસ્કાર કરીને પછી પારણું કરીશ આવો અભિગ્રહ કરીને રસ્તામાં ચાલ્યા. શ્રાંત થયા,

થાકી ગયા, તૃષાતુર થયા, એક વૃક્ષના મૂળે બેઠા ત્યાં સંખે-શ્વરપાર્શ્વ નાથનું ધ્યાન કરતા અણુસણુ કરીને કાળધર્મ પામ્યા, તેથી શંખેશ્વર પાર્શ્વનાથ મહારાજના અધિષ્ઠાયક દેવ થયા અને જ્ઞાનથી મંત્રીની ગતિ જોવા લાગ્યા પણ નહિ જાણવાથી મહાવિદેહક્ષેત્રને વિષે સીમંધરસ્વામીને નમસ્કાર કરીને પૂછયું કે હે સ્વામિન્ ! હે ભગવન્ ! વસ્તુપાળનો જીવ કયાં ગયો છે ? સ્વામીએ કહ્યું કે અહીં પુષ્કલાવતી-વિજયે પુંડરિકીણી નગરીમાં કુરૂચંદ્ર નામે રાજા થએલ છે અને ત્રીજે ભવે મુકિત જશે. અનુપમા દેવીનો જીવ આ જ વિજયને વિષે શ્રેષ્ઠીની પુત્રી થઇ. આઠમે વર્ષે અમોએ તેને દીક્ષા આપેલ છે. પૂર્વ કોટી વર્ષનું આયુષ્ય પાળીને સિદ્ધિમાં જશે એમ કહી તે સાધ્વી વ્યંતરને દેખાડી. ત્યારબાદ વ્યંતરે વસ્તુપાલ તથા અનુપમા દેવીની ગતિ ભરતક્ષેત્રમાં પ્રગટ કરી.

## વર્ધમાનદેશનાયામ્

ભગવંતના રૂપ જોનારાને વિઘ્ન મ થાઓ એવા આશ-યથી બાર સૂર્યના પ્રકાશ સદ્રશ દેવતાઓ ભગવાનના પૂંઠે ભામંડલને સ્થાપન કરે છે જેથી ભગવાનનું રૂપ ભામંડળમાં પ્રતિબિંબિત થવાથી લોકો પ્રભુનું રૂપ સારી રીતે જોઈ શકે છે.

## વિશેષશતકે

કૃષ્ણુ મહારાજના ચાર ભવો કહેલા છે.

દેવતાનું નાટક ચાર હજાર વર્ષ પ્રમાણુનું હોય છે.

જમાલીના પંદર ભવો છે.

જ્ઞાનપંચમીનો તપ ઉપવાસ કારણુસર બીજે દિવસે કરવાથી નિયમભંગ થાય નહિ.

સાધુ અણુસણુ કરે તો દીપક રાખવાનું કહેલુ છે.

વીંજણાથી ઉત્પન્ન થયેલ વાયુ અચિત્ત છે.

દ્વારિકા સમુદ્રના પાણીથી ઢંકાઇ ગયેલી હતી તે પ્રગટ કરેલ છે.

સમુદ્રવિજયના ૧૬ પુત્રો કહેલા છે.

જંબૂદ્વીપને વિષે ઉત્કૃષ્ટ ૪ તીર્થંકરોનો જન્મ થાય.

શીતથી પીડાયેલ સાધુને અગ્નિવડે આતાપના કરનાર શ્રાવકને પુન્ય થાય.

ચોથા પ્રહરને વિષે પણ. તીર્થંકર મહારાજા દેશના આપે છે.

પ્રભાતે સંપૂર્ણ પોરસી સુધી તીર્થંકર મહારાજા દેશના આપે છે.

સાધુને રાત્રિને વિષે વિહાર. ગાઢ કારણિક કહેલ છે.

સાધુને દિવસે નિદ્રાનો અધિકાર છે.

પરોવેલા પુષ્પોથી પણ પૂજા થાય છે.

ગાડરી અને ઉંટડાના દૂધનો અભક્ષ્યનો વિચાર છે.

વિચારસંગ્રહે

લવણાદિક સ્વસ્થાનાત્ પ્રતિદિન બહુ બહુ,તરાદિક

ક્રમવડે કરી ૧૦૦ યોજન પર જવા વડે કરી અચિત્ત થાય છે—શંકા એક હજાર ૧૦૦૦ યોજન જવાથી અચિત્ત થાય તે ૧૦૦ યોજનમાં કેમ પતી જાય? ઉત્તર—તે કહેવું બરાબર છે પરંતુ ઠેકાણે ઠેકાણે એક સ્થાનેથી બીજે સ્થાને એક વખારથી બીજી વખારે ફેરવવાથી તથા વારંવાર વહાણમાંથી ઉતારવામાં તથા ચડાવવામાં તથા વાહનમાંથી ઉતારવા ચડાવવામાં પછાડવામાં આવવાથી નીચે ઉપર નાખવાથી, સંક્રમ કરવાથી, વાયુથી, અગ્નિથી, ધૂમાડાથી, લવણાદિક ૧૦૦ યોજન પરથી અચિત્ત થાય છે. વળી ગાડામાં ચડાવવા ઉતારવાથી તથા કડામાં નાખી ચડાવવા ઉતારવાથી તેના ઉપર માણસોને બેસવાથી શસ્ત્ર લાગવાથી, શસ્ત્ર ત્રિધા, ૧ સ્વકાયશસ્ત્ર, ૨ પરકાયશસ્ત્ર, ૩ ઉભયશસ્ત્ર લવણાદિક તે સ્વકાયશસ્ત્ર, મધુરોદકથી, કૃષ્ણભૂમિથી અગર પાંડુભૂમિથી પરકાયશસ્ત્ર, અગ્નિ પાણીથી ઉભયશસ્ત્ર, માટી, અગ્નિ, પાણી શસ્ત્રાદિકથી.

બોલતી વખતે ભાષાવર્ગણાથી બાદર વાયુકાય હણાય નહિ, કારણ કે ભાષાવર્ગણાના દલ સંબંધી સૂક્ષ્મ વાયુકાય છે. ચૌભંગી—૧ સૂક્ષ્મથી બાદર ન હણાય, ૨ બાદરથી સૂક્ષ્મ ન હણાય, ૩ સૂક્ષ્મથી સૂક્ષ્મ ન હણાય, ૪ બાદરથી બાદર ન હણાય. શ્વાસોશ્વાસ, ભાષાવર્ગણા પુદ્ગલો ૧૬ ગણા હોય તો પણ બાદર વાયુકાય હિંસા ન થાય.

## વિધિકૌમુદી

મિથ્યાત્વના ઘણા ભેદો કહેલા છે, કોઇ ઠેકાણે એક-વીશ ભેદો કહેલા છે અને ઉપરોક્ત ગ્રંથમાં તોંતેર ભેદો કહેલા છે.

## વિવેકવિલાસે

વિદ્વાન્ માણસે એક વસ્ત્ર પહેરીને, બીનું વસ્ત્ર મસ્તક પર વીંટીને 'અપવિત્રપણે' તેમજ અતિ લોલુપીપણે ભોજન કરવું નહિ.

અમુક અમુક જગ્યાને વિષે મળમૂત્ર કરવા નહિ તેવું લખાણ છે.

## વિષ્ણુભક્તિ ચંદ્રોદયે

૧, ૬, ૧૦, ૯ સક્રાંતિમાં, ઉપવાસે તથા શ્રાદ્ધે દા-તણ કરવાની બંધી કહેલ છે.

## વીતરાગસ્તવ્ટીકાયામ્

કલ્પવૃક્ષાદિ દેવસહાયથી મનુષ્યોના મનોરથોને પૂરે છે.

## વિચારસારપ્રકરણે.

ઋષભદેવના તીર્થમાં ૧ ભીમાવલી અજિતનાથના તીર્થમાં ૨. જો જિતશત્રુ સુવિધિનાથથી, શાંતિનાથ સુધીમાં અનુક્રમે આઠ થયા છે. ૩. ભદ્ર. ૪. વિશ્વાહલ. ૫. સુપ્રતિષ્ઠ. ૬. અચલ. ૭, પુંડરીક. ૮. અજિતધર, વીરભગવાનને વારે. ૯. અજિતનાથ. ૧૦. પેઢાલ. ૧૧. સત્યકી. એવી રીતે ૧૧

રુદ્રો થયા છે. આ સર્વે અંગવિદ્યાના ધારણ કરનારનારા હતા.

## વિચારશતકે.

જિનમંદિરમાં દર્શન કરતી વખતે પાઘડી તેમજ ટોપી વિગેરે ઉતારે તો અપશુકન કહેલ છે. ઉપાધ્યાયજી સમયસુંદરજીસૂરિ.

## વિચારસંગ્રહ ગ્રંથે.

કુમારપાલ રાજાને બોધ કરનાર હેમચંદ્રાચાર્ય ચોથે માહેંદ્ર દેવલોકે ગયા છે.

કુમારપાલ રાજા કાલધર્મ પામી વ્યંતરદેવતા થયેલ છે.

## વિચારસારગ્રંથે.

તામલીયે છેવટને સમયે જૈનના દયાલુ સાધુઓને ચાલતી વખતે ઇર્યાસમિતિ, શુદ્ધ કરતા જતા દેખીને અનુમોદન કરવાથી ઇશાન ઇંદ્રપણું મેળવ્યું છે.

## વિચારામૃતસંગ્રહે.

રૌદ્રધ્યાનથી મૃત્યુ પામેલો તંદુલ મત્સ્ય હિંસાદિક દુષ્કર્મ વિના પણ અસંખ્ય દુષ્કર્મવડે પરાભવ કરનાર દુરંત-સાતમી નરકે જાય છે.

## વિચારામૃતસંગ્રહ. કુલમંડનસૂરિ.

શ્રાવકને મુખવસ્ત્રિકા વિગેરે રાખવાનું અનેક ઠેકાણે લખેલ છે. વિશેષ જાણવું.

## વિમાનોની સંખ્યા.

બાર દેવલોકથી અનુત્તર વિગેરે સર્વ વિમાનો મળી ૮૪ લાખ, ૯૭ હજાર ૨૩ વિમાનો છે. તે વિમાનો અત્યંત મૃદુ, સુગંધી માખણ જેવા સ્પર્શવાળા, નિત્ય મનોહર, જિન-ભુવનવડે કરી સહિત, શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, ઋદ્ધિ, સિદ્ધિ, કાન્તિ, ગતિ, સ્થિતિ એ દસે ઉત્તરોત્તર મનોહર હોય છે. તે વિમાનોમાં અસંખ્ય દેવો છે.

## ષષ્ટિશતકે

હે મૂઢ ! તું કષ્ટ સહન કરે છે, આત્માને દમે છે, ધર્મને માટે પણ તું પૈસાનો ત્યાગ કરે છે, પરંતુ એક મિથ્યાત્વરૂપી પિશાચને તું ઝેરના લવલેશ માત્રને ત્યાગ કરતો નથી, માટે સંસારસમુદ્રને વિષે તું બૂડી જઇ અનંત સંસાર રઝળીશ.

## શ્રાદ્ધસમાચારી

જ્યાં જિનભુવન હોય, જ્યાં સાધુઓનું આગમન હોય, જ્યાં સ્વામીભાઇઓ વસતા હોય ત્યાં શ્રાવકને રહેવું કલ્પે.

## શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર અર્થદીપિકાયામ્

દસમું દેશાવકાશિક વ્રત પાલવા સંબંધી રાજાના ભંડારી ધનદની કથા છે.

## શ્રાદ્ધવિધૌ

સાધુનું સામૈયું કરવું કહેલ છે. ધર્મઘોષસૂરિના નગર-પ્રવેશ મહોત્સવે શ્રાવકે બોંતેર હજાર ટંક ખર્ચ્યા છે.

વસ્ત્રપાત્ર પ્રમુખ ઉપકરણને ગુરુદ્રવ્ય કહેલ છે.

ચોમાસામાં ખાંડ, ખજુર, દ્રાક્ષ, મેવા. સુકવણી, શાક-ભાજી વિગેરે અભક્ષ્ય કહેલા છે; કારણ કે તેમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે.

મૂળો પંચાંગ ત્યાજય છે.

કૃષ્ણ મહારાજા તથા ચેડા મહારાજાને પોતાના સંતા-નોને પણ પાણીગ્રહણ કરાવવાનો નિયમ હતો.

પ્રથમ પૌષધ લઇ પછી રાઇ પડિકમણું પડિલેહણ કરે, કારણકે દિવસનો ચાર પહોરનો અને રાત્રિનો ચાર પહોરનો પૌષધ કહેલ છે. આવી રીતે લે તો જ ચાર પહોરનો કાળ પૂરો થાય. મોડો લે તો મોડો પારે, સૂર્ય ઉદય અગાઉ પૌષધ લેવો જોઇએ. શ્રાદ્ધવિધૌ

ચોમાસામાં શ્રાવક પણ પૌષધમાં પાટ ઉપર સંથારો કરે. કષ્ઠના આસન, પાટ–પાટલા શ્રાવક પોતાને માટે કરાવી ઉપાશ્રયમાં મૂકે. ઇતિ શ્રાદ્ધવિધૌ વિચારરત્નાકર, આવશ્યક ચૂર્ણૌ દેરાસરજીમાં સારા અજવાળેલા વાસણો ન રાખે તો દોષ લાગે. ઇતિ શ્રાદ્ધવિધૌ.

પરમાત્માની પૂજા, પુરુષો બે વસ્ત્ર પહેરીને અને સ્ત્રીયો ત્રણ વસ્ત્ર પહેરીને કરે. તમામ બાબતથી શુદ્ધ થઇને પૂજા કરે.

ભોજન કરેલ અશુદ્ધ વસ્ત્રથી પણ પૂજા ન થાય.

ઉપવાસાદિક પોરિસી પ્રત્યાખ્યાને દાંતશુદ્ધિ વિના પણ પૂજા થઇ શકે છે.

આઠ પડથી મુખકોશ બાંધ્યા વિના પૂજા ન કરવી.

કોઇક નવ અંગે પૂજા કરતી વખતે પ્રભુને પ્રથમ તિલક કરવાનું કહે છે. જિનપ્રભસૂરિએ કરેલી પૂજાવિધિમાં ૧ જમણે ઢીંચણે, ૨ જમણે ખંભે, ૩ કપાલે, ૪ ડાબે ખંભે, ૫ ડાબે ઢીંચણે એ પાંચ ઠેકાણે વળી અધિક અંગે કરે તો છ અંગે પૂજા કરવાનું કહેલ છે.

શ્રાવકને સાધુ પાસેથી કાગળ પેનસીલ લઈને પોતાના કામમાં કાંઇપણ વપરાય નહિ, વાપરે તો ગુરુદ્રવ્ય ભક્ષણનો દોષ આવે સ્થાપના નોકારવાલીનો, દોષ નથી, કારણ કે ધર્મ-કાર્યોના ઉપયોગમાં આવે છે તેથી, દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધા-રણદ્રવ્ય, શ્રાવકથી ન વપરાય.

શ્રાવકથી દેરાસરની કાંઇ પણ વસ્તુ ન વપરાય. નિરં-તર પર્વદિવસે વાર્ષિક દિવસે કેટલીક ખાદ્ય સારી વસ્તુ દેવ-ગુરુ પાસે ધરીને પછી જ વાપરવી.

જે કોઇ સત્યથી કે અસત્યથી દેવગુરુના સોગન ખાય છે તે બોધિબીજનો ત્યાગ કરી અનંતસંસારી થાય છે.

શ્રાદ્ધવિધિ પંચમ અધ્યાયે

ઈંદ્રમાળનું વર્ણન છે.

ભોજનાદિક કરેલા અપવિત્ર ધોતિયાદિક પહેરી શ્રાવ-કને પૂજાદિક કાર્યો થાય નહિ. તમામ શ્રાદ્ધ વિધો.

શ્રાદ્ધવિધૌ

ગ્લાનની ભક્તિ કરવાથી મહાપુન્ય થાય છે. શ્રાદ્ધવિધૌ.

૩૫ બોલનું વિવરણ શ્રાદ્ધગુણવિવરણ તથા ધર્મબિંદુ વિગેરેમાં છે.

નરકને વિષે ૫ ક્રોડ, ૬૮ લાખ, ૯૯ હજાર, ૫૮૪ રોગો હોય છે અને તે વચલા અપ્રતિષ્ઠાન નરકાવાસને વિષે કહેલા છે.

## શ્રાદ્ધકુલક જિનવલ્લભ સૂરિકૃત

મધ, માખણ, સિંઘોડા, દધિયુક્ત કઠોળ (જેની બેદાલ થતી હોય તે) અનંતકાય, અજાણ્યા ફળ, વેંગણ, પાંચ ઉંદુંબર, તેમજ અભક્ષ્ય પદાર્થોને શ્રાવકો ભક્ષણ કરે નહિ.

## શ્રાદ્ધદિન કૃત્ય બ્રહતવૃત્તૌ

મરૂકની કથા ઉપરોક્ત ગ્રંથમાં છે.

## શ્રાવક કરણિની સજ્જાય

શ્રાવકને ઘીના પેઠે પાણી વાપરવાનું કહેલ છે.

## ષોડશક પ્રકરણે

જિનમંદિર બંધાવવાનો અધિકારી ન્યાય સંપન્ન વૈભવવાળો, સારા આશયવાળો, બુદ્ધિવાળો ગુણી, દેવગુરૂની આજ્ઞા પાળવાવાળો હોય છે. તે સિવાય બીજો નહિ.

## ષોડશ પ્રકરણે હરિભદ્રસૂરિ

પ્રભુને અંજનશલાકા આચાર્ય કરે ઇતિ ષોડશપ્રકરણે હરિભદ્રસૂરિ તથા બીજા પ્રતિષ્ઠા કલ્પોમાં પણ મુખ્યપણે

આચાર્ય કરે; વળી કુલપ્રભસૂરિના શિષ્ય નરેશ્વરસૂરિયે રચેલી સમાચારીમાં તો આચાર્ય કરે તે સૂરિ મંત્રથી કરે. તેના અભાવે ઉપાધ્યાય કરે વર્ધમાન વિદ્યાથી, અને શ્રાવક કરે તે જુદા મંત્રથી કરે, શંકાઃ હીરવિજયસૂરીજીયે શ્રાવક પ્રતિષ્ઠિત બિંબ અપૂજનીક કહેલ છે પણ તેમના ઉપર મુનિનો વાસ-ક્ષેપ નાખવાથી પૂજનીક થાય છે. પ્રતિષ્ઠા કલ્પમાં શ્રાવકનો મંત્ર બતાવ્યો છે.

ત્રિશષ્ટિ શલાકા પુરુષ ચરિત્રમા પણ કપિલ કેવલીયે પ્રતિષ્ઠા કરેલ છે.

## સોમ નીતિ

પોતાનો પુત્ર હોય તો પણ તેને અપરાધ પ્રમાણે દંડ આપવો જોઇયે.

## સપ્તતિ શતક સ્થાનક ગ્રંથે

પ્રતિવાસુદેવની માતા ૧. ગજ, ૨. કુંભ, ૩. વૃષભ, આ ત્રણ સ્વપ્નો દેખે છે, શાન્તિનાથ ચરિત્રે પણ એમ જ કહેલ છે.

હૈમી રામાયણમાં રાવણની માતાએ એક જ સિંહને સ્વપ્નમાં જોયાનો અધિકાર છે.

## સસાત શતક સ્થાનકે

ભગવાન્ આદિનાથજીના વારામાં ૧૨. માસની તપસ્યા

હતી, અજિતનાથજીથી પાર્શ્વનાથજી સુધીમાં ૮ માસની તપસ્યા હતી, મહાવીર સ્વામીના વારામાં ૬ માસની તપસ્યા હતી.

જીર્ણ પત્રાદિકે, વાર્ષિક તપ શ્રી ઋષભદેવથી આરંભીને શીતલનાથ પર્યંત ચાલ્યો હતો, ત્યાર બાદ શીતલનાથજીથી આરંભીને શાન્તિનાથ પર્યંત અષ્ટ માસી તપ ચાલ્યો હતો. ત્યારબાદ શાન્તિનાથજીથી આરંભીને મહાવીર સ્વામી પર્યંત છ માસી તપ ચાલ્યો, શ્રીમન્ હીરસુરીશ્વરજી મહારાજના વારા સુધી છ માસિક તપ ચાલતો હતો તે વખતે છ માસિક તપ શ્રાવિકા ચંપા બાઇયે કર્યો હતો.

જીર્ણ પત્રની પ્રમાણિકતા સેન પ્રશ્નાદિકને વિષે દેખાય છે.

## સહસ્રકૂટ સ્તોત્રે

### સહસ્રકૂટને વિષે રહેલા જિનેશ્વરોની વિગત

પાંચ ભરત, પાંચ ઐરવત ક્ષેત્રને વિષે એક ભરતક્ષેત્રના અતીત અનાગત વર્તમાન કાલને વિષે ઉત્પન્ન થયેલા ત્રણ ચોવિશી એટલે બોંતેર જિનેશ્વર મહારાજાઓ થાય છે.

ત્યારબાદ પાંચ ભરતને વિષે ગણત્રી કરી મેળવાથી ૩૬૦ અરિહંતની પ્રતિમા થાય છે.

તેવી જ રીતે પાંચ ઐરવત ક્ષેત્રની પણ ૩૬૦ પ્રતિમાજી થાય છે. એવી રીતે દસ ક્ષેત્રની પ્રતિમાજીને એકત્ર કરવાથી કુલ ૭૨૦ પ્રતિમાજી થયા ત્યારબાદ ઉત્કૃષ્ટકાળને વિષે પાંચ મહા વિદેહ ક્ષેત્રને વિષે ૧૬૦ તીર્થંકરો થાય તેની ૧૬૦ પ્રતિમાજી

૭૨૦ માં મેળવવાથી ૮૮૦ જિન પ્રતિમાજી થાય છે.

જંબુદ્વીપને વિષે રહેલ ભરત ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયેલા વર્ત્તમાન કાળની ચોવિશીના જિનોનાં પ્રત્યેક પંચ કલ્યાણિક સંબંધિ પાંચ પ્રતિમાજી ગણતાં ૨૪ ને પાંચે ગુણતાં ૧૨૦ પ્રતિમાજી થાય છે. ૮૮૦ માં ૧૨૦ પ્રતિમાજી મેળવતા ૧૦૦૦ પ્રતિમાજી થાય છે. ત્યારબાદ ૨૦ વિહારમાન જિનોની ૨૦ પ્રતિમાજી થાય છે. ત્યારબાદ ઋષભ ચંદ્રાનન વર્ધમાન વારિષેણ આ ચાર શાસ્વતા જિનેશ્વરોની ૪ પ્રતિમાજી થાય છે. એવી રીતે ઉપરની ૨૪ પ્રતિમાજી મેળવતા ૧૦૨૪ પ્રતિમાજી થયા એટલી પ્રતિમાજી સહસ્રકૂટને વિષે હોય છે.

દસ ક્ષેત્ર સંબંધિ ૭૨૦ પ્રતિમાજી. પાંચ મહા વિદેહ સંબંધિ ૧૬૦ પ્રતિમાજી. ભરત ક્ષેત્ર સંબંધિ ૨૪ તીર્થંકરોના પાંચ કલ્યાણિક સંબંધિ ૧૨૦ પ્રતિમાજી.

વીશ વિહરમાનની ૨૦ પ્રતિમાજી ૪ શાશ્વતા જિનની ૪ પ્રતિમાજી એવી રીતે સર્વને મેળવતા સર્વ પ્રતિમાજી ૧૦૨૪ સહસ્રકૂટને વિષે કુલ હોય છે.

**સમ્મતિતર્કે ત્રીજેકાંડે સિદ્ધિસેન દિવાકર સૂરિ**

કાળ સ્વભાવ નિયતિ પૂર્વકર્મ અને પુરૂષાર્થ એ પાંચ સમવાય વડે કરી કાર્ય સિદ્ધ માનવાથી સમ્યકત્વ કહેવાય છે અને તેમાંથી કોઇપણ એક કાર્યવડે સિદ્ધિ માનવાથી એકાંત વડે કરી મિથ્યાત્વ કહેવાય છે,

## સત્તરિસય ઠાણા મધ્યે

પ્રતિવાસુદેવની માતા એક સ્વપ્ન દેખે

## સંબોધ પ્રકરણે

ચૌદસો ચુમાલીશ ગ્રંથના કર્ત્તા ભગવાન શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કહેલું છે કે એકલી સ્ત્રિયોના પાસે સાધુ વ્યાખ્યાન કરે છે, અને જે ગચ્છમાં પુરૂષોના પાસે સાધ્વીયો વ્યાખ્યાન [illegible] કરે. તે ગચ્છની મર્યાદા નાટકીયાના ટોળા જેવી જાણવી. આ ઉપરથી એવુ જણાય છે કે એકલી સ્ત્રિયોની જ સભામાં સાધ્વીયો વ્યાખ્યાન કરે.

## સંબોધ સિત્તરી પ્રકરણ વૃત્તૌ

૧. રાજ કથા ૨. દેશ કથા ૩. સ્ત્રિ કથા ૪. ભકત કથા ૫. મૃદુકારૂણિકી ૬ દર્શન ભેદિની ૭. ચારિત્ર ભેદિની એ સાત કથાઓ કહેલી છે.

## સંબોધ સિત્તર્યામ્

ગમે તે મતાવલંબી હોય પણ રાગદ્વેષના ત્યાગથી જ મુકિત મેળવી શકે છે.

દારૂથી ઉન્મત્ત થયેલા કૃષ્ણના પુત્રોના દોષથી એકસો ને બત્રીશ કુલ કોટી યાદવોનો દ્વારિકામાં દાહ થયો, તેમાં છપન્ન કુલ કોટી યાદવો નગરમાં રહેતા હતા, અને બોંતેર કુલ કોટી યાદવો નગરની બહાર રહેતા હતા. તેઓમાં જેઓએ ચારિત્ર ગૃહણ કરવું કબૂલ કર્યું તેઓને નેમનાથ પ્રભુ

પાસે મુકી બાકીનાઓમાં જેઓ દ્વારિકાથી દુર ગયા હતા. તેમને પણ ખેંચી લાવી અગ્નિમાં હોમ્યા હતા.

### સંબોધસિતર્યામ્

નિર્દયતાવડે કરી લાખ ગર્ભવતી સ્ત્રિના પેટ ચીરે અને તેમાંથી નીકળેલા સાત આઠ માસના તડફડતા ગર્ભને મારી નાંખે તેમાં જેટલું પાપ લાગે તેના કરતા નવગણું પાપ એકવાર સાધુને સ્ત્રિ સેવનથી લાગે. તથા એકવાર સાધ્વીને સેવન કરવાથી તેથી હજારગણું પાપ લાગે છે. તેનું બોધિ બીજ નષ્ટ થાય છે.

મધ, માખણ, માંસ, મદિરામાં તેના વર્ણ જેવા અસંખ્યાતા જીવો ઉત્પન્ન થાય છે.

### સાધુ દિન કૃત્યે

મુનિયો પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ રાખી પોતાનું આવશ્યક કર્મ કરે છે.

### સિદ્ધ પંચાશિકાયામ્

તીર્થંકર એક સમયે ચાર સિદ્ધ થાય છે અને તીર્થંકરી એક સમયે બે સિદ્ધ થાય છે.

ઋષભદેવ સાથે સંથારો કરેલ સાધુઓ અભિચી નક્ષત્રમાંજ સિદ્ધ થયેલ છે. વસુદેવ હિંડોમાં પણ એમજ કહેલ છે.

### સિદ્ધાન્તે

પૃથ્વીકાય, અપકાય, વનસ્પતિકાય, આ ત્રણ બાર દેવ

લોક સુધી તથા સાત નરક પૃથ્વી સુધી છે. સિદ્ધશિલા સુધી પૃથ્વીકાય છે. તેઉકાય, વાઉકાય મનુષ્યક્ષેત્રમાં છે.

દેવલોકની વાવડીયોમાં મત્સ્યાદિ જલચર જીવો નથી ગ્રૈવેયકોને વિષે વાવડી નથી વાવડીના અભાવે જળ નથી.

૫૭ લાખ ૧૪ હજાર ૨૮૫ દેવીયો ઇંદ્રના જન્મમાં ચવી જાય છે. ઇંદ્ર મહારાજને આઠ ઇંદ્રાણિયો હોય છે. તે એકેક ૧૬૦૦૦ રૂપોની વિકુર્વણા કરે છે. કુલ ૧૨૮૦૦૦ એક લાખ અઠાવીશ હજાર દેવીયો ઇંદ્રના અંતઃપુરમાં હોય છે. એવી રીતે ઇંદ્ર મહારાજના વખતમાં દેવીયોના ચ્યવનની સંખ્યા તથા ભોગમાં આવનારી દેવીયોની સંખ્યા કહી.

## સિદ્ધાંત સારે

અતિ લાજ, અતિ ભય, અતિ મૌન, અધોમુખ ઇત્યાદિ લક્ષણો કપટી પુરૂષોના હોય છે.

## શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી ૧૧૭૩, વર્ષે બાર વર્ષના દુષ્કાળ પછી વિચ્છેદ ગયેલી વસ્તુઓ.

૧. કલ્પવૃક્ષની હાનિ, ૨. કામકુંભની હાનિ, ૩. કામધેનુંની હાનિ, ૪. ચિંતામણિરત્નની હાનિ, ૫. સૂર્યકાંત મણિની હાનિ, ૬. ચંદ્રકાંતમણિની હાનિ, ૭. ઉદ્યોતકારી મણિની હાનિ, ૮. વિષાપહાર મણિની હાનિ, ૯. સુપરાકૂમિ મણિની હાનિ, ૧૦. ચિત્રાવેલીની હાનિ, ૧૧. સંરોહિણી ઔષધિનિ હાનિ, ૧૨. અદ્રષ્ટકારી અંજનની હાનિ, ૧૩.

પરકાય પ્રવેશ વિદ્યાની હાનિ ૧૪. ગર્દભીવિદ્યાની હાનિ, ૧૫. તાલોદ્ઘાટિની વિદ્યાની હાનિ, ૧૬. ગોશીર્ષ બાવના ચંદનની હાનિ, ૧૭. નાગદમની ઔષધિની હાનિ, ૧૮. ગરૂડ પક્ષિની હાનિ, ૧૯. ભારંડ પક્ષિની હાનિ, ૨૦. રાજહંસની હાનિ, ૨૧. મોતીચૂગા હંસની હાનિ, ૨૨. ઐરાવત હસ્તિની હાનિ, ૨૩. અષ્ટાપદ ચોપદની હાનિ, ૨૪. વક્રશિક્ષિત ઘોડાની હાનિ, ૨૫. અવસ્વાપિની નિદ્રાની હાનિ, ૨૬. અષ્ટાંગ નિમિત્તની હાનિ, ૨૭. શુદ્ધસ્વપ્નપાઠકની હાનિ, ૨૮. સહસ્રયોધ સુભટની હાનિ, ૨૯. કેસરી સિંહની હાનિ, ૩૦. પંચવર્ણ સુવર્ણની હાનિ, ૩૧. ઉત્તમોત્તમ સુવર્ણની હાનિ, ૩૨. સોનારૂપાના કોટની હાનિ, ૩૩. કિંપાકવૃક્ષની હાનિ, ૩૪. પંચવર્ણ સુગંધિ કમલની હાનિ, ૩૫. શીતલછાયાવાળા વૃક્ષની હાનિ, ૩૬. દ્રષ્ટિ વિષસર્પની હાનિ, ૩૭. વિદ્યાધર ગગન ગમનની હાનિ, ૩૮. સ્ત્રિને સિંહાદિક સ્વપ્ન દેખવાની હાનિ, ૩૯. તાપસને સિદ્ધતપસ્યાની હાનિ, ૪૦. તપને પારણે સૌનૈયાની વૃષ્ટિની હાનિ, ૪૧. સતીસ્ત્રિની હાનિ, ૪૨. બ્રહ્મચારીને અગ્નિ જળ ન થાય તે હાનિ, ૪૩. સાક્ષાત્ દેવદર્શન થાય તે હાનિ, ૪૪. અંગધન કુલના સર્પની હાનિ, ૪૫. કુત્રિકાપણુ ( દેવદુકાનની ) હાનિ, ૪૬. કોટીધ્વજ કોટ્યાધિપતિની હાનિ, ૪૭. અર્ધ ચંદ્રબાણુની હાનિ, ૪૮. અંગધન કુકુંટ સર્પની હાનિ, ૪૯. એકલ વિહારી સાધુની

હાનિ, ૫૦ સંમૂચ્છિંમ અશ્વગજની હાનિ, ૫૧ કાષ્ટમાં પક્ષકારક કીલિકાની હાનિ, પર સુવર્ણ પુરૂષની હાનિ, ૫૩. રસકુપિકાની હાનિ, ૫૪. રસ સિદ્ધિકારક ઔષધિની હાનિ, ૫૫. બોંતેર કલા શીખવાની હાનિ, ૫૬. રૂપ પલટાવા વિદ્યાની હાનિ, ૫૭. સ્વયંવર મંડપની હાનિ, ૫૮. રાજાને હજાર રાણી હાનિ, ૫૯. પદ્મિણી સ્ત્રીની હાનિ, ૬૦. પ્રાયઃ સાધુને અંતઃપુરમાં પ્રવેશકરવાની હાનિ, ૬૧. સાધુને વનવાસ વસવાનિ હાનિ, ૬૨. ઉત્તમ સાચ્ચા સ્વપ્નની હાનિ, ૬૩. તપસ્વીને લબ્ધિની હાનિ, ૬૪. રાક્ષસી મનુષ્યની હાનિ, ૬૫. સારા સાર્થવાહની હાનિ.

## સિંહ કેસરીયા લાડુ સ્વરૂપ

૬૪ પ્રકારના કુસુમના રસ, ૮૪ પ્રકારના રાજ દ્રવ્યો ૧૬ પ્રકારના સુગંધિ વાસ પદાર્થો, આ સર્વેને એકત્ર કરવાથી સિંહ કેસેરીયા લાડુ બને છે.

## સુપાર્શ્વનાથના મસ્તકે ફણ સંબંધિ

સુપાર્શ્વનાથ મહારાજના મસ્તક ઉપર પાંચ ફણા દેખાય છે. તેનું કારણ એ છે કે સુપાર્શ્વનાથ મહારાજ જ્યારે વડલા હેઠે કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા, ત્યારે વંદન કરવા માટે આવેલા ધરણેંદ્રે ભગવાનના મસ્તકના ઉપર ચકલાની ચરક પડતી દેખીને તેની રક્ષા કરવા માટે પાંચ આંગળીયો વાળો પોતાનો હાથ ભગવાનના મસ્તક ઉપર ધારણ કર્યો તેથી પાંચ

ફણા દેખાય છે લોકોએ પણ તેમજ દેખવાથી પાંચ ફણા ભગવાનના મસ્ત ઉપર કરાવી છે. ઇતિ વિચારસારે તથા સેન પ્રશ્નાદિકે તેમજ વસુદેવ હિંડૌ દ્વિતીય ખંડે, સુપાર્શ્વનાથ મહારાજા માતાના ગર્ભમાં આવ્યા પછી સુતા છતા. પાંચ ફણા તથા સાત ફણા દેખવાથી ઇંદ્ર મહારાજાએ સમવસરણમાં ભગવાનના મસ્તક ઉપર ફણો કરેલ છે. ઇતિ પદ્માનંદ કાવ્યે.

## સીમંધર સ્વામી સંબંધિ

સીમંધરસ્વામીનો જન્મ કુંથુનાથ અને અરનાથ વચ્ચે થયો છે, આવતી ચોવિશીના સાતમાં ઉદયનાથ તીર્થંકરને વારે મોક્ષે જશે ૮૪ લાખ પૂર્વનું આંતરૂ

## સુભાષિતરત્ન સંદોહે.

પ્રાણનો નાશ કરવામાં સમર્થ વિષનું ભક્ષણ કરવું સારૂ, હિંસક પ્રાણિઓ વાસ કરતા હોય તેવા વનમાં વાસ કરવો સારો, પરંતુ મિથ્યાત્વ યુક્ત મનુષ્યને આ દુનિયામાં જીવવુ સારૂ નથી, કારણકે ઉપલા સર્વે એક ભવમાં મારે છે, પરંતુ મિથ્યાત્વતો ભવો ભવમાં દારૂણ દુઃખ આપી મારનાર થાય છે,

## સુક્તા વક્ષ્યામ્

૧ શંખ, ધનુષ્ય, મણિ, લક્ષ્મી, એ ચાર કૃષ્ણે રાખ્યા, ૨ વિષ, ચંદ્ર એ બે મહાદેવને આપ્યા, ૩ સાતમુખો અશ્વરત્ન સૂર્યને આપ્યો, ૪ ધન્વંતરી વૈદ્ય સંસારમાં પ્રવર્ત્તાવ્યો, ૫ અમૃતરત્ન દેવતાને આપ્યું, ૬ સુરાપાન દાનવોને આપ્યું,

૭ ગજ, કલ્પવૃક્ષ, અપ્સરા, કામધેનું એ ચાર ઇંદ્રને આપ્યા.

સુક્તાવલી પ્રતમાં પાના ૧૩૯ માં ત્રિપુરારી દૈત્યની કથામાં સમુદ્રને કૃષ્ણે મંથન કરવાથી ૧૪ રત્નો પ્રગટ કર્યાં તે ઉપર પ્રમાણે વહેંચી આપ્યા.

## હિતશિક્ષા રાસે

શુક્ર, છીંક, મળ મૂત્ર, આચારે સમકાળે થાય ત્યારે જાણવું કે આયુષ્ય અલ્પ છે. વરસાદનો ગર્જારવ કાને સંભળાય નહિ, વીજળીનો ચમકારો દેખાય નહિ ત્યારે આયુષ્ય અલ્પ છે એમ જાણવું. મૂત્રની ધારાને પાછી ખેંચ્યા છતાં પણ રોકી શકાય નહિ, ત્યારે આયુષ્ય અલ્પ છે એમ જાણવું.

૩૬ પ્રકારના કરિયાણા કહેલા છે.

તેરાપંથી પંથ ઢુંઢીયામાંથી નીકળેલ છે.

પ્રાતઃકાળને વિષે બે અંગુઠા સિવાય બન્ને હાથના ૨૪ ખાના દેખવાથી ૨૪ તીર્થંકરો થાય છે તેથી ૨૪ તીર્થંકરોના મુખો જોવાય છે.

પ્રાતઃકાળે બન્ને હાથોને પહોળા કરી જોડમાં રાખી બન્ને હાથની આયુષ્યની રેખા જયોઇંટ કરી જોવાથી સિદ્ધશિલ્લાના જેવો આકાર થાય છે તેમ કરી નમસ્કાર કરવાથી તે સિદ્ધશિલ્લા ઉપર રહેલ અનંતા સિદ્ધોને પ્રાતઃકાળે નમસ્કાર કરી શકાય છે.

## હુંડીપત્ર પ્રશ્ન

ચોમાસામાં પાટપાટલા નહિ વાપરનારને પાસત્થો કહેલ છે. ઇતિ હુંડીપત્ર રૂપ પ્રશ્નરૂપ ગ્રંથમાં.

## ક્ષેત્ર વિચાર

૩૨ વિજયોમાં ગંગા સિંધુ નદીયો કુટોથી નીકળે છે.

## ક્ષેત્રસમાસે

ચક્રવર્ત્તિ તમિસ્રા ગુફામાં પ્રવેશ કરતો અને ખંડ પ્રપાતા ગુફામાં થઇને આવતો ઉત્સેધ આંગુલે યોજન યોજન પ્રમાણે ૪૯-૪૯ માંડલા કરે.

## જ્ઞાનાર્ણવે

અહિંસા તે જગતની માતા છે, અહિંસા તે આનંદની પદ્ધત્તિ છે, અહિંસા તે જ ઉત્તમ ગતિ છે, અહિંસા તે જ શાશ્વતી લક્ષ્મી છે.

## જ્ઞાનદીપિકાયામ્

આઠ રૂચક પ્રદેશને કર્મબંધ લાગે નહિ.

ભરતે વિલાપ કરવા માંડ્યો. તેના અગાઉ બાહુબળજીયે દિક્ષા લીધી હતી.

પ્રગર અથવા પગર શબ્દનો અર્થ પ્રકીર્ણ એટલે પુલ વિખેરવા થાય છે.

છઠ્ઠી-સાતમી નરકના વચલા પાથડામાં વસનારા નારકીના જીવોને ( ૫-૬૮-૯૯-૫૮૪ ) રોગો સદા હોય છે. બીજા નારકીના યથાયોગ્ય હોય.

શત્રુંજયને વિષે વીશ કોટી મુનિયો સાથે પાંચે પાંડવો મોક્ષમાં ગયા કહેલા છે તે કોટી સો લાખે એક કોટી જાણવી. નતુ વીશ રૂપા.

ગુરૂની થુભ કરવાના દસ્ક તો બહુ ગ્રંથોમાં છે. મથુરામાં પર૭ ની પાદુકા છે. અષ્ટાપદને વિષે પણ છે.

તિર્યંચો ગુરૂ સમક્ષ પ્રાયશ્ચિત્ત લીધા વિના શુદ્ધ છે, પણ મનુષ્ય નહિં' કારણ કે સામગ્રી છતાં પ્રાયશ્ચિત્ત ન લે તે ઠીક નહિ. માટે ગુરૂ સમક્ષ પ્રાયશ્ચિત્ત લે તો જ મનુષ્ય શુદ્ધ ગણાય.

મનુષ્યના સાંસમાં બહાર નિગોદીયા જીવો ઉપજે છે, તથા બેઇંદ્રિય જીવ તથા સંમૂર્ચ્છિમ મનુષ્ય ઉપજે છે.

અનંતા નિગોદીયા જીવ સાંસને વિષે ઉપજે છે.

મધ, માખણ, મદિરાને વિષે બેઇંદ્રિય જીવો ઉપજે છે.

જમાલી મહાવીરનો ભાણેજ હતો, અને તેને પ્રિયદર્શના વિગેરે આઠ સ્રીયો હતી.

વાસુદેવ પ્રતિ વાસુદેવ સાધે છે. તે ગંગા નદી ઉતરીને દેવની સહાયથી સાધે છે.

ચોમાસામાં વિજયાદશમી સુધી ખાંડ ન વપરાય તે વાત પરંપરાથી ચાલી આવે છે.

ક્રિયાવાદી સમકિત દ્રષ્ટિ તથા મિથ્યા દ્રષ્ટિ બન્ને દ્રષ્ટિવાળા હોય છે.

હિંગલોક સચિત્ત ગણાય પણ વાટેલો લેવાનો વહેવાર છે.

ભરત ચક્રવર્તિના પોતાના જ સવાક્રોડ પુત્રો હતા.

દ્વારકામાં સાડા ત્રણ ક્રોડ પુત્રો જાદવ વંશના જાણવા. પણ એકલા કૃષ્ણાના નહિ.

તીર્થંકરના સમવસરણમાં બળી રાંધેલી જ જાણવી.

સાધુઓ લુગડાને ત્રણથી વધારે થીગડા આપે તો પ્રાયશ્ચિત્ત આવે.

બ્રહ્મદત્તચક્રવર્તિ અંધ છતાં રાત્રિયે ૧ લાખ ૯૨ હજાર રૂપોને વિકુર્વણા કરતો અને તે તેવાજ થતા હતા.

સંકટમાં પડેલી સતીસ્ત્રિનું કોઇ બળાત્કારે શીયલ ખંડન કરે તો દ્રવ્યથી સતીપણું જાય પણ ભાવથી ન જાય તેમ કોઇક આચાર્ય કહે છે.

શિષ્ય ચારિત્ર ન પાળે, અને ગુરૂ જાણતાં છતાં મોહે કરીને તેને હિત શિક્ષા ન કરે અકાર્યથી વારે નહિ તો જ ગુરૂને દોષ લાગે. અન્યથા નહિ.

કટાસણા ઉપર બેશીને પ્રતિક્રમણ થાય નહિ પરંતુ વંદિતુ કહેતી વખતે કટાસણા ઉપર બેસાય.

જેને નાત બહાર મુકેલ હોય તેને ઘરેથી. તથા પ્રકારના કારણ વિના વહોરવું ન કલ્પે. કારણકે તેમ કરવાથી લોક વિરૂદ્ધ મહા અપવાદ આવે.

પહોર દિવસે પૌષધ લેવો કલ્પે નહિ તેવી પરંપરા છે.

માટે પૌષધ વહેલો લેવો વિલંબ કરવો નહિ.

જિન ઘરના પૂજારી પાસે ઘરનું કામ કરાવવુ કલ્પે નહિ.

અગ્યારમે અને બારમે ગુણસ્થાને ક્ષાયક સમકિત હોય.

નેમનાથ મહારાજથી આઠ હજાર વર્ષે રત્ન શ્રાવક થયો છે. તેણે અંબાદેવીની સહાયથી નેમનાથ મહારાજનું બિંબ ભરાવેલ છે.

લવણ સમુદ્ર કાલોદધિ સમુદ્ર સ્વયંભુ રમણ સમુદ્રમાં મત્સ્યો તથા કચ્છપો ઘણા હોય છે. બાકીનામાં થોડા હોય છે. અને નાના હોય છે.

સુપાર્શ્વનાથને ૧-૫-૯. ફણા હોય છે.

મિથ્યાત્વ ૫-૧૦-૬-૪ પ્રકારના કહેલા છે.

નારકી તથા દેવતાને ૧૧ યોગો કહેલા છે.

શ્રાવક સંથારો કરે ત્યારે સર્વથા પાંચ વ્રતો આદરે.

શ્રોતેંદ્રિ અને ચક્ષુઇંદ્રિકામી છે, સ્પર્શરસ ઘ્રાણ ભોગી છે.

નિત્ય અનુષ્ઠાન તે ચરણ કહેવાય અને પ્રયોજન આવતા કરાય. તે કરણ કહેવાય.

શત્રુઘ્ને સાધુઓને નિમંત્રણા કર્યા છતાં વહોરેલ નથી. તેનું કારણ એ છે કે સાધુઓને રાજપિંડ કલ્પે નહિ.

ભાષાંતર ૮ મે સર્ગે

## શત્રુંજય મહાતીર્થ કલ્પે

નેમનાથ મહારાજની આજ્ઞાને લઈ શ્રી સિદ્ધાચળજી

યાત્રા કરવા આવેલા. નંદીષેણ નામના ગણધર મહારાજે અજિતશાન્તિ સ્તવ કરેલ છે.

**શત્રુંજય મહાત્મ્યે**

અષ્ટાપદ પર્વતે પ્રતિષ્ઠા ઋષભદેવના શિષ્યે કરેલ છે. તેમ શત્રુંજય મહાત્મ્યે કહેલ છે.

જે બોધિ બીજ કોટી ભવે પણ પ્રાપ્ત થવું દુર્લભ છે. તે બોધિબીજ સિદ્ધાચળ ઉપર ભગવાનના ધ્યાન કરવાથી પ્રાપ્ત થાય છે. શત્રુંજય મહાત્મ્યે.

ભગવાન આદિનાથજી પછી ૫૦ લાખ કોટી સાગરોપમના સમયમાં ૨૫ લાખ કોટી ઇંદ્રો થયા છે.

ભરત મહારાજાને ઇંદ્ર મહારાજાયે કહ્યું કે, મારૂદેવી સ્વામિ નીથી પુંડરીક ગણધર મહારાજા સુધી. મુક્તિ ગયેલાના શરીરો મેં ક્ષીરસમુદ્રમાં નાખેલા છે. હવેથી અગ્નિ સંસ્કાર હો.

અજારા પાર્શ્વનાથજીનું વૃત્તાંત વિસ્તારથી કહેલ છે.

ઇંદ્રજિત તથા મેઘનાદ, રાવણ પુત્રો મોક્ષે ગયા છે.

**શત્રુંજય મહાત્મ્યે ધનેશ્વરસૂરિ.**

જિન બિંબો સિદ્ધસ્વરૂપી છે. માટે ગૃહસ્થાવસ્થાને વિષે, જિનેશ્વર મહારાજ ધૂપ, દીપ, ફુલ વિગેરેથી પરમાત્માનું પૂજન કરે છે. જુઓ.

**स्वामी ततश्चसुस्नातो, दिव्या भरण वस्त्रभृत् ।**
**संपूज्य गृहचैत्यांत, बिंबानि श्रीमदर्हताम् ॥ १ ॥**

ભાવાર્થ—ત્યારબાદ સ્વામીયે સારે પ્રકારે સ્નાન કરી દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરી ઘર દેરાસરજીને વિષે રહેલા શ્રીમાન્ અરિહંત મહારાજાના બિંબોનું અર્ચન (પૂજન) કર્યું વિગેરે લખાણ છે.

## શત્રુંજય મહાત્મ્યે, આઠમે સ્વર્ગે

ગૃહસ્થાવસ્થામાં પણ તીર્થંકર મહારાજા જિનેશ્વરની પ્રતિમાનું પૂજન ધૂપ દીપાદિક વડે કરીને કરે છે. કારણકે સિદ્ધની આકૃતિ છે માટે.

એવો અધિકાર શ્રી ધનેશ્વરસૂરિ મહારાજાયે શ્રી શત્રુંજય મહાત્મ્યને વિષે આઠમા સર્ગમાં અજિતનાથ સ્વામીના અધિકારને વિષે કહેલ છે.

તીર્થંકરો ગૃહસ્થાવસ્થામાં હોય છે. ત્યારે ધૂપ દીપ પુષ્પો વિગેરેથી જિન પૂજન કરે છે.

અચિરા માતાયે પ્રથમ ચૌદ સ્વપ્નો ઝાંખા જોવાથી ચક્રવર્ત્તિ અને ફરીથી ઉજ્વલ ચૌદ સ્વપ્નો જોવાથી, તીર્થંકર આમ એક ભવમાં બે પદવી પામનારા શાન્તિનાથ મહારાજને જન્મ આપ્યો.

## ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રે

પ્રથમની પોરિસિમાં તીર્થંકર મહારાજની દેશના થયા પછી. પ્રભુના પાદ પીઠ ઉપર બેશીને, શ્રી ગણધર મહારાજા પણ બીજી પોરિસિમાં પ્રથમની માફક જ બેઠેલી બાર પર્ષ-

દાની સમક્ષ પ્રભુના જેવીજ લીલાથી, વૈરાગ્ય આદિ રસને ઝરતી ધર્મ દેશના કરે. ઇતિશ્રી હેમચન્દ્રાચાર્યઃ

બાર ચક્રવર્ત્તિઓ પૈકી પહેલા ભરત ચક્રવર્ત્તિ, પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના સમયમાં થયા. બીજા સગર ચક્રવર્ત્તિ શ્રી અજિતનાથ સ્વામીના સમયમાં થયા. ત્રીજા મઘવા ચક્રવર્ત્તિ અને ચોથા સનત્કુમાર ચક્રવર્ત્તિ પંદરમાં શ્રી ધર્મનાથ મહારાજા અને સોલમાં શ્રી શાન્તિનાથ મહારાજાના અંતર સમયમાં થયા. પાંચમાં છઠ્ઠા અને સાતમા ચક્રવર્ત્તિ સોલમા સત્તરમા અને અઢારમાં શ્રી તીર્થંકર દેવોજ. થયા અર્થાત્ સોલમા શ્રી શાન્તિનાથ સત્તરમાં શ્રી કુંથુ· નાથ અઢારમાં, શ્રી અરનાથ પાંચમા છઠ્ઠા અને સાતમા ચક્રવર્ત્તિ થયા. આઠમા ચક્રવર્ત્તિ શ્રી અરનાથ તથા મલ્લિનાથ સ્વામીના આંતર સમયમાં થયા, નવમા શ્રી પદ્મચક્રવર્ત્તિ અને દસમા શ્રી હરિષેણ ચક્રવર્ત્તિ, વીશમા મુનિ સુવ્રતસ્વામી અને એકવીશમા નમિનાથ મહારાજના આંતર સમયમાં થયા છે, અગ્યારમા જય નામના ચક્રવર્ત્તિ, શ્રી નમિનાથજી તથા નેમનાથજીના આંતર સમયમાં થયેલ છે. અને બારમા બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિ બાવીશમા નેમનાથ સ્વામી તથા ત્રેવીશમા પાર્શ્વનાથ સ્વામીના આંતર સમયમાં થયેલ છે.

આ બાર ચક્રવર્ત્તિઓ પૈકી ત્રીજા મઘવા નામના અને

ચોથા સનત્કુમાર નામના ચક્રવર્ત્તિ મહાપુરૂષો ષટ ખંડના સામ્રાજયનો ત્યાગ કરી,ચારિત્રનું પાલન કરી, ત્રીજા દેવલોકમાં ગયા. આઠમા સુભૂમ ચક્રવર્તિ અને બારમા બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિ જીંદગી પર્યંત રાજયમાં જ આસક્ત રહી રૌદ્રધ્યાનના પ્રતાપે સાતમી નરકે ગયા.

અને બાકીના આઠ ચક્રવર્ત્તિયો શુદ્ધ પરમ સંયમ પાળી, કેવલજ્ઞાન ઉપાર્જન કરી, સિદ્ધિપદને પામેલા છે.

નવ વાસુદેવો પૈકી પહેલા ત્રિપૃષ્ટ નામના વાસુદેવ અગીયારમાં તીર્થંકર શ્રી શ્રેયાંસનાથના સમયમાં થયેલ છે. બીજા દ્વિપૃષ્ટ નામના વાસુદેવ બારમા તીર્થંકર વાસુપૂજય સ્વામીના સમયમાં થયેલ છે. ત્રીજા સ્વયંભૂ નામના વાસુદેવ, તેરમાં શ્રી વિમલનાથ સ્વામીના સમયમાં થયેલ છે. ચોથા પુરૂષોતમ નામના વાસુદેવ, ચોદમાં તીર્થંકર શ્રી અનંતનાથના સમયમાં થયેલ છે. પાંચમાં પુરૂષ સિંહ નામના વાસુદેવ, પંદરમા તીર્થંકર શ્રી ધર્મનાથજીના સમયમાં થયેલ છે. છઠ્ઠા પુરૂષ પુંડરીક નામના વાસુદેવ અને સાતમા શ્રીદત્ત નામના વાસુદેવ શ્રી અરનાથ મહારાજા તથા શ્રી મલ્લિનાથ મહારાજાના આંતર સમયમાં થયેલ છે. આઠમા લક્ષ્મણ નામના વાસુદેવ શ્રી મુનિસુવ્રતસ્વામી તથા નમિનાથ સ્વામીના આંતર સમયમાં થયા છે. નવમા શ્રી કૃષ્ણ વાસુદેવ નેમનાથ સ્વામીના સમયમાં થયા છે.

આ નવ વાસુદેવમાં આઠમા લક્ષ્મણ કાશ્યપ ગોત્રના અને બાકીના આઠ વાસુદેવો ગૌતમ ગોત્રમાં થયા છે.

પહેલા ત્રિપૃષ્ટ વાસુદેવ સાતમી નરકે ગયેલ છે. બીજા દ્વિપૃષ્ટ નામના ત્રીજા સ્વયંભૂ નામના ચોથા પુરૂષોત્તમ નામના પાંચમાં પુરૂષ સિંહ નામના છઠ્ઠા શ્રી પુરૂષ પુંડરીક નામના આ પાંચે વાસુદેવો છઠ્ઠી નરકે ગયા છે.

સાતમા શ્રીદત્ત નામના વાસુદેવ પાંચમી નરકે ગયા છે.

આઠમા લક્ષ્મણ વાસુદેવ ચોથી નરકે ગયેલ છે.

નવમા કૃષ્ણ વાસુદેવ ત્રીજે નરકે ગયા છે.

આ નવ વાસુદેવના મોટા ભાઈયો જ નવ બલદેવ થયા તેઓમાં પ્રથમ બલદેવનું નામ શ્રી બલ, બીજાનું નામ શ્રી વિજય, ત્રીજાનું નામ શ્રીભદ્ર, ચોથાનું નામ શ્રીસુપ્રભ, પાંચ-માંનું નામ શ્રીસુદર્શન, છઠ્ઠાનું નામ શ્રી આનંદ, સાતમાનું નામ શ્રી નંદન, આઠમાનું નામ શ્રી પદ્મ, ( રામચંદ્ર ) નવમાનું નામ શ્રી રામ, ( બલદેવ ) એ નવે બલદેવો વાસુ-દેવોના વડીલ બંધુઓ તેજ સમયે હતા.

આ નવ બલદેવ પૈકી નવમા રામ નામના બલદેવ પાંચમે દેવ લોકે ગયા છે. અને બાકીના આઠે બલદેવો શુદ્ધ સંયમ પાળી કેવળી થઇ મોક્ષે ગયા છે. ઇતિ કાલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય

વાસુદેવ અને પ્રતિ વાસુદેવનો વર્ણ શ્યામ હોય છે.

અને બળદેવનો વર્ણ ધોળો હોય છે.

રાવણ અને લક્ષ્મણ બન્ને તીર્થંકર પદ પામી ચૌદમે ભવે મોક્ષે જશે.

બીજા દેવલોકનો વાસી લલિતાંગ દેવસ્વયં પ્રભાનો સ્વામી ઋષભદેવનો જીવ તીર્થમાં જતો ચવી ગયેલ છે. પર્વ પહેલું છઠ્ઠો ભવ

કોળાના ફળને આંગળીયે કરી દેખાડવાથી ફાટી જાય છે. એવીરીતે ઉપરોક્ત ચરિત્રે શાન્તિનાથ ચરિત્રે દમિતારિ પ્રતિ વાસુદેવની માતાયે કોળાનું ફળ આંગળીયે કરી દેખાડવાથી ફાટી ગયેલ છે. ઈતિ શાન્તિનાથ ચરિત્રે કુરૂચંદ્ર અધિકારે

## આદિશ્વર ચરિત્રે તથા મલ્લિનાથ ચરિત્રે

તીર્થંકરના જન્મ મહોત્સવાદિક કરવા માટે અઢીદ્વીપની બાહિર રહેલ અસંખ્યાતા સૂર્ય ચંદ્રો આવે છે. એવું શ્રીહેમચંદ્રાચાર્યકૃત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રાંતર્ગત શ્રી આદિશ્વર ચરિત્રે દ્વિતીય સર્ગે શ્રી આદિશ્વર જન્માધિકારે તેમજ વિનયચંદ્ર સૂરિકૃત શ્રી મલ્લિનાથજી ચતુર્થ સર્ગે કહેલું છે.

## હેમચંદ્રાચાર્ય વિરચિત ઋષભદેવ ચરિત્રે

તીર્થંકરના જન્માદિકના સમયે ઈંદ્રના આસનો પર્વતના શિખરોના સમાન અચલ છતાં પણ કંપાયમાન થાય છે.

બીજે સર્ગે ભગવાનના જન્મા ધિકારે

ત્રિશષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રે હેમચન્દ્રાચાર્ય.

બાર પ્રહર અતિક્રાંત થયા પછીનું દંહી અભક્ષ્ય થાય છે.

યોગ શાસ્ત્રના ત્રીજા પ્રકાશમાં પણ કહ્યું છે કે– કાચા ગોરસ સાથે મળેલુ દ્વિદલ (વિદલ) વાશી ભાત અન્નાદિ–ખરાબ કુત્સિત સડી પડી ગએલું અન્ન અને બે દિવસ વ્યતીત થયેલુ અન્ન ત્યાગ કરવું.

દસવૈકાલિક સૂત્ર વૃત્તિમાં પણ કહેલ છે કે બે દિવસ ઉપરાંતના કાચા દંહીને વિષે મગ અડદાદિક કઠોળ પદાર્થ તેની દાળ અને તેનો લોટ વિગેરે પડે તો તેમાં જીવોની ઉત્પત્તિ થઇ જાય છે.

કાચા ગોરસાદિ સાથે દ્વિદલ સંયોગ પામી તેને વિષે સૂક્ષ્મ ત્રસનામકર્મ ઉદયવર્તિ બેઇંદ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે.

શ્રાદ્ધ વિધિને વિષે પણ કહ્યું છે કે–

કાચાદંહી આદિના સાથે દ્વિદલ મળવાથી નિગોદીયા જીવો તથા સૂક્ષ્મ પંચેંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે.

સંસક્ત નિર્યુક્તિને વિષે પણ કહેલ છે કે–

સર્વે દિવસોને વિષે તેમજ સર્વ કાળને વિષે સમગ્ર કાચા ગોરસાદિકના સાથે દ્વિદલ કઠોળ મળવાથી નિગોદીયા જીવો તથા પંચેંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે, માટે કાચા દુધ, દંહી, છાશના સાથે કદાપિકાલે કઠોળ નાખી ખાવુ નહિ, અન્ય દર્શનિયોના પુરાણાદિકને વિષે પણ કહેલ છે કે અડદ,

મગ આદિ કઠોળ પદાર્થના સાથે કાચા દંહી આદિના સાથે ભક્ષણ કરવાથી સર્વદા નિશ્ચય માંસ તુલ્ય તે ભોજન થાય છે. માટે ઉત્તમ જીવોયે સમજીને તે છોડી દેવુ યોગ્ય છે.

## અજિતનાથ ચરિત્રે

સગર ચક્રવર્ત્તિંના ૬૦ હજાર પુત્રો ૧૨ મે દેવલોકે ગયેલ છે, સર્વે એકાવતારી છે.

તીર્થંકર મહારાજા ગૃહસ્થાવસ્થામાં પણ બીજાના દિક્ષા મહોત્સવને કરે છે કારણ કે શ્રી અજિતનાથ મહારાજાએ પોતાના પિતાશ્રી શ્રી જિતશત્રુ રાજાનો દિક્ષા મહોત્સવ કરેલ છે. ઇતિ શ્રી હેમચંદ્રાચાર્ય.

## વાસુપૂજ્ય ચરિત્રે

વાસુપૂજ્ય ચરિત્રમાં બત્રીશ ઇંદ્રોયે પ્રભુને મેરૂ પર્વત ઉપર સ્નાત્ર કરાવ્યુ છે એમ કહ્યું છે તે સત્ય છે કારણ કે તે વાત સમવાયંગ સૂત્રમાં છે. એટલે અલ્પ ઋદ્ધિવાળા વ્યંતરોનો સ્વીકાર કરેલો નથી. વળી શાન્તિનાથ ચરિત્રમાં પણ પ્રભુના નિર્વાણ સમયે પણ બત્રીશ ઇંદ્રોનું જ કથન કરવામાં આવેલ છે. ઇતિ સમવાયંગ સૂત્રે તથા વાસુપૂજ્ય ચરિત્રે

## શાન્તિનાથ ચરિત્રે

એક ભવમાં ચક્રવર્ત્તિ તથા તીર્થંકર બન્ને પદને પામનાર માગધાદિક તીર્થ સાધવાને માટે અઠમ કરે નહિ. તીર્થંકર પદ છે, તે કારણથી.

અરિહંત સિવાય પણ કોઇક મનુષ્ય અવધિજ્ઞાનસહિત અવતરે છે. શાન્તિનાથનો જીવ આઠમાં ભવમાં જ્યારે વજ્રાયુધ નામે ચક્રવર્ત્તિ થઇને અવતર્યો હતો, ત્યારે તે અવધિજ્ઞાન સાથે જ જન્મ્યો હતો. તેવું તેમના ચરિત્ર વિગેરેનું અવલોકન કરવાથી જણાય છે માટે એમાં કાંઇ શંકા કરવા જેવું નથી.

તીર્થંકર મહારાજા માતાના ગર્ભમાં ત્રણ જ્ઞાન સહિત ઉત્પન્ન થાય છે. તીર્થંકર વિના પણ કેટલાયેક મનુષ્યોને પૂર્વ ભવમાં અવધિજ્ઞાન હોવાથી કેટલાયેકનવ અવતાર થાય છે. જેમકે શાન્તિનાથનો જીવ આઠમેં ભવે વજ્રાયુધ નામનો ચક્રવર્ત્તિ થયો, તે અવધિજ્ઞાન સહિત થયો હતો, દસમેં ભવે પણ મેઘરથ રાજાને અવાધજ્ઞાન હતું.

સામાન્ય ચક્રવર્ત્તિયોના પેઠે તીર્થંકર ચક્રવર્ત્તિયો માગધાદિક દેવોને સાધવા અઠ્ઠમની તપસ્યા કરે નહિ.

## અજિતપ્રભ રચિત શાન્તિનાથ ચરિત્રે

ભગવાન એક પહોર દેશના આપી વિશ્રાંતિ લેવા માટે દેવચ્છંદમાં જાય છે. તે સુવર્ણના બીજા પ્રકારમાં હોય છે.

## નેમનાથ ચરિત્રે તથા પાંડવ ચરિત્રે

લક્ષ્મણ, રાવણ, જરાસિંધુ ૪. થી નરકે ગયા. કૃષ્ણ ત્રીજી નરકે ગયા. વસુદેવ, દેવલોકે ગયેલ છે. જટાયુ પક્ષી ૪ થે દેવલોકે ગયેલ છે.

## પાર્શ્વનાથ ચરિત્રે

સ્વપ્ન પાઠકના પેઠે દેવતાઓ પણ આવીને સ્વપ્નોના ફળોને કહે છે. વામા રાણીયે સ્વપ્નો દેખવાથી ઈંદ્રો હર્ષને ધારણ કરતા આવીને સ્વપ્નોનું વ્યાખ્યાન કરી ગયા છે.

## વીર ચરિત્રે

કુમારપાલના દિગવિજયનું પ્રમાણ પૂર્વમાં ગંગા સુધી, દક્ષિણમાં વિંધ્યાચલ પર્વત સુધી, પશ્ચિમમાં સિંધુ નદી સુધી, ઉત્તરમાં કુરૂદેશ સુધી, કુમારપાલે પોતાની આજ્ઞા પ્રવર્તાવી હતી.

ગુરૂઓ ચાર પ્રકારના કહેલા છે. ૧. સમ્યકત્વગુરૂ ૨. દિક્ષા ગુરૂ ૩. ઉપસ્થાપના ( વડીદિક્ષા ) ગુરૂ ૪. શ્રુતગુરૂ.

મહાવીર સ્વામીનો જીવ એકવીશમેં ભવે મનુષ્ય હતો અને બાવીશમેં ભવે ચક્રવર્ત્તિ થયેલ છે. તે દેવભદ્રકૃત વીર ચરિત્રમાં આશ્ચર્ય ગણેલ છે.

## પ્રાકૃત વીર ચરિત્રે

સુર નર તિર્યંચ એવા દરેક પાંચ પાંચ ભવો કરી બોધિ બીજને પામી જમાલી મોક્ષે જશે.

## માગધી પઉમ ચરિયે

સમગ્ર તીર્થંકર મહારાજના માતા પિતા નગરી, નક્ષત્ર, નિર્વાણગમન સ્થાન વિગેરે માટે છાપેલી પ્રતે પત્ર ૯૭ મેંથી ગાથા ૨૭ થી ૬૦ સુધી જુઓ.

જે જે ચક્રવર્ત્તિંયો જિનેશ્વર મહારાજને આંતરે થયા છે, તેનો સંબંધ છાપેલી પ્રતે પત્ર ૧૦૦ મે ગાથા ૧૦૫ થી ૧૧૩ જુઓ.

વાસુદેવ બળદેવના જન્મ નગર માતા પિતાદિક નામાદિ છાપેલી પ્રતે પત્ર ૧૦૨ થી ૧૦૩ ગાથા ૧૬૯ થી ૨૦૭ સુધી જુઓ.

ભામંડલ લવ-કુશ સીતા લક્ષ્મણ રાવણ વિગેરેના ભવો તથા સીતા ચક્રવર્તિ રાવણ લક્ષ્મણ તેનાં બન્ને પુત્રો થશે. લક્ષ્મણ તીર્થંકર સીતા ગણધર રાવણ તીર્થંકર વિગેરે છાપેલી પ્રતે પત્ર ૩૩૩ થી ૩૩૪ સુધી ગાથા ૪૦ થી ૮૧ સુધી જુઓ.

અક્ષૌહિણી સેનાનું માન છાપેલી પ્રતે પત્ર ૨૦૦ ગાથા ૧ થી ૧૧ જુઓ.

ઉપદેશાદિક છાપેલી પ્રતે પત્ર ૧૩૮ થી ૧૩૯ ગાથા ૬૧ થી ૯૪ જુઓ.

## માગધી પદ્મચરિત્રે

ભાવથી જિન મંદિર કરાવવાનું ફળ ઉત્તમ કહ્યું છે.

રાજા નિમિતિયા જોશી આદિ નરકે જાય છે.

## વસ્તુપાલ ચરિત્રે.

એકવાર નગરના લોકોએ વસ્તુપાળને કુશળતાના સમાચાર પુછતાં ઉત્તર આપ્યો કે- નિરંત્તર આયુષ્ય ચાલ્યુ જાય છે, માટે અમને કુશળતા કયાંથી હોય.

## વસુદેવ ચરિત્રે.

બળદેવ–ચક્રવર્ત્તિ, ભુવનપતિ વ્યંતર જ્યોતિષિ અને વૈમાનિકમાંથી નીકળીને થાય છે, અને અરિહંત તથા વાસુદેવ વૈમાનિકદેવગતિમાંથી થાય છે, નાગકુમારમાંથી નીકળેલા જીવ કોઇક ભવનો આંતરો કર્યા સિવાય તુરત બીજા ભવમાં જ અરવતક્ષેત્રને વિષે આજ અવસર્પિણી કાળને વિષે જિનેશ્વર થાય છે. નરકમાંથી નીકળીને પણ તીર્થંકર થાય છે.

## પાંડવ ચરિત્રે.

પાંચે પાંડવોયે દ્રૌપદીને પોત પોતાના વારા પ્રમાણે સેવન કરેલ છે એકી સાથે નહિ ૭૨ દિવસના પ્રત્યેકના વારા હતા. નેમનાથ ચરિત્રે પણ એમ જ કહેલ છે.

## શ્રી પુંડરીક સ્વામી ચરિત્રે.

જીનપ્રતિમા નીચે નવગૃહોની સ્થાપના હોય છે, એમ ભરત મહારાજાએ પુછવાથી આદીશ્વર ભગવાને કહેલ છે.

કપર્દિયક્ષ બીજા દેવલોકનો વાસી દોઢ સાગરોપમના આયુષ્યવાળો દેવ છે, પ્રભુએ કહ્યું કે તમારી જગ્યાએ ઘણા કપર્દિ યક્ષો થશે.

## પુંડરીકસ્વામી ચરિત્રે

ભરત મહારાજાની વિનતિથી ઇંદ્ર મહારાજે સંઘમાં લોકોને આનંદ ઉપજાવવા માટે કવલાહાર કરેલ છે.

ચોથા આરામાં પણ પુસ્તકો લખેલા હતા. અમરશેખર

રાજાએ જિનેશ્વર સમક્ષ સાધુઓને પુસ્તકો વહોરાવેલ છે.

કાગડાને એક ચક્ષુ કહેલ છે તે વાત સત્ય છે.

**શ્રી પદ્માનંદ મહાકાવ્યે ત્રયોદશ સર્ગે**

તીર્થંકર મહારાજને પ્રથમ પારણું કરાવનાર ત્રણ ભવે મોક્ષે જાય છે.

**સમકિતકૌમુદ્યામ્ પદ્મશ્રીકથાનકે**

રવિવારે અને સોમવારે તપશ્ચર્યા કરવી તે મિથ્યાત્વ છે એવું કહેલું છે.

**નોટ**—રવિવારના રાસમાં રવિવારે આંબેલ કરવાનું કહેલ છે. રાસ મળતો નથી પણ આ નોટ એક માણસે જૂના પાનામાં બે લીટી છેલ્લી બતાવી હતી તેમાં લખેલ છે કે જસકીર્ત્તિં રવિવાર રાસ સંપૂર્ણ, આવી રીતે લખેલું હતું. આગળનો ભાગ જોવામાં આવેલ નથી, મલ્યો નથી.

**પ્રિયંકર નૃપ કથાનકે**

પ્રથમ માસે બાલકને દાંત આવે તો કુલનો ધ્વંસ કરે, બીજે માસે દાંત આવે તો પોતાનું મરણ થાય, ત્રીજે માસે દાંત આવે તો પિતા–પિતામહનો ધ્વંસ કરે, ચોથે માસે દાંત આવે તો ભાઇઓનો નાશ કરે, પાંચમે માસે દાંત આવે તો સર્વશ્રેષ્ઠ કહેવાય, છઠ્ઠે માસે દાંત આવે તો કુટુંબમાં કલેશકારી થાય, સાતમે માસે દાંત આવે તો સર્વ પ્રકારની ઋદ્ધિનો નાશ કરે.

## ભુવનભાનુ કેવલી ચરિત્રે

સર્વાર્થસિદ્ધ વિમાને ચોસઠ મણ આદિ મોતીઓ કહેલ છે. તેનો અધિકાર ઉપરોક્ત ચરિત્રમાં છે.

## સૂત્ર શાખો, સમકિતશલ્યોદ્ધારમાંથી

૧. આચારાંગ સૂત્રમાં મૂળ જૈન મતનું સ્વરૂપ અને સાધુના આચારનું સ્વરૂપ છે.

૨. સૂયગડાંગસૂત્રમાં ૩૬૩ પાંખડીયોના મતોના કથન આદિ વિચિત્ર પ્રકારનું કથન છે.

૩. ઠાણુંગ સૂત્રમાં એકથી માંડીને દસ સુધી જગતમાં જે જે વસ્તુઓ છે તેનું કથન છે.

૪. સમવાયાંગ સૂત્રમાં એકથી લઇને કોટાકોટી પદાર્થનું કથન છે.

૫. ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામી મહારાજે કરેલા વિચિત્ર પ્રકારના ૩૬૦૦૦ પ્રશ્નોના ઉત્તરો છે.

૬. જ્ઞાતા સૂત્રમાં ધર્મિષ્ટ પુરુષોની કથા છે.

૭. ઉપાસકદશાંગસૂત્રમાં મહાવીરસ્વામી મહારાજના આણંદાદિક દસ શ્રાવકોના સ્વરૂપનું કથન છે.

૮. અંતગડ સૂત્રમાં મોક્ષે ગયેલ ૯૦ જીવોના સ્વરૂપનું કથન છે.

૯. અણુત્તરોવવાઈ સૂત્રમાં જે સાધુઓ પાંચ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા છે તેના સ્વરૂપનું કથન છે.

૧૦. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ૧ હિંસા, ૨ મૃષાવાદ, ૩ ચોરી, ૪ મૈથુન, ૫ પરિગ્રહ એ પાંચે પાપોનું કથન તથા ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અચૌર્ય, ૪ બ્રહ્મચર્ય, ૫ પરિગ્રહત્યાગ એ પાંચે સંવરના સ્વરૂપનું કથન છે.

૧૧. વિપાક સૂત્રમાં દસ દુઃખવિપાકી તથા દસ સુખવિપાકી જીવોના સ્વરૂપનું કથન છે.

૧૨. ઉવવાઇ સૂત્રમાં ૨૨ પ્રકારના જીવો કાળ કરી જે જગ્યાએ ઉત્પન્ન થયેલા છે તેના સ્વરૂપનું કથન છે તથા કોણિકની વંદનવિધિ તેમજ મહાવીરસ્વામીની દેશનાના સ્વરૂપનું કથન છે.

૧૩. રાયપસેણી સૂત્રમાં નાસ્તિક પ્રદેશી રાજાને બોધ કરનાર કેશી કુમાર ગણધર મહારાજનું તથા દેવ વિમાનાદિકને નમન કરવાના સ્વરૂપનું કથન છે.

૧૪. જીવાભિગમ સૂત્રમાં જીવો અજીવોનું વિસ્તારથી ચમત્કારી કથન છે.

૧૫. પન્નવણા સૂત્રમાં ૩૬ મા પદમાં છત્રીશ વસ્તુનું બહુ વિસ્તારથી કથન છે.

૧૬. જંબૂદ્વીપપન્નત્તિ સૂત્રમાં જંબૂદ્વીપાદિકનાં સ્વરૂપનું કથન છે.

૧૭. સૂર્યપ્રજ્ઞપ્તિ તથા }<br>૧૮. ચંદ્રપ્રજ્ઞપ્તિમાં } જ્યોતિષચક્રનું સ્વરૂપ છે.

૧૯. નિર્યાવલી સૂત્રમાં કેટલાએક નરક અને સ્વર્ગમાં જવાવાળા જીવોનું તથા રાજાઓની લડાઇયોનું સ્વરૂપ કહેલું છે.

૨૦. આવશ્યક સૂત્રમાં ઇતિહાસાદિકનું ચમત્કારી કથન છે.

૨૧. દશવૈકાલિક સૂત્રમાં સાધુઓના આચારનું કથન છે.

૨૨. પિંડનિર્યુક્તિ સૂત્રમાં સાધુને શુદ્ધ આહાર ગ્રહણ કરવાનું કથન છે.

૨૩. ઉત્તરાધ્યયન સૂત્રમાં ૩૬ અધ્યયનોમાં વિચિત્ર પ્રકારનું કથન છે.

૨૪. છેદસૂત્રમાં પદવિભાગ સામાચારી પ્રાયશ્ચિત્ત આદિનું કથન છે.

૨૫. નંદી સૂત્રમાં પાંચ જ્ઞાનના સ્વરૂપનું કથન છે.

૨૬. અનુયોગ દ્વાર સૂત્રમાં સામાયિક ઉપર ચાર અનુયોગ દ્વારા વ્યાખ્યા કરેલી છે.

૨૭. ચઉશરણ પયન્નામાં ચાર શરણાનો અધિકાર છે.

૨૮. બીજા પયન્નામાં રોગીને પ્રત્યાખ્યાન કરાવવાની વિધિનું કથન છે.

૨૯. આઉર પ્રત્યાખ્યાનમાં ૬૩ ધ્યાન અને જાણવા જોગ ઘણી બાબતનું લખાણ છે.

૩૦. ભક્તપરિજ્ઞામાં અણુસણ કરવાની વિધિનું કથન છે.

૩૧. મહાપ્રત્યાખ્યાનમાં મોટા પ્રત્યાખ્યાન કરવાના

સ્વરૂપનું કથન છે.

૩૨. તંદુલવૈકાલિક સૂત્રમાં ગર્ભાદિકના સ્વરૂપનું કથન છે.

૩૩. ચંદ્રવેધ્યકનું સ્વરૂપ કહેલ છે.

૩૪. ગણિવિજજામાં જ્યોતિષના સ્વરૂપનું કથન છે.

૩૫. મરણસમાધિમાં મરણ વખતે સમાધિનું કથન છે.

૩૬. દેવેંદ્રસ્તવ વીરસ્તવમાં ઇંદ્રોનાં સ્વરૂપનું કથન છે.

૩૭. ગચ્છાચારમાં ગચ્છોના સ્વરૂપનું કથન છે.

૩૮. સંથારા પયન્નામાં સંથારાના મહિમાના સ્વરૂપનું કથન છે.

## શ્રી આવશ્યક સૂત્ર

૩૯. ભરત મહારાજાએ અષ્ટાપદજી ઉપર દેરા કરાવ્યા છે.

૪૦. તે પર્વત ઉપર દંડ રત્નવડે કરી રક્ષણ માટે આઠ પગથિયા કર્યા છે તેથી તેનું નામ અષ્ટાપદ પડેલું છે.

૪૧. અરિહંતની પ્રતિમાની દ્રવ્યપૂજા કરવાનું ફળ પુન્યાનુબંધી પુન્ય તથા બહુ નિર્જરા અને અલ્પ સંસાર કહેલ છે.

૪૨. ત્રણ લોકમાં જે અરિહંતના ચૈત્યમાં જેટલી પ્રતિમાજી છે તેને વંદન, પૂજન, નમસ્કાર કરવાથી જે ફળ થાય છે તે ફળ મને કાઉસ્સગ્ગમાં થાઓ.

## શ્રી આચારાંગ સૂત્રે

૪૩. આચારાંગજીની નિર્યુક્તિમાં કહેલું છે કે તીર્થંકરની પંચકલ્યાણિકની ભૂમિની તથા નંદીશ્વરદ્વીપ આદિની તથા શત્રુંજય, ગિરનાર તથા અષ્ટાપદ વિગેરેની યાત્રા કરવાથી સમ્યક્ત્વ નિર્મળ થાય છે.

૪૪. પ્રથમ અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશમાં કહેલું છે કે દૂધ, દહીં તક્ર ગરમ કર્યા સિવાય મુદ્ગાદિક કઠોલમાં સંયોગ થવાથી ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે અને અભક્ષ્ય ગણાય છે.

૪૫. બીજા શ્રુતસ્કંધમાં કહેલું છે કે સાધુ હરિણાદિક બચાવે.

૪૬. બીજા શ્રુત સ્કંધમાં બાર કુલોના આહારના અધિકારમાં દુગંચ્છનિક કુલનો આહાર લેવાની મનાઇ કરી છે.

## શ્રી સુયગડાંગજી સૂત્ર ૩

૪૭. બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયને આર્દ્રકુમારની કથાની નિર્યુક્તિમાં કહેલ છે કે અભયકુમારે મોકલાવેલ પ્રતિમાજીને દેખી જાતિસ્મરણજ્ઞાન થયું અને પ્રતિબોધ પામ્યા અને દીક્ષા લીધી ત્યાંસુધી જલ, પુષ્પો વિગેરેથી પૂજા કરી છે.

## શ્રી ઠાણાંગજી સૂત્ર ૪

૪૮. ચોથા ઠાણામાં ચાર પ્રકારના જોગમાં સત્ય યોગ કહેલ છે. તેને અરિહંતાદિકની પ્રતિમા જાણવી અને તે જ ઠાણામાં અજંનગિરિ તથા દધિમુખ પર્વત ઉપર દેરાસરજી કહેલા છે.

૪૯. પાંચમા ઠાણામાં પાંચ પ્રકારના સંવરમાં સમકિત સંવર કહેલ છે. તેના આઠ આચાર ઉત્તરાધ્યયનજી સૂત્ર વિગેરેમાં છે.

૫૦. દસમા ઠાણામાં દસ પ્રકારે આદારિક શરીરની અસજ્ઝાય કહી છે. તેમાં મલ, મૂત્ર તથા ઋતુધર્માદિકની અસજ્ઝાય છે.

૫૧. દસમા દસ પ્રકારના સત્ય કહેલા છે. તેમાં પણ સ્થાપના સત્ય અરિહંતની પ્રતિમા સમજવી એમ કહેલ છે.

## શ્રી સમવાયંગજી સૂત્ર

૫૨. બારે અંગની નોંધ છે તથા ઉપાસકદશાંગની નોંધમાં શ્રાવકના ચૈત્ય અર્થાત્ મંદિર તથા પ્રતિમાજી કહેલ છે.

૫૩. વર્તમાન ચોવીશીના ત્રેસઠ શલાકા પુરુષોના નામ છે. ને ત્રેસઠ શલાકા પુરુષ શાસ્ત્રમાં, અષ્ટાપદ ઉપર રાવણે ભક્તિ માટે જિનમંદિરમાં નાટારંભ વિગેરે કહેલ છે.

## શ્રી ભગવતીસૂત્ર ૬

૫૪. બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં કહેલું છે કે, તુંગીયા નગરીના અનેક શ્રાવકોએ પ્રતિમાપૂજા કરી છે, ત્યાં સ્થવિરોના નામ ગોત્ર સાંભળવાથી મહાફલ કહેલ છે, તથા સન્મુખ જવું, તેમજ વંદન નમસ્કારનું વિશેષ ફલ કહેલું છે.

૫૫. ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં કહેલું છે કે, અસુરકુમાર દેવતાઓ સુધર્મા દેવલોકમાં ૧ અરિહંત. ૨ અરિહંતની પ્રતિમા, ૩ ભાવિતાત્મા અણુગારની નિશ્રાયે જાય છે ત્યાં અરિહંત તથા અરિહંતની પ્રતિમામાં ભેદ નથી.

૫૬. નવમા શતકના ત્રેવીશમા ઉદ્દેશામાં કહેલું છે કે જે ઉત્સૂત્રની પ્રરૂપણા કરે છે તે ચાર ગતિમાં પરિભ્રમણ કરે છે. તે પ્રદેશમા ચૈત્યને પ્રતિમાં મહોત્સવ કહેલા છે.

૫૭. દશમા શતકના પાંચમા ઉદ્દેશામાં કહેલું છે કે– ચમરેન્દ્ર સુધર્મા સભામાં અપ્સરાઓ સાથે મૈથુન સેવતો નથી કારણ કે ત્યાં તીર્થંકરોની અશાશ્વતી દાઢાઓ અર્ચનીય, વંદનીય, સત્કારણીય તથા સન્માનનીય છે. તેની આશાતના ટાળવાનું ભુવનપતિના સર્વ ઇંદ્રો તથા સૌધર્મ, ઈશાનેંદ્ર તથા બન્નેના લોકપાલો આશાતના ટાલીને ભક્તિ કરે છે.

૫૮. અગીયારમાં શતકના બારમા ઉદ્દેશામાં કહેલ છે કે આલંભીકાનગરીના ઇસીભદ્ર પ્રમુખ અનેક શ્રાવકોએ પૂજા કરી છે.

૫૯. બારમા શતકના પ્રથમ ઉદ્દેશામાં કહેલ છે કે, સાવત્થી નગરીના શંખજી, પુષ્કલજી અનેક શ્રાવકોએ પૂજા કરી, છે તથા સ્વામીવાત્સલ્ય કર્યા છે. તથા તે નગરમાં શ્રાવકોની પૌષધશાલા છે.

૬૦. તેરમા શતકના પચ્ચીશમાં ઉદ્દેશામાં કહેલું છે કે,

શ્રાવક ઉદાયી રાજા શ્રી મહાવીરસ્વામીને વંદન કરવા માટે પોતાના નગરને શણગારી હાથી, ઘોડા, રથ, પાયદલ બહુ જ આડંબરે ગયેલ છે. તેમાં કહેલું છે કે, તીર્થંકર જે ભૂમિ પર વિચરે છે તે ભૂમિને પણ ધન્ય છે. તથા સન્મુખ જવાનું મહાફળ કહેલ છે.

૬૧. પંદરમા શતકમાં મહાવીર મહારાજે અનુકંપાથી ગોશાળાને બચાવ્યો છે.

૬૨. વીશમા શતકના નવમા ઉદ્દેશામાં કહેલું છે કે વિદ્યાચારણ તથા જંઘાચારણ મુનિયોયે માનુષ્યોત્તર પર્વત, નંદીશ્વર દ્વીપ તથા રૂચક દ્વીપ તથા મેરૂપર્વત ઉપર પંડક-વનમાં તથા નંદનવનમાં ચૈત્ય તથા શાશ્વતી પ્રતિમાને તથા અહીં અશાશ્વતી પ્રતિમાજીને વંદન નમસ્કાર કરે છે.

૬૩. પચ્ચીશમા શતકના ત્રીજા ઉદ્દેશામાં પંચાંગી પ્રમાણ કરવાનું કહેલ છે.

## શ્રી જ્ઞાતસૂત્ર ૭

૬૪. પાંચમા અધ્યયનમાં કહેલું છે કે થાવચ્ચાપુત્ર એક હજાર મુનિઓની સાથે, શુકાચાર્ય એક હજાર સાથે સેલં-કાચાર્ય પાંચસો સાથે, પુંડરીક પર્વત પર મોક્ષે ગયા છે. તે પર્વતનું કારણ એકે ઋષભદેવસ્વામીના પ્રથમ ગણધર પુંડરીકનામના પાંચ ક્રોડ સાથે મુક્તિ ગયા છે. શત્રુંજય મહાત્મ્યમાં પણ આ વાત છે.

૬૫. પાંચમા અધ્યયનમાં કહેલું છે કે કૃષ્ણ મહારાજે થાવચ્ચાપુત્ર સાથે દીક્ષા લેનાર એક હજારનો તથા થાવચ્ચા પુત્રનો દીક્ષા મહોત્સવ કર્યો છે. એક હજાર લોકોના ઘરની સંભાળ રાખી છે.

૬૬. સોળમા અધ્યયનમાં કહેલ છે કે દ્રૌપદીયે કાંપિલ્યપુરના મોટા જૈન મંદિરમાં જઇ જિનપ્રતિમાની જળ, પુષ્પ, ધૂપ, દીપ, ચંદન દ્રવ્યાદિ પૂજાવડે પૂજા કરી છે તથા નમુથ્થુણાદિ તીર્થંકરના ગુણગણવર્ણનાદિથી ભાવપૂજા કરી છે.

૬૭. સોલમા અધ્યયને કહેલું છે કે, શ્રી નેમનાથ મહારાજ ગિરનાર ઉપર મોક્ષે ગયા સાંભળી પાંચે પાડવો અણસણ કરી સિદ્ધગિરિ ઉપર મોક્ષે ગયા છે.

૬૮. બીજા શ્રુતસ્કંધના દશમા વર્ગમાં કહેલ છે કે, જે દેવીયો તેમાં કહેલી છે તેમણે ભક્તિ માટે મહાવીર મહારાજ પાસે નાટક કરેલું છે.

## શ્રી ઉપાશકદશાસૂત્ર ૮

૬૯. દસમા અધ્યયને કહેલું છે કે, દસ શ્રાવકોયે અરિહંતની પ્રતિમાને વંદના—નમસ્કાર કરેલા છે.

## અંતગડસૂત્ર ૯

૭૦. પ્રથમ વર્ગના દશમા અધ્યયનમાં કહેલું છે કે, ગૌતમાદિ દસ મુનિયો સિદ્ધગિરિ ઉપર મોક્ષે ગયા છે.

૭૧. બીજા-વર્ગના આઠમા અધ્યયનમાં કહેલું છે કે અક્ષોભકુમારાદિ આઠ મુનિયો સિદ્ધાચળ પર મોક્ષે ગયા છે.

૭૨. ત્રીજા વર્ગના તેરમા અધ્યયનમાં કહેલું છે કે, ગજ-સુકુમાલને છોડીને બાર અધ્યયનમાં કહેલ મુનિયો સિદ્ધાચલ-પર મોક્ષે ગયા છે.

૭૩. ચોથા વર્ગના દસમા અધ્યયને કહેલું છે કે, દસ મુનિયો શત્રુંજય પર મોક્ષે ગયા. અહીં શત્રુંજય પર કહેલ છે જ્ઞાતાસૂત્રના પાંચમા અધ્યયનમાં પુંડરીક પર્વત કહેલ છે. શત્રુંજય મહાત્મ્યમાં, શત્રુંજયનું વિસ્તારથી વર્ણન છે. શત્રુંજય મહાત્મ્ય ઋષભદેવ સ્વામીના પ્રથમ ગણધર પુંડરીકસ્વામીએ સવાલક્ષ શ્લોકનું બનાવ્યું હતું. ત્યાર પછી મહાવીર સ્વામીના પાંચમા ગણધર સુધર્માસ્વામીયે ચોવીશ હજાર. શ્લોકનું સંક્ષિપ્ત કર્યું.

ત્યાર પછી દૂષમ કાલમાં અલ્પાયુજાણી પૂર્વધર ધનેશ્વરસૂરિ મહારાજાયે દસ હજાર શ્લોકનું કર્યું-તેની વિગત.

૧. શ્રી ભરત ચક્રવર્ત્તીએ ચતુર્વિધિ સંઘ સહિત ૧ શત્રુંજય, ૨ રૈવતાચલ, ૩ સમેતશિખર, ૪ શ્રી વૈભારગિરિ, ૫ શ્રી અષ્ટાપદ, ૬ શ્રી તાલધ્વજગિરિ, ૭ શ્રી કદંબગિરિ ઇત્યાદિ તીર્થોની યાત્રા કરી તેમના ઉપર દહેરાસર બંધાવ્યા.

૨. શ્રી ચક્રવર્ત્તીની આઠમી પાટે દંડવીર્ય રાજા થયો.

તેણે ઉપરલખેલા તીર્થોની જાત્રા કરી છે તથા આબુજી ઉપર જૈન મંદિર બંધાવ્યા છે.

૩. શ્રી સીમંધરસ્વામીનો ઉપદેશ સાંભળી ઈશાનેંદ્રે ઉદ્ધાર કર્યો.

૪. શ્રી અજિતનાથ મહારાજનો ઉપદેશ સાંભલી સગર ચક્રવર્તીએ શત્રુંજયની યાત્રા કરી ઉદ્ધાર કર્યો.

૫. શ્રી શાન્તિનાથ મહારાજનો ઉપદેશ સાંભલી ચક્રાયુધ રાજાએ યાત્રા કરી ઉદ્ધાર કર્યો.

૬. શ્રી રામચંદ્રજીયે યાત્રા કરી ઉદ્ધાર કર્યો તથા રાવણે અષ્ટાપદ ઉપર જૈનમંદિરમાં ભક્તિ માટે નાટારંભ કરેલ છે.

૭. શ્રી નેમનાથ મહારાજના સમયમાં પાંચે પાંડવો શત્રુંજયની યાત્રા કરી ઉદ્ધાર કરી, ત્યાં મોક્ષે ગયા છે.

ઈત્યાદિ અનેક વિસ્તાર છે.

### શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્ર ૧૦

૭૪ બીજા સંવર દ્વારમાં કહેલું છે કે મુનિયોને વ્યાકરણ સહિત બોલવું તેમ નહિ બોલવાથી અશુદ્ધ બોલાય તેથી મૃષાવાદ લાગે.

૭૫. ત્રીજા ચૈત્યદ્વારમાં મુનિયોને ચૈત્ય તથા અરિહંતની પ્રતિમાજીની ભક્તિ કરવાનું કહેલ છે.

### શ્રી ઉવવાઇ સૂત્ર ૧૧

૭૬. કોણિક રાજા પોતાની નગરી શણગારી ચતુરંગ સેના લઈ મહાહર્ષથી શ્રી મહાવીરસ્વામીના સામો વંદન કરવા ગયેલ છે કારણ કે તીર્થંકરની સન્મુખ જવાનું મહાફલ કહેલ છે, તથા ભક્તિ માટે ડાક રાખી હતી.

૭૭. અંબડ નામના શ્રાવકે તથા તેમના શિષ્યરૂપી સાતસે શ્રાવકોએ અરિહંતની મૂર્ત્તિને વંદના નમસ્કાર કરેલ છે, આવું શ્રીમહાવીરસ્વામી મહારાજે ગૌતમસ્વામીને કહેલું હતું.

## શ્રી રાયપસેણીસૂત્ર ૧૨

૭૮. સૂર્યાભદેવતાએ ભક્તિ માટે મહાવીરસ્વામી પાસે નાટક કર્યું છે તથા ભક્તિથી સન્મુખ જવાનું પણ મહાફલ છે.

૭૯. શ્રી મહાવીરસ્વામી તથા પ્રતિમાજીની ભક્તિનું ફલ પુન્યાનુબંધી પુન્ય ફલ કહેલ છે.

૮૦. સૂર્યાભદેવે જિનપ્રતિમાની વિસ્તારથી સત્તરભેદી પૂજા કરી છે.

૮૧. પ્રદેશી રાજાએ કેશી ગણધર મહારાજને વંદન કરવા બહુ જ આડંબરથી જઇ વંદના કરી છે તેમાં ગણધરે ના પાડી નથી.

૮૨. શ્રાવક પ્રદેશી રાજાએ તથા ચિત્ર સારથીએ દેવપૂજા કરી છે. તેમજ ચૈત્યમંદિર તથા પ્રતિમામહોત્સવ

કરેલ છે.

૮૩. જીવોને બચાવવાનું પણ કહેલ છે.

## શ્રી જીવાભિગમ સૂત્ર ૧૩

૮૪. પંદર ભેદે સિદ્ધ કહેલ છે. તેમાં સિદ્ધને પણ સિદ્ધ કહેલ છે.

૮૫. શ્રી વિજય દેવતાએ ઘણા દેવો સહિત જિનપ્રતિમાની જલ, ચંદન, પુષ્પાદિકથી સત્તરભેદી પૂજા કરી છે.

૮૬. નંદીશ્વર દ્વીપના બાવન મંદિરોમાં ચાતુર્માસી પર્વ, પર્યુષણાપર્વ તથા જિન કલ્યાણકના દિવસોમાં ચારે નિકાયના દેવતાઓ અઠ્ઠાઇ મહોત્સવ કરે છે.

## શ્રી પન્નવણા સૂત્ર ૧૪

૮૭. સિદ્ધના ભેદમાં સ્ત્રી સિદ્ધિ કહી છે,

૮૮. દસ પ્રકારની સત્ય ભાષા છે. તેમાં સ્થાપના સત્ય ભાષા અર્થાત્ જેની સ્થાપના હોય તેનું નામ બોલવું. દૃષ્ટાન્તથી અરિહંતની પ્રતિમાને અરિહંત કહેવાય છે. અન્યથા મૃષાવાદ લાગે છે.

## શ્રી જંબૂદ્વીપપન્નત્તિ સૂત્ર ૧૫

૮૯. તીર્થંકરનો જન્માભિષેક દેવો ભક્તિ માટે કરે છે.

૯૦. ઋષભદેવસ્વામી દસ હજાર મુનિઓ સાથે અષ્ટાપદ પર મોક્ષે ગયા છે તેમજ ભરત મહારાજા પણ અષ્ટાપદ પર મોક્ષે ગયા છે.

૯૧. તીર્થંકરની દાઢા વિગેરે ઇંદ્રો ભક્તિ માટે લઈ જાય છે.

૯૨. તીર્થંકરનું નિર્વાણ થાય છે ત્યારે દેવાદિક ઇંદ્રો નંદીશ્વર દ્વીપે ભક્તિ માટે ઉત્સવ અઠ્ઠાઈ મહોત્સવ કરે છે.

### શ્રી ચંદ્રપન્નત્તિ સૂત્ર ૧૬

૯૩. ચંદ્રવિમાનની સુધર્મા સભામાં તીર્થંકરની અશાશ્વતી દાઢાઓ વંદનીય, પૂજનીય, સન્માનનીય કહી છે. આશાતના માટે દેવીઓની સાથે ત્યાં મૈથુન સેવતા નથી.

### શ્રી સૂર્ય પન્નતિ સૂત્ર ૧૭

૯૪. સદર ઉપર પ્રમાણે અધિકાર આ સૂત્રમાં છે.

### શ્રી પુષ્ફિયા ઉપાંગ સૂત્ર ૧૮.

૯૫. ૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ શુક્ર, ૪ પૂર્ણભદ્ર, ૫ માણિભદ્ર, ૬ દત્ત, ૭ શિવ, ૮ વાગ, ૯, અણાઢય એ નવ દેવતા તથા બહુપુત્રિકા દેવીએ મહાવીર પાસે ભક્તિથી નાટક કરેલું છે.

### શ્રી પુષ્પ ચૂલિયા ઉપાંગ સૂત્ર ૧૯

૯૬. શ્રી દેવી આદિ સો દેવીયોએ મહાવીર પાસે ભક્તિથી નાટારંભ કર્યો છે,

### શ્રી વન્હિદશા ઉપાંગ ૨૦

૯૭. શ્રી કૃષ્ણ મહારાજે નેમનાથ મહારાજને વંદન માટે દ્વારિકા શણગારી તથા હાથી–ઘોડા વિગેરે ચતુરંગ સૈન્ય લઇ આડંબરથી વંદના કરી છે, તેમાં પૌષધશાલા પણ છે.

## શ્રી ભક્તપરિજ્ઞા સૂત્ર ૨૧

૯૮. શ્રાવક લોકો ૧. સ્વામી વત્સલમાં, ૨. સંઘની ભક્તિમાં ૩. જિનભુવનમાં ૪. જિનપ્રતિમાજીમાં, ૫. પ્રતિષ્ઠામાં, ૬. સિદ્ધાન્ત લખવામાં ૭, તીર્થયાત્રામાં સ્વદ્રવ્ય ખર્ચવામાં આરાધક કહેલા છે. આ ઉપર પચ્ચખાણમાં કહેલા છે.

## શ્રી મરણ વિભક્તિ સૂત્ર ૨૨

૯૯. અરિહંતની પ્રતિમાની ભક્તિ પૂર્વકપૂજા કરે તથા સ્વામીવાત્સલ્યાદિક સાધમીંની ભક્તિ કરે તથા ગુર્વાદિકની ભક્તિ કરનાર અલ્પકાળમાં મોક્ષે જાય છે.

## શ્રી ગણિવીજજા સૂત્ર ૨૩

૧૦૦ અરિહંતની પૂજાના નક્ષત્ર કહેલ છે.

## શ્રી દ્વીપસાગર પન્નત્તિ સૂત્ર ૨૪

૧૦૧ આ સૂત્રમાં અનેક દ્વીપ સમુદ્રનું વર્ણન છે, તથા માનુષ્યોત્તર પર્વત નંદીશ્વર દ્વીપ રુચક દ્વીપ કુંડલ દ્વીપ અનેક સ્થાન પર જિનમંદિરના વર્ણન છે.

## શ્રી અંગ ચૂલિયા સૂત્ર ૨૫

૧૦૨. બાવીશ અધિકાર શ્રાવકોએ વર્જવાનો છે.

## શ્રી દશાશ્રુત સ્કંધ ૨૬

૧૦૩. આઠમા અધ્યયનમાં શ્રી પર્યુષણ પર્વમાં કહેલું છે કે મહાવીરસ્વામીના માતાપિતાએ અનેક જૈન મંદિરોમાં ઉત્સવ કરાવ્યા છે.

મહાવીરસ્વામીના માતા પિતા શ્રાવક છે તેવો અધિકાર શ્રી આચારાંગ સૂત્રમાં કહેલો છે.

## શ્રી વ્યવહારસૂત્ર ૨૭

૧૦૪ ગીતાર્થ લોકોયે જેની પ્રતિષ્ઠા કરેલી હોય છે તે પ્રતિમાજી પાસે આલોચના લેવાનું કહેલ છે.

૧૦૫ જે સાધુ જાણીને ઉત્સૂત્રની પ્રરૂપણા કરે તેને જિંદગી સુધી જૈન શાસનના અંદર લેવો નહિ.

## શ્રીજીતકલ્પ સૂત્ર ૨૮

૧૦૬ સાધુને જિનપ્રતિમાના દર્શન કરવા કહેલ છે.

## શ્રી મહા નિશીથ સૂત્ર ૨૯

૧૦૭ આ સૂત્રમાં જૈન મંદિર તથા જિનપ્રતિમા તથા અઠ્ઠાઇ મહોત્સવ તથા જલ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નવેદ્ય વિગેરે દ્રવ્ય પૂજાના તથા ચૈત્યવંદનાદિક ભાવપૂજાના તથા અનુકંપાથી જીવોને બચાવવાના અનેક અધિકારો કહેલ છે તથા ઉત્સૂત્રપ્રરૂપનારને ચાર ગતિમાં પરિભ્રમણ કહેલ છે.

## શ્રી દશવૈકાલિક સૂત્ર ૩૦.

૧૦૮. આ સૂત્રની નિર્યુક્તિમાં કહેલું છે કે શય્યંભવ ભટ જિનપ્રતિમા દેખી પ્રતિબોધ પામ્યા, દીક્ષા લીધી, આચાર્ય થયા તથા મનક મુનિ માટે દશવૈકાલિક સૂત્રની રચના કરી.

૧૦૯. ચોથા અધ્યયનમાં ત્રસની એટલે વાસી વિદલ

તથા કાળ પહોંચ્યા ઉપરાંત પદાર્થોમાં ત્રસજીવોની ઉત્પત્તિ કહી છે.

### શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૩૧.

૧૧૦. અઠ્ઠાવીશમા અધ્યયનમાં સમકિતના આઠ અતિચાર કહેલ છે તથા અઠ્ઠાઈ મહોત્સવ સ્વામીવાત્સલ્ય રથયાત્રા વિગેરે જૈન ધર્મને દીપાવનારા સમકિત છે તે ઠાણાંગજીમાં સંવર કહેલ છે.

૧૧૧. ઓગણત્રીશમા અધ્યયનમાં સ્તવસ્તુતિથી જ્ઞાન, દર્શન, ચારિત્ર ફલ તથા બોધિલાભ કહેલ છે.

### શ્રી અનુયોગ દ્વાર સૂત્ર ૩૨.

૧૧૨. ચાર નિક્ષેપા કહેલ છે. તથા નિર્યુક્તિના અનેક ભેદ તથા સાત નયના સ્વરૂપના અનેક અધિકાર છે.

### શ્રી ઓઘ નિર્યુક્તિ સૂત્ર ૩૩.

૧૧૩. દુગંચ્છનિક કુલનો આહાર લેવાની મનાઇ છે.

### શ્રી નંદીસૂત્ર ૩૪.

૧૧૪. ઉપર લખેલા સૂત્રોના નામ તથા ચૌદ હજાર પયન્ના મહાવીરસ્વામીના શાસનમાં કહેલા છે. તથા પંચાંગી માનવાનું કહેલું છે.

### શ્રી વંગચૂલિયા સૂત્ર ૩૫.

૧૧૫. આ સૂત્રમાં કહેલું છે કે જિનપ્રતિમાની ભકિતની નિંદા કરે, હેલના, ખિંસના, ગહંણા વિગેરે કરે તથા જિન-

પ્રતિમાના ઉત્થાપનારા પાંચમા આરામાં બહુ જ થશે. આવું કહેલું છે.

## સૂત્રશાખો

૧૧૬. શ્રી આવશ્યકસૂત્રમાં પચ્ચખાણના આગાર કહેલા છે.

૧૧૭. શ્રી ભગવતી સૂત્રમાં નિર્વિશેષ માનવાનું કહેલું છે.

૧૧૮. શ્રી ભગવતી સૂત્રમાં નિર્યુક્તિ માનવી કહેલી છે.

૧૧૯. સૂત્રમાં સાધુને રહેવાના સ્થાનનું નામ ઉપાશ્રય કહેલ છે.

૧૨૦. શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં ઊજળા લુગડા પહેરનારને ભ્રષ્ટાચારી તથા દ્રવ્ય આવશ્યક કરવાવાળા કહેલા છે.

૧૨૧. સૂત્રમાં ગૃહસ્થને આહાર દેખાડવાની મનાઈ કરી છે.

૧૨૨. શ્રી આવશ્યક સૂત્રમાં અબ્ભુટ્ઠિયનો પાઠ કહેલ છે.

૧૨૩. શ્રી સમવાયંગ સૂત્રમાં વાંદણાના ૨૫ આવશ્યક કહેલ છે.

૧૨૪ શ્રીનંદી સૂત્રમાં ૧૪૦૦૦ સૂત્રો કહેલા છે.

૧૨૫ ઓઘાનો પાટો તથા નિશિથિયું ઠાણાંગજી સૂત્રના પાંચમા ઠાણામાં કહેલું છે તથા મહાનિશિથના પાંચમા અધ્યયનમાં કહેલું છે.

૧૨૬ સાધુને અશુચિ ટાળવા માટે રાત્રિએ પાણી રાખવાનું બૃહત્કલ્પ ભાષ્ય તથા નિશિથચૂર્ણિમાં કહેલું છે.

૧૨૭ આવશ્યકજી તથા ઓઘનિર્યુક્તિમાં ડંડાસણ

રાખવાનું કહેલું છે.

૧૨૮ આવશ્યક સૂત્રમાં તથા નિશિથચૂર્ણિમાં ઓઘામાં સમવસરણ ચિત્રવાનું કહેલ છે.

૧૨૯ ગચ્છ દીપિકાસમીરમાં કહેલું છે કે કંદોરો પડિલેહણ કુલકમાં તથા આવશ્યક સૂત્રમાં આર્યરક્ષિતના અધિકારે રાખવો કહેલ છે.

૧૩૦ મહાનિશીથ સૂત્રના સાતમા અધ્યયનમાં કામલી (વર્ષાકલ્પ) એ નામથી કહેલ છે.

૧૩૧ મહાનિશીથ સૂત્રના સાતમા અધ્યયનમાં પાંગરણી (અંતરકલ્પ) એ નામથી કહેલ છે.

૧૩૨ પંચ વસ્તુ સૂત્રમાં સ્થંડિલ તથા ગોચરી જતી વખતે ડંડાસણ રાખવાનું કહેલ છે તથા મહાનિશીથ ભગવતી પ્રશ્નવ્યાકરણમાં પણ કહેલ છે.

૧૩૩ મહાનિશીથ સૂત્રના સાતમા અધ્યયનમાં ડંડાસણ તથા રજોહરણ જુદા રાખવાનું કહેલું છે.

૧૩૪ મહાનિશીથના સાતમા અધ્યયનમાં ઝોલીની ગાંઠ નહિ પડિલેહણ કરનારને દંડ કહેલ છે.

૧૩૫ કાગળ લખવાનું નિશીથચૂર્ણિમાં કહેલું છે.

૧૩૬ મચ્છરદાની રાખવાનું બૃહત્કલ્પમાં કહેલ છે.

૧૩૭. બૃહત્કલ્પ ભાષ્યમાં કહેલું છે કે દીક્ષા લીધેલાની દીક્ષા જો તેના કુટુંબી આવી છોડાવતા હોય તો તેને દેશાં-

તરમાં નસાડવાનું કહ્યું છે; અન્યથા નહિ.

૧૩૮ જીતવ્યવહાર તથા ધર્મરત્નમાં તથા પંચવસ્તુમાં ઠલે તથા ગોચરી જતા દાંડો રાખવાનું કહેલ છે.

૧૩૯. અનુયોગ દ્વારમાં ૧ પોથી, ૨ બંધન, ૩ દોરો, પૂંઠા રાખવાનું કહેલ છે.

૧૪૦. રજોહરણનો દોરો ૧, દાંડી ૨, નિશિથીયુ ૩, ઉપલો બાંધવાનો દોરો નિશિથમાં કહેલ છે.

૧૪૧. અનુયોગ દ્વારમાં દેવસી રાઇ એ બે પ્રતિક્રમણ કહેલ છે.

૧૪૨. જ્ઞાતાસૂત્ર સેલગ અધ્યયને ચોમાસી પ્રતિક્રમણ કહેલ છે.

૧૪૩. ભગવતી સૂત્ર ૧૨મે શતકે શંખ શ્રાવકને અધિકારે પાક્ષિક સૂત્ર કહેલ છે.

૧૪૪. શ્રી કલ્પસૂત્રમાં સંવત્સરી પ્રતિક્રમણનો પાઠ છે.

૧૪૫. દશમા અંગપ્રશ્નવ્યાકરણ સૂત્રમાં સંવરદ્વારે પાંચ ઠેકાણે દંડો રાખવાનો પ્રગટ પાઠ છે.

૧૪૬. નિશિથસૂત્રમાં નવમે ઉદ્દેશે શ્રાવકને સૂત્ર ભણાવવાનો નિષેધ કરેલ છે.

૧૪૭. કોણિક રાજાયે પ્રભુની વધામણીમાં નિત્ય પ્રત્યે સાડાબાર હજાર રૂા. આપ્યા તે જિનભક્તિ નિમિત્તે.

૧૪૮. ઘણા રાજાઓએ તેમજ શ્રાવકોએ દીક્ષામહો-

ત્સવ કર્યો તે જૈનશાસનની પ્રભાવના નિમિત્ત.

૧૪૯. કૃષ્ણ મહારાજે દીક્ષાની દલાલી માટે દ્વારિકામાં પડહ ફેરવ્યો તે ધર્મની વૃદ્ધિ નિમિત્તે.

૧૫૦. ઇંદ્રો તથા દેવતાઓએ જિનજન્મ મહોત્સવ કર્યો તે ધર્મપ્રાપ્તિ નિમિત્તે જંબુદ્વીપપન્નત્તિમાં કહેલ છે.

૧૫૧. દેવતાઓ નંદીશ્વર દ્વીપે અઠાઇ મહોત્સવ કરે છે તે ધર્મની પ્રાપ્તિ નિમિત્તે.

૧૫૨. જંઘાચારણ તથા વિદ્યાચારણલબ્ધિ ફોરવે છે. તે જિનપ્રતિમા વંદન નિમિત્તે.

૧૫૩. શંખ શ્રાવકે સ્વામીવાત્સલ્ય કર્યું તે સમ્યક્ત્વની પ્રાપ્તિ નિમિત્તે.

૧૫૪. તેતલી પ્રધાનને પોટિલ દેવતાએ સમજાવ્યો તે ધર્મનિમિત્ત.

૧૫૫. તીર્થંકર મહારાજાઓએ વાર્ષિક દાન આપેલું તે પુન્યદાન ધર્મ પ્રગટ કરવા નિમિત્તે.

૧૫૬. દેવતાઓ પ્રતિમા તથા દાઢાઓ પૂજે છે તે મોક્ષની પ્રાપ્તિ નિમિત્ત.

૧૫૭. શ્રી ઉદાયન રાજા ભગવાનને વંદન કરવા ગયો તે પુન્ય પ્રાપ્તિ નિમિત્તે.

## સાવદ્ય કરણિ વિષે.

૧૫૮, શ્રીઆચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ઇર્યા.

અધ્યયનમાં લખ્યું છે કે સાધુ ખાડામાં પડી જાય તો ઘાસ-વેલડી તથા વૃક્ષને પકડીને બહાર નીકળે,

૧૫૯. શ્રી આચારાંગજી સૂત્રમાં કહેલ છે કે સાધુ ખાંડ સાકરને બદલે મીઠું લાવે તો ખાઇ જાય ન ખવાય તો સંભોગીકને વહેંચી આપે.

૧૬૦ શ્રી આવશ્યક સૂત્રમાં કહેલ છે કે રસ્તામાં નદી આવે તો સાધુ ઉતરે.

૧૬૧ શ્રી આવશ્યક સૂત્રમાં કહેલ છે કે સાધુ—મૃગપૃચ્છામાં જૂઠું બોલે.

૧૬૨. શ્રી સુયગડાંગ સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે મૃગપૃચ્છા સિવાય સાધુ જૂઠું બોલે નહિ.

૧૬૩. શ્રી ઠાણાંગસૂત્રના પાંચમા ઠાણામાં પાંચ કારણે સાધુ—સાધ્વીને પકડી લે એમ કહ્યું છે. તેમાં નદીમાં તણાઇ જતી સાધ્વીને સાધુએ બહાર કાઢવી એમ કહેલ છે.

૧૬૪. ભગવતીસૂત્રમાં કહેલું છે કે શ્રાવક સાધુને અસુજતો અને સચિત આહાર ચ્યાર પ્રકારનો દેતા અલ્પ પાપ અને ઘણી નિર્જરા કરે છે.

૧૬૫. શ્રી ઉવવાઇસૂત્રમાં કહેલ છે કે સાધુ શિષ્યની પરીક્ષા માટે દોષ લગાડે.

૧૬૬. શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં કહેલું છે કે—સાધુ પડિ-

લેહણા કરે તો તે કાર્યમાં અવશ્ય વાયુકાયની હિંસા થાય છે.

૧૬૭. શ્રી બ્રહત્કલ્પમાં ચરબીનું વિલેપન કરવું લખે છે.

૧૬૮. શ્રી બ્રહત્કલ્પમાં કારણે સાધ્વીને પકડી લેવી કહેલ છે તથા—

૧૬૯. શ્રી જ્ઞાતાસૂત્રમાં સુબુદ્ધિ પ્રધાને રાજાને સમજાવવા માટે ખાઇનું ગંદુ પાણી સારૂં કર્યું છે.

૧૭૦. શ્રી મલ્લિનાથ મહારાજે છ રાજાને પ્રતિબોધ નિમિત્તે મોહન ઘર કરાવ્યું છે તથા પોતાના ઉપર મોહ ટાળવા નિમિત્તે પોતાના સમાન મનોહર પુત્તલી બનાવીને તેમાં દરરોજ અહારના કોલીયા નાખ્યા તેથી તેમાં હજારો ત્રસજીવોની ઉત્પત્તિ તેમજ વિનાશ થયેલ છે.

૧૭૧. શ્રી ઉવવાઇસૂત્રમાં કોણિક રાજાએ ભગવાનની ભક્તિ નિમિત્તે મહાઆડંબરે સામયું કર્યું છે.

૧૭૨. શ્રી કોણિક રાજાએ દરરોજ ભગવંતના ખબર મંગાવવા માટે માણસોની ટપાલ બાંધી હતી.

૧૭૩. પ્રદેશી રાજાએ દાનશાળા મંડાવી હતી તેમાં કેટલાક પ્રકારનો આરંભ હતો પરંતુ કેશીકુમાર ગણધર મહારાજે નિષેધ નહિ કરતા કહ્યું કે–હે પ્રદેશી રાજા ! પૂર્વે મનોજ્ઞ થઇને હવે અમનોજ્ઞ ન થઈશ.

૧૭૪. પ્રદેશી રાજાએ કેશી ગણધર મહારાજને કહ્યું કે–હે સ્વામિન્ ? આવતી કાલે મારી તમામ ઋદ્ધિના આડંબર

સાથે આવીને હું આપને વંદના કરીશ અને કર્યું પણ તેમ છતાં કેશી ગણધર મહારાજે તેમને નિષેધ કર્યો નહિ.

૧૭૫. ચિત્રસારથીએ પ્રદેશી રાજાને પ્રતિબોધ પમાડવા નિમિત્તે કેશી ગણધર પાસે લઇ જવા માટે રથ, ઘોડા વિગેરે દોડાવ્યા હતા.

૧૭૬. સૂર્યાભ દેવતાએ જિન ભક્તિ નિમિત્તે ભગવંત સમીપે નાટક કરેલું છે.

## સૂત્રોમાં શ્રાવકોયે જિનપૂજા કરેલી છે.

૧૭૭. શ્રી આચારાંગ સૂત્રમાં સિદ્ધાર્થ રાજાને શ્રી પાર્શ્વનાથજીના સંતાનીયા શ્રાવક કહેલા છે. તેમણે જિનપૂજા માટે લાખ રૂા. દીધા તથા અનેક જિન પ્રતિમાની પૂજા કરી છે. એમ કહ્યું છે. આ અધિકારમાં સૂત્રની અંદર जाये अ એવો શબ્દ છે. તે શબ્દનો ગુજરાતી ભાષાંત્તરમાં યાગ શબ્દ થાય છે. અને યાગ શબ્દ દેવપૂજા વાચી છે. વળી તેઓ શ્રાવક હોવાથી તેમને અન્ય યાગ શબ્દ હોય જ નહિ. તેથી તેમણે જિનપૂજા કરી છે. તે નિઃસંશય છે.

૧૭૮..શ્રી સુયગડાંગ સૂત્રમાં જિનપ્રતિમા દેખી આર્દ્રકુમાર પ્રતિબોધ પામ્યા છે. અને દિક્ષા લીધી ત્યાં સુધી પ્રતિમાજીની પૂજા કરી છે—એમ કહેલ છે.

૧૭૯. શ્રી સમવાયંગ સૂત્રમાં સમવસરણના અધિકારને માટે કલ્પસૂત્રની ભલામણ છે. તે પ્રમાણે શ્રી બ્રહત્કલ્પની

ભાષ્યમાં સમવસરણનો અધિકાર વિસ્તારથી છે. તેમાં લખ્યુ છે કે પૂર્વસન્મુખ સમવસરણમાં ભાવ અરિહંત બીરાજે છે. અને ત્રણ દિશાયે તેમના પ્રતિબિંબ એટલે સ્થાપના અરિહંત બીરાજે છે.

૧૮૦. શ્રી ઠાણુંગ સૂત્રમાં સ્થાપના સત્ય કહેલ છે.

૧૮૧. શ્રી ભગવતીસૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવકોયે જિનપ્રતિમા પૂજ્યાનો અધિકાર છે.

૧૮૨. શ્રી જ્ઞાતા સૂત્રમાં દ્રૌપદીયે જિનપ્રતિમાની સત્તર ભેદી પૂજા કર્યાનો અધિકાર છે.

૧૮૩. શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં આણંદાદિ દસ શ્રાવકોયે જિન પ્રતિમા વાંદી પૂજી છે. એવો અધિકાર છે.

૧૮૪. શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં સાધુ જિન પ્રતિમાની વૈયાવચ્ચ કરે એમ કહેલ છે.

૧૮૫. શ્રી ઉવવાઇ સૂત્રમાં ઘણા જિન મંદિરોનો અધિકાર છે.

૧૮૬. શ્રી ઉવવાઈ સૂત્રમાં અંબડ શ્રાવકે જિનપૂજા કરી છે. તથા વંદન કરેલ છે—એવો અધિકાર છે.

૧૮૭. શ્રી રાયપસેણી સૂત્રમાં સૂર્યાભદેવતાયે જિન-પ્રતિમા પૂજી છે તેવો અધિકાર છે.

૧૮૮. શ્રી જીવાભિગમસૂત્રમાં વિજયદેવતા આદિ દેવ-તાઓયે જિન પ્રતિમા પૂજ્યાનો અધિકાર છે.

૧૮૯. શ્રી રાયપસેણી સૂત્રમાં ચિત્ર સારથી તથા પ્રદેશી રાજાયે બન્ને શ્રાવકોયે જિનપૂજા કરી છે. તેવો અધિકાર છે

૧૯૦. શ્રી જંબુદ્વીપ પન્નત્તિ સૂત્રમાં યમક દેવતા આદિયે જિનપ્રતિમા પૂજેલ છે. એવો અધિકાર છે.

૧૯૧. શ્રી દશ વૈકાલિક સૂત્રમાં શય્યંભવસૂરિ જિન-પ્રતિમા દેખી બોધ પામ્યા તેવો અધિકાર છે.

૧૯૨. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના દશમા અધ્યયનની નિર્યુક્તિમાં ગૌતમસ્વામી મહારાજશ્રી અષ્ટાપદની યાત્રા કરવા ગયા એમ કહ્યું છે.

૨૯૩. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ માં અધ્યયનમાં થઇ થુઇ મંગલંમાં સ્થાપના વાંદવી કહેલ છે.

૧૯૪. શ્રી નંદીસૂત્રમાં વિશાલાનગરીની અંદર શ્રી મુનિસુવ્રતસ્વામીનું મહા પ્રભાવિક સ્થૂભ કહેલ છે.

૧૯૫. શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં સ્થાપના માનવી કહેલછે

૧૯૬. શ્રી આવશ્યક સૂત્રમાં ભરતચક્રવર્ત્તિયે જિન-મંદિર–કરાવ્યાનો અધિકાર છે.

૧૯૭. શ્રી આવશ્યકસૂત્રમાં વગ્ગુર શ્રાવકે શ્રી મલ્લિ-નાથજીનું દેહેરૂ બંધાવ્યાનો અધિકાર છે.

૧૯૮. શ્રી આવશ્યક સૂત્રમાં પુષ્પોથી જિન પૂજા કર-વાથી સંસાર ક્ષય થાય છે. એમ કહેલું છે.

૧૯૯. શ્રી આવશ્યકસૂત્રમાં પ્રભાવતી શ્રાવિકાએ જિન-

મંદિર બનાવ્યું છે તથા જિન પ્રતિમાની આગળ નાટક કર્યું છે.

૨૦૦ શ્રી આવશ્યક સૂત્રમાં કહ્યું છે કે શ્રેણિક મહારાજા એકસોને આઠ સોનાના જવ નવા દરરોજ કરાવીને જિન સન્મુખ સ્વસ્તિક કરતા હતા.

૨૦૧. શ્રી આવશ્યક સૂત્રમાં સાધુ કાર્યોત્સર્ગમાં જિન પ્રતિમાની પૂજાની અનુમોદના કરે છે. એમ કહ્યું છે.

૨૦૨. શ્રી આવશ્યકસૂત્રમાં કહ્યું છે કે સર્વ લોકમાં જે જિન પ્રતિમા છે. તેને આરાધવા નિમિત્તે સાધુ તથા શ્રાવકો કાઉસ્સગ્ગ કરે.

૨૦૩. શ્રી વ્યવહાર સૂત્રમાં પ્રથમ ઉદ્દેશે જિન પ્રતિમાની આગળ આલોચના કરવી કહી છે.

૨૦૪. શ્રી મહાનિશીથ સૂત્રમાં જિન મંદિર બનાવતા ઉત્કૃષ્ટો બારમા દેવલોક પર્યંત જાય છે એમ કહેલ છે.

૨૦૫. શ્રી મહાકલ્પસૂત્રમાં જિનમંદિરની અંદર–સાધુ શ્રાવક વંદના કરવા ન જાય તો પ્રાયશ્ચિત્ત લાગે છે.

૨૦૬. શ્રી જિતકલ્પ સૂત્રમાં પણ તેને લગતો અધિકારછે.

૨૦૭. શ્રી પ્રથમ અનુયોગમાં અનેક શ્રાવક શ્રાવિકાઓએ જિન મંદિર બનાવ્યા છે. તથા પૂજા કર્યાનો અધિકાર છે. જિન પ્રતિમાને પૂજ્યાના ફળ સૂત્રોમાં કહેલ છે.

૨૦૮. શ્રી જિન પ્રતિમાની ભક્તિથી શ્રી શાન્તિનાથ મહારાજના જીવે તીર્થંકર ગોત્ર બાંધ્યું છે. આવો અધિકાર

પ્રથમ અનુયોગમાં છે.

૨૦૯. શ્રી જિન પ્રતિમાની પૂજા કરવાથી સમ્યકત્વ શુદ્ધ થાય છે આ કથન શ્રીઆચારાંગ સૂત્રની નિર્યુક્તિમાંછે.

૨૧૦. થઈં થુઇ મંગલં-અર્થાત્ સ્થાપનાની સ્તુતિ કરવાથી. જીવ સુલભ બોધી થાય છે આ કથન શ્રી ઉત્તરાધ્યયનમાં છે.

૨૧૧. જિનભક્તિ કરવાથી જીવ તીર્થંકર ગોત્ર બાંધે છે. આ કથન જ્ઞાતા સૂત્રમાં છે. જિન પ્રતિમાની જે પૂજા છે. તે તીર્થંકરની જ છે. તેથી વીશ સ્થાનકમાંથી પહેલું સ્થાનક આરાધી શકાય છે.

૨૧૨.શ્રી તીર્થંકર મહારાજનું નામ ગોત્ર શ્રવણ કરવાનું મહાફળ છે. એમ શ્રી ભગવતી સૂત્રમાં કહેલું છે. અને પ્રતિમા તો નામ સ્થાપના બન્ને છે. તેના દર્શન તથા પૂજાથી અત્યંત ફળ થાય છે.

૨૧૩ જિન પ્રતિમાની પૂજાથી સંસારનો ક્ષય થઇ જાય છે, એવું શ્રી આવશ્યક સૂત્રના અંદર કહેલ છે.

૨૧૪ સર્વ લોકમાં જેટલી અરિહંતની પ્રતિમા છે તેનો કાઉસ્સગ્ગ બોધિબીજના લાભાર્થે સાધુ તથા શ્રાવક કરે એમ શ્રી આવશ્યક સૂત્રમાં કહેલું છે.

૨૧૫ જિન પ્રતિમાને પૂજવાથી મોક્ષ ફળની પ્રાપ્તિ થાય છે એમ શ્રી રાયપસેણી સૂત્રમાં કહેલું છે.

૨૧૬ જિન મંદિર બનાવવાવાળા બારમાં દેવલોક સુધી જાય છે. એમ શ્રી મહા નિશીથ સૂત્રમાં કહેલું છે.

૨૧૭ શ્રેણિક રાજાયે જિનપ્રતિમાના ધ્યાનથી તીર્થંકર ગોત્ર બાંધ્યું છે આ કથન શ્રી યોગશાસ્ત્રમાં છે.

૨૧૮ શ્રી ગુણવર્મા રાજાના સત્તર પુત્રોયે સત્તર ભેદમાંથી એક એક પ્રકારે જિન પૂજા કરી છે. ને તેથી તેજ ભવમાં મોક્ષે ગયેલ છે, આ અધિકાર શ્રી સત્તર ભેદી પૂજાના અધિકારવાળા ગુણવર્મા ચરિત્રમાં છે, સત્તરભેદી પૂજા રાયપસેણી સૂત્રમાં કહેલ છે.

૨૧૯ શ્રી જિન પ્રતિમાની સત્તર ભેદી પૂજા દ્રૌપદીયે કરેલી છે.

૧ કેટલાયેક લોકો ભગવાનની સ્થાપના માનવામાં મનાઇ કરે છે અને પોતાના ફોટાઓ પડાવે છે,

૨ ભગવાનની પૂજામાં હિંસા બતાવે છે અને પોતાનો ફોટો પડાવી ઘણી અપકાયની વિરાધના કરે છે.

૩ ચોમાસામાં પોતાના દર્શન કરવા નિમિત્તે પોતાના ભક્તલોકોને લાભ બતાવે છે અને ભગવાનની પૂજાનો નિષેધ કરે છે.

૪ સમ્યક્ દૃષ્ટિ એકાવતારી સૂર્યાભદેવે મોક્ષ માટે જિન પ્રતિમાની પજા કરી છે એવું રાયપસેણી સૂત્રમાં છે.

૫ શ્રી ઠાણુંગ સૂત્ર વિગેરે મૂળ આ ગમોમાં રૂધિર

પેશાબ વિષ્ટા વિગેરે અશૂચિવાળી જગ્યા પર સૂત્રાદિકના પાઠ કરવાની મનાઇ કરી છે.*

૬ કેટલાક દિક્ષા વખતે અને મરેલા ગુરૂ મડદાનો મહોત્સવ કરે છે. અને જિનપૂજાનો નિષેધ કરે છે.

૭ અનુયોગદ્વાર સૂત્રમાં તીર્થરૂપ સિદ્ધશિલા તલ ઉપર અણુસણુ કર્યાની વાત છે અને તેના પર આરાધનની સિદ્ધિ બતાવી છે.

૮ શાસ્ત્રમાં પૂર્વભવના શરીરને અને મુનિયોના અંત કાલના શરીરને-કલેવરનો ઉત્સવ કરવાનો અધિકાર દેવતાને માટે છે. તેતો કેટલાક લોક કરે છે અને ભગવાનના તીર્થ-યાત્રાદિક મહોત્સવને કરતા નથી.

૯ સ્થાપના આકારને નહિ માનનારા લોકોને સહી દસ્તાવેજ નોટો ચોપડા વિગેરે નહિ માનવા જોઇએ અને તેના સાધુયે પણ પુસ્તક આગમ વાંચવા જોઇયે નહિ કારણ કે તે પણ આકાર છે.

૧૦ સાધુયે લાવેલા પાણિમાં માખી કરોલિયા પડી જાય તો તેને સાધુ બહારકાઢે છે તો દોષ નહિ તો ફેર શ્રાવક લોક બીજા જીવોને બચાવે તેમાં દોષ કેવી રીતે હોય.

૧૧. ઠાણાંગસૂત્રમાં કહેલુ છે કે– દેવની સ્તુતિ કરનારા જીવો સુલભ બોધિ થાય છે અને તેની નિંદા કરનારા દુર્લભ-બોધિ થાય છે.

૧૨. કેટલાક લોકો સ્ત્રિયોનો ફોટો દેખવાથી કામવિકાર ઉત્પન્ન થાય છે એવું બોલી સ્ત્રિચિત્રવાળા મુકામમાં રહેતા નથી. તો અરિહંત ભગવાનની આકારવાળી મૂર્ત્તિના ગુણોનું સ્મરણ થવું કેમ નહિ માને.

૧૩. કેટલાક લોકો આકારને માનતા નથી. તો ફેર સાકરના હાથી ઘોડા ગાય વિગેરે ખાવાના પદાર્થો ખાતા કેમ નથી.

૧૪. સોયના અગ્રભાગમાં રહે એટલી નીલ ફૂલ અને જમીન કંદને વિષે જગતના પૃથ્વી જલ અગ્નિ વાયુ દેવતા નારકી મનુષ્યની સંખ્યા કરતા અનંતગુણા જીવ છે.

૧૫. સાધ્વી આર્યાને જાહેર રસ્તામાં રહેવાની બ્રહત્કલ્પ માં મનાઈ છે.

૧૬. ચિત્રશાળા ઉપાશ્રયમાં સાધુ સાધ્વીને રહેવાની મનાઇ છે.

૧૭. સાધુને સાધ્વીના અને સાધ્વીને સાધુના ઉપાશ્રયમાં બેસવાની મનાઇ છે.

૧૮. સાધ્વીઓને આ કુંચનાદિ પટ્ટા કલ્પે નહિ.

૧૯. સાધુ સાધ્વીયોને પરસ્પર પેશાબથી શૌચ કરવાની મનાઇ છે. અને શૌચ નહિ કરનારને માસનું પ્રાયશ્ચિત નિશીથ સૂત્રના ચોથા ઉદ્દેશામાં કહેલ છે.

૨૦. શ્રેણિકરાજાના સમયમાં કાલકસુરિયા કસાઇયે મેલના પાડા બનાવી માર્યા હતા. તેને જીવહિંસાનું પાપ

લાગ્યુ તેવું સ્થાનકવાસી માને છે. તો ફેર ભગવાનની મૂર્ત્તિના ભાવથી દર્શન કરવામાં લાભ કેમ માનતા નથી.

૨૧. સસલાને બચાવવામાં જીવની અનુકંપા કરવાથી હાથીને જીવ મનુષ્ય આયુ બાંધી મેઘકુમાર થયો. ને સંસાર ઓછો થયો તેવું જ્ઞાતાસૂત્રમાં છે.

૨૨. સાધુને વંદન કરવા જવામાં હિંસા માને તો ઉપદેશ આપવાવાલાનું સાધુપણું નષ્ટ થાય છે.

## પુછવાના પ્રશ્નો

૧. દસહજાર વર્ષના આયુષ્યથી અધિક ૩૩ સાગરોપમના આયુષ્યવાળા દેવતા છે, તેવી રીતે નરકના જીવો દસ હજાર વર્ષના આયુષ્યવાળા છે કે નહિ?

૨. વર્ત્તમાનકાળે કેટલો કાળ સમય તુલ્ય દેવો છે?

૩. મનુષ્યના શરીરથી ઇતરભવને વિષે, સંમૂર્ચ્છિમ જીવો ઉપજે છે કે, સ્વેદાદિકને વિષે?

૪. સાધુના પેઠે સાધ્વી ચારણ લબ્ધિવાળી થાય કે નહિ?

૫. અવસર્પિણી પંચમ આરાક તુલ્ય ઉત્સર્પિણી, બીજા આરામાં જીવો સિદ્ધ થાય કે નહિ?

૬. એક સમયે ક્ષપક શ્રેણિને કેટલા પામે?

૭, પાંચ નિર્ગ્રંથોને વિષે આહારક શરીર કોણ કરે?

૮. મનુષ્ય અને તિર્યંચોને મધ્યે, વૈક્રિય શરીર કોણ કરે, અને કોણ ન કરે?

૧૨. કેટલાક લોકો સ્ત્રિયોનો ફોટો દેખવાથી કામવિકાર ઉત્પન્ન થાય છે એવું બોલી સ્ત્રિચિત્રવાળા મુકામમાં રહેતા નથી. તો અરિહંત ભગવાનની આકારવાળી મૂર્ત્તિના ગુણોનું સ્મરણ થવું કેમ નહિ માને.

૧૩. કેટલાક લોકો આકારને માનતા નથી. તો ફેર સાકરના હાથી ઘોડા ગાય વિગેરે ખાવાના પદાર્થો ખાતા કેમ નથી.

૧૪. સોયના અગ્રભાગમાં રહે એટલી નીલ ફૂલ અને જમીન કંદને વિષે જગતના પૃથ્વી જલ અગ્નિ વાયુ દેવતા નારકી મનુષ્યની સંખ્યા કરતા અનંતગુણા જીવ છે.

૧૫. સાધ્વી આર્યાને જાહેર રસ્તામાં રહેવાની બ્રહત્કલ્પમાં મનાઈ છે.

૧૬. ચિત્રશાળા ઉપાશ્રયમાં સાધુ સાધ્વીને રહેવાની મનાઇ છે.

૧૭. સાધુને સાધ્વીના અને સાધ્વીને સાધુના ઉપાશ્રયમાં બેસવાની મનાઇ છે.

૧૮. સાધ્વીઓને આ કુંચનાદિ પટ્ટા કલ્પે નહિ.

૧૯. સાધુ સાધ્વીયોને પરસ્પર પેશાબથી શૌચ કરવાની મનાઇ છે. અને શૌચ નહિ કરનારને માંસનું પ્રાયશ્ચિત નિશીથ સૂત્રના ચોથા ઉદ્દેશામાં કહેલ છે.

૨૦. શ્રેણિકરાજાના સમયમાં કાલકસુરિયા કસાઇયે મેલના પાડા બનાવી માર્યા હતા. તેને જીવહિંસાનું પાપ

લાગ્યુ તેવું સ્થાનકવાસી માને છે. તો ફેર ભગવાનની મૂર્ત્તિના ભાવથી દર્શન કરવામાં લાભ કેમ માનતા નથી.

૨૧. સસલાને બચાવવામાં જીવની અનુકંપા કરવાથી હાથીનો જીવ મનુષ્ય આયુ બાંધી મેઘકુમાર થયો. ને સંસાર ઓછો થયો તેવું જ્ઞાતાસૂત્રમાં છે.

૨૨. સાધુને વંદન કરવા જવામાં હિંસા માને તો ઉપદેશ આપવાવાલાનું સાધુપણું નષ્ટ થાય છે.

## પુછવાના પ્રશ્નો

૧. દસહજાર વર્ષના આયુષ્યથી અધિક ૩૩ સાગરોપમના આયુષ્યવાળા દેવતા છે, તેવી રીતે નરકના જીવો દસ હજાર વર્ષના આયુષ્યવાળા છે કે નહિ?

૨. વર્તમાનકાળે કેટલો કાળ સમય તુલ્ય દેવો છે?

૩. મનુષ્યના શરીરથી અંતરભત્રને વિષે, સંમૂર્ચ્છિમ જીવો ઉપજે છે કે, સ્વેદાદિકને વિષે?

૪. સાધુના પેઠે સાધ્વી ચારણ લબ્ધિવાળી થાય કે નહિ?

૫. અવસર્પિણી પંચમ આરાક તુલ્ય ઉત્સર્પિણી, બીજા આરામાં જીવો સિદ્ધ થાય કે નહિ?

૬. એક સમયે ક્ષપક શ્રેણિને કેટલા પામે?

૭, પાંચ નિર્ગ્રંથોને વિષે આહારક શરીર કોણ કરે?

૮. મનુષ્ય અને તિર્યંચોને મધ્યે, વૈક્રિય શરીર કોણ કરે, અને કોણ ન કરે?

૯. પહેલા ચોમાસામાં સાધુ સ્થંડીલાદિ કાર્ય કેવી રીતે કરે ? નગર મોટું હોવાથી, તથા દુર હોવાથી.

૧૦. આહારક શરીર કેટલા ક્ષેત્ર સુધી જાય ?

૧૧. દુધ, દહીં, અંદર કાંઇક નાખવાથી નિંવ્યાતુ થાય કે નહિ ?

૧૨. પડિ લેહણમાં ઇચ્છકાર, કવચિત ઇચ્છાકારેણ કેમ ?

૧૩. શ્રાવકોને નંદી, દેવવંદન વખતે, ઉત્તરાસંગ જોઇએ કે કેમ ?

૧૪. નંદિશ્વરે બાવન મંદિરને વિષે, સ્નાત્રાદિક ઉત્સવ થાય છે, બીજાને વિષે કેમ નહિ ?

૧૫. શ્રાવકો જૈન મંદિરથી નીકળતી વખતે ઉપાશ્રયની પેઠે આવસ્સહિ કહે કે નહિ ?

૧૬. પોસહ લીધેલાને પોસહ લીધેલા પીરસે કે નહિં ?

૧૭. ઉપધ્યાનાદિકને વિષે, કલ્પાકલ્પ કરે કે નહિ ?

૧૮. અસંજ્ઞિ તિર્યંચ મનુષ્યો નરકે જાય કે નહિ ?

૧૯. દેવતા, પૃથ્વી, અપ, વનસ્પતિને વિષે જાય, તે સૂક્ષ્મે, કે બાદર, અને તિર્યંચને વિષે, ગર્ભજને વિષે, કે સંમૂર્ચ્છિમને વિષે ?

૨૦. સાધુને કેવળજ્ઞાન પ્રાપ્ત થએલ સાધુ વંદન કરે કે નહિ ?

૨૧. વાસુદેવ ઉંચા કયા સ્થાનથી આવે ?

૨૨. જંબુ ચક્રવર્તિની કેટલા કાળની સ્થિતિ ?

૨૩. જંબુવૃક્ષના ૧૨ પરિક્ષેપા એટલે શું ?

૨૪. સંમૂચ્છિંમ મનુષ્યોનો વિરહકાળ કેટલો, કેટલા અંતરનો ?

૨૫. સંખડી સપ્તગૃહથી ન કલ્પે ? શું ? દશગૃહથી કલ્પે ?

૨૬. જિન કલ્પિકા આહાર ગ્રહણ કરી પછી કોઈ કાંઇ દેખે તો ?

૨૭. કૃષ્ણે આવતા ગંગા નદી ઉતરી તો. જતાં ધાતકી ખંડે ગંગા ઉતરી કે નહિ ? ગંગા સમુદ્રને વિષે કેવી રીતે પડી, અગર મધ્યે સેતુ આદિક બાંધેલા હતા ?

૨૮. તીર્થંકરોનું પારણું છઠ્ઠ થકી, અગર દિક્ષાના બીજા કે ત્રીજા દિવસે ?

૨૯. આહાર કલંદનો અર્થ શું ? અને અવગ્રહે કલ્પે તેનો અર્થ શું ?

૩૦. લોક ચતુરસ્રૌ વૃત્તૌ, વાસએવ વર્ગિતે, ૧૩૯. ઘનવાત સંવર્ગિતે ૩૪૩. તે શું ?

૩૧. સચિત્ત જળ ત્યાગી, રાત્રીને વિષે શું પીવે ?

૩૨. ગણધરો એક સમયે કેટલા મોક્ષે જાય ?

૩૩. નલિની ગુલ્મ વિમાન કયા સ્વર્ગે, ત્યાં દેવનું કેટલું આયુષ્ય ?

૩૪. પ્રતિવાસુદેવોના કેટલા આયુષ્યો, કઈ કઈ નરકે જાય ?

૩૫. સમવસરણમાં પુષ્પો, વૈક્રિય કે અન્ય ?

૩૬. દહેરાસરમાં ઉત્તરાસંગથી પ્રવેશ કરે કે નહિ ? અને ઘણીવાર રહેવાથી રાખે કે ઉતારે ?

૩૭. આરાત્રિક, નૈવેદ, કયા પુરાતન ગ્રંથે છે ?

૩૮. તંદુલીયા મચ્છનો અધિકાર કયા સૂત્રમાં છે ?

## પુછવાના પ્રશ્નો

૧. સમવાયાંગમાં–મલ્લિનાથ મહારાજના ૫૭૦૦ સાધુ મનઃપર્યવજ્ઞાનિ કહ્યા છે, અને જ્ઞાતાસુત્રમાં ૮૦૦ કહેલા છે, તેનું કેમ?

૨. સમવાયાંગમા મલ્લિનાથ મહારાજના ૫૯૦૦ સાધુ અવધિજ્ઞાની કહેલા છે, તેનું કેમ ? જ્ઞાતાસૂત્રમાં ૨૦૦૦ કહેલા છે, તેનું કેમ ?

૩. જ્ઞાતાસૂત્રમાં–પાંચમા અધ્યયને, કૃષ્ણ મહારાજાને ૩૨૦૦૦ સ્ત્રિઓ કહેલી છે, અને અંતગડ દશાસૂત્રમાં પ્રથમ અધ્યયને ૧૬૦૦૦ કહી છે, તેનું કેમ ?

૪. રાયપરેણી સૂત્રમાં કેશીકુમારને ચાર જ્ઞાન કહ્યા છે, અને ઉત્તરાધ્યયને ૩૨મે અધ્યયને અવધિજ્ઞાન કહ્યું છે, તેનું [illegible]

[illegible].તી પ્રથમ શતકે, બીજે ઉદ્દેશે, વિરાધક

સંયમી, જઘન્યથી ભવનપતિમાં જાય, અને ઉત્કૃષ્ટતાથી સૌધર્મે જાય, તેમ કહ્યું છે, અને જ્ઞાતા સૂત્રમાં, ૧૬ માં અધ્યયને, સુકમાલિકા વિરાધક સંયમી, ઈશાન દેવલોક ગઈ, તેનું કેમ ?

૬. ઉવવાઈ સૂત્રમાં કહ્યું છે કે, તાપસ ઉત્કૃષ્ટતાથી જ્યોતિષી લગી જાય છે, અને ભગવતી સૂત્રમાં તામલી તાપસ ઇશાન ઈંદ્ર થયો કહેલ છે, તે કેમ ?

૭ ભગવતી સૂત્રમાં કહેલું છે કે, શ્રાવક હોય તે, ત્રિવિધે ત્રિવિધે કર્માદાનના પચ્ચખાંણ કરે, અને ઉપાસક દશા સૂત્રમાં, આણંદ શ્રાવકે અમુક હળો, મોકળા રખ્યા તે કેમ ?

૮. સદ્દાલપુત્ર કુંભાર શ્રાવકે, નિંભાડા મોકળા રાખ્યા, તે કેમ, ભગવતી સૂત્રે.

૯ પન્નવણા સૂત્રમાં, વેદનીય કર્મની જઘન્ય સ્થિતિ ૧૨ મુહૂર્તની કહી છે, અને ઉત્તરાધ્યયન સૂત્રમાં, અંતર મુહૂર્તની કહી છે, તે કેમ ?

૧૦ ભગવતી સૂત્રમાં બીજે શતકે, પ્રથમ ઉદ્દેશે, ખંધને અધિકારે, ૧૨ પ્રકારના બાળ મરણ કરતો અનંતા, નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવતાઓના ભવોને કરે છે, અનાદિ અનંત ચાર ગતિમાં રઝળે, તેમાં બારમાં વેહાનસ મરણ, તથા ગ્રધ્ર પૃષ્ઠ મરણ કહ્યા છે, અને ઠાણાંગસૂત્રે, બીજે ઠાણે, ચોથે ઉદ્દેશે

ઓહીજ બે મરણુની, કારણે આજ્ઞા કરી છે, તે કેમ ?

૧૧ ભગવતી સૂત્રમાં મહાબળ, ચૌદપૂર્વી બ્રહ્મદેવલોકે ગયા કહેલ છે, ને ઉવવાઈ સૂત્રમાં કહેલું છે કે, લાંતકથી હેઠા ન જાય, તે કેમ ?

૧૨ ઉત્તરાધ્યયન સૂત્રે, ૩૬મે અધ્યયને, પલાંડુ લસણ, કંદ, અનંતકાય, કહેલ છે, તથા પન્નવણા સૂત્ર પ્રથમ પદે, લસણ પ્રત્યેક કહેલ છે, તે કેમ ?

૧૩ પન્નવણા સૂત્રમાં, ચાર ભાષા, બોલતો આરાધક કહેલ છે, અને દશ વૈકાલિક સૂત્રે સાતમા અધ્યયને, બે ભાષા બોલવી કહેલી છે, તે કેમ ?

૧૪ દશવૈકાલિક સૂત્ર ૮મેં અધ્યયને કહ્યુ છે કે. હાથ પગ છેદયા હોય, નાક કાન કાપ્યા હોય, સો વરસની ડોશી હોય, તો પણ બ્રહ્મચારી તેને વર્જે, અને ઠાણાંગસૂત્રના પાંચમા ઠાણામાં બીજે ઉદ્દેશે, સાધુ પાંચ પ્રકારે સાધ્વીને ગ્રહે, અવલંબતો આજ્ઞા અતિક્રમ ન કરે તે કેમ ?

૧૫ ઉત્તરાધ્યયન સૂત્રે, બીજે અધ્યયને, રોગ આવ્યે, ઓષધ ન કરે તેમ કહ્યું છે, અને ભગવતી સૂત્રમાં, ભગવાને બીજો રાપાક લીધો, તે કેમ ?

૧૬ દશવૈકાલિક સૂત્રે, છઠે અધ્યયને, એક ભોજન કહેલું છે અને કલ્પ સૂત્રમાં, વિકૃષ્ટ તપવાળાને સર્વ કાળ ગોચરી નો કલ્પે તે કેમ ?

૧૭ કલ્પસૂત્રમાં, થોડી થોડી વૃષ્ટિ હોય તો વહોરવા જવાનું કહ્યું છે અને દશવૈકાલિક સૂત્રે પાંચમા અધ્યયને, પ્રથમ ઉદ્દેશે, વરસાદ વરસતો હોય તો, વહોરવા ન જાય તે કેમ?

૧૮ ભગવતી સૂત્રમાં, ૧૪મેં શતકે, અને સાતમે ઉદ્દેશે ભાત પાણીના પચખાણ કરીને આહાર પાણી કરે, ને સિદ્ધાંતમાં, વ્રતભંગથી મહા દોષ લાગે તે કેમ ?

૧૯ પન્નવણા સૂત્રમા, ૧૮માં કાયસ્થિતિ પદે, સ્ત્રી વેદનીય કાયસ્થિતિના, પાંચ આદેશ કહ્યા છે, તો સર્વજ્ઞ મતમાં પાંચ વાતથી તે કેમ ?

૨૦ ઠાણાંગ સૂત્રે, પાંચમે ઠાણે, બીજે ઉદ્દેશે, રાજ પિંડ લેવો નહિ, તેમ કહેલ છે, અંતગડ સૂત્રે, છઠ્ઠે વર્ગે, પાંચમે અધ્યયને ગૌતમ સ્વામિએ શ્રીદેવીને ઘરેથી આહાર લીધો, કેમ ?

૨૧ સમવાયંગ સૂત્રમાં, જ્યાં જ્યાં પ્રભુ વિચરે, ત્યાં ત્યાં, ચારે દિશામાં ઇતિ, ન હોય, મારી ન હોય તો વિપાક સૂત્રમાં પોતે સમોસર્યા છતાં અભગ્નસેન પ્રમુખ કેમ આવ્યા?

૨૨ એમ વિપાકસૂત્રમાં અધ્યયને અધ્યયને છે, તે કેટલું લખાય, તથા ભગવતીસૂત્રે સર્વાનુભૂતિ સુનક્ષત્ર. સમવસરણમાં બલ્યા અને ભગવાનને લોઇખંડ જાડો થયો. તે કેમ?

૨૩ સમવાયંગ સૂત્રમાં ઉપાસકનો સંબંધ છે તેમાં
શ્રાવકના ચૈત્ય કહ્યા છે. અને ઉપાસકમા નથી તે કેમ ?

૨૪ ભગવતી સૂત્રે આઠમે શતકે છઠ્ઠે ઉદ્દેશે. સાધુને અ-
પ્રાસુક અનેષણિય વહોરાવે તો ઘણી નિર્જરા કરે અને અલ્પ
પાપકર્મ બાંધે તથા ઠાણાંગ સૂત્રે, ત્રીજે ઠાણે, પ્રથમ ઉદ્દેશે,
સાધુને અપ્રાસુક આપે તો, અલ્પ આયુષ્ય બાંધે તે કેમ ?

૨૫. ઠાણાંગ સૂત્રે, પાંચમે ઠાણે, બીજે ઉદ્દેશે, પાંચ
મહા નદી ઉતરવાની ના કહી છે, અને વળી બીજા લગતા
સૂત્રમાં હા કહી છે, તે કેમ ?

૨૬. વળી તિંહા વર્ષાકાળે રહ્યા, તેને ગ્રામાનું ગ્રામ
વિચરવું ન કલ્પે, અને ફરીથી કહ્યું કે, પાંચ કારણે કલ્પે,
તે કેમ ?

૨૭. દશવૈકાલિક, તથા આચારાંગ સૂત્રે, ત્રિવિધે
ત્રિવિધે, પ્રાણાતિપાત પચ્ચખે, તથા સમવાયંગ, તથા દશા
શ્રુત સ્કંધે, નદી ઉતરવી કહી, તે મોકળી કેમ ઉતરે તે કેમ ?

૨૮. કલ્પસૂત્રમાં, વર્ષાકાળે, સાધુએ, નિગ્રંથે, વિગય
વારે વારે લેવી ન કલ્પે, એટલે કોઇ કવેળાએ, સુયગડાંગ,
દ્વિ, શ્રુ, અધ્ય. ૨ જો, સાધુ વર્ણને કહ્યું કે, ન કલ્પે, તે કેમ ?

૨૯. કલ્પસૂત્રને વિષે, તેમજ ભગવતી સૂત્રે, આઠમે
શતકે, નવમે ઉદ્દેશે, કુણિમા આહારે નારકી આયુષ્ય બાંધે
તે કેમ ?

૩૦. દશવૈકાલિક સૂત્રે, ત્રીજે અધ્યયને, લુણ પ્રમુખ અનાચીર્ણ કહ્યું છે, અને આચારંગ સૂત્રે, દ્વિતીય શ્રુત સ્કંધે પ્રથમ અધ્યયને, દસમે ઉદ્દેશે, લુણ આવી ગયું હોય તો, પોતે વાવરે. અગર સંભોગિકને વ્હેંચી આપે, તે કેમ?

૩૧. ભગવતી સૂત્રે, અઢારમેં શતકે, લીંબડો તીખો, કહ્યો છે, અને ઉત્તરાધ્યયન સૂત્રે, ૩૪ મે અધ્યયને, લીંબડાને કડવો કહ્યો છે, તે કેમ?

૩૨. આચારંગ સૂત્રે, બીજે શ્રુત સ્કંધે, ઈર્યાધ્યયનમાં. જાણતો થકો, કહે જે નથી જાણતો, તથા દશવૈકાલિક સૂત્રે, ત્રિવિધે ત્રિવિધે, મૃષાવાદ વર્જે, તે કેમ?

૩૩. સમવાયંગ સૂત્રે, ૨૩ તીર્થંકરોને, સૂર્યોદયે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું કહે છે, અને દશાશ્રુતે, નેમનાથસ્વામિને, પાછલે પહોરે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું કહે છે, તે કેમ?

૩૪. ઉત્તરાધ્યયન સૂત્રે, ૧૨ મેં અધ્યયને, જક્ષે બ્રાહ્મણને હણ્યા, અને ઉવવાઈ સૂત્રમાં, ૧૦ પ્રકારનું વૈયાંવચ્ચ કહ્યું છે, તો હણ્યા તેને વૈયાવચ્ચ કહ્યું, તે કેમ?

૩૫. જ્ઞાતાસૂત્રમાં, કહ્યું છે કે, મલ્લિનાથજીએ ૩૦૦ સ્ત્રીઓ, તથા ૩૦૦ પુરૂષો, તથા ૮ જ્ઞાત કુમાર, એ લેખે ૬૦૮ સાથે દીક્ષા લીધી કહેલ છે, તથા ઠાણાંગ સૂત્રે, સાતમે ઠાણે, પોતે સાતમા, એટલે ૬ પુરૂષો સાથે દિક્ષા લીધી, તે કેમ?

૩૬. ઉત્તરાધ્યયન સૂત્રે, ૧૬ મે અધ્યયને, પશુપડંગ રહિત વસતિ સેવે, એમ કહેલ છે, અને ઠાણુાંગ સૂત્રે, પાંચમે ઠાણે, પાંચ કારણે સાધ્વીના ભેગા વસવું, તે કેમ?

૩૭. સુયગડાંગ સૂત્રે, બીજે શ્રુત સ્કંધે, પાંચમા અધ્યયને, કહ્યું છે કે, જે દાનને પ્રશંસે છે, તે પ્રાણિ વધે છે, અને જે નિષેધ કરે તો, સામાની વૃત્તિ છેદ થાય છે, માટે બોલવું નહિ, અને ભગવતી સૂત્ર ૮ મે શતકે, ૬ ઠ્ઠે ઉદ્દેશે, શ્રમણોપાસકને અસંયતને આપે તો એકાંતે પાપકર્મ થાય નિર્જરા કાંઇ નથી એ લઇ મુલગી ના કહી, તે કેમ?

૩૮. જંબુદ્વિપ પન્નત્તિમાં ૫૦૦ યોજનનું નંદનવન તેમાં ૧૦૦૦ યોજન હલાહરી તથા હરિસ્સહકૂટ કેમ માયા તે કેમ?

૩૯. જંબુદ્વિપ પન્નત્તિમાં ઋષભકૂટ મૂલે ૮ યોજન વિસ્તારે કહ્યો છે આગળ ઉપર એમાંજ પાઠાંતરે ૧૨ યોજન કહ્યો તો સર્વજ્ઞની ભાષામાં એ પાઠાંતરે ફેર પડ્યો તે કેમ?

૪૦. જંબુદ્વિપ ભારતાર્ધની જીવા ૯૭૪૮ ઓગણીઆ બાર ભાગ કહી છે, અને સમવાયંગ સૂત્રે ૯૦૦૦ કહી એવડો ફેર તે કેમ?

૪૧. સમવાયંગ સૂત્રે, વિજયાદિક ચારની સ્થિતિ, જઘન્ય ૩૨ સાગરોપમની કહી છે, અને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની કહી છે, તથા પન્નવણામાં ચોથે પદે, જઘન્ય ૩૧

સાગરોપમની, અને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની કહી, તે કેમ ?

૪૨ સમવાયાંગ સૂત્રે, ઋષભદેવજીને, તથા મહાવીર સ્વામિને, એક કોડાકોડી સાગરોપમનું અંતર કહ્યું છે. તથા દશા શ્રુતમાં, ઋષભદેવજી નિર્વાણ પામ્યા પછી, ૮૯ પખવાડીયા ગયા પછી, ૪૨૦૦૦ વર્ષ અધિક, ૮૯ પખવાડીયા ઓછા, એક કોડાકોડી સાગરોપમે વીર મોક્ષે ગયા, તે કેમ ?

૪૩. સુયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે, આધાકર્મી આહાર કરતો. કર્મે લેપાય, અને ન પણ લેપાય, એ એક ગાથામાં એ વાત કહી તે કેમ ?

૪૪. વળી એહીજ સૂત્રમાં કર્મે ન લેપાય કહ્યું છે, અને ભગવતી પ્રથમ શતકે, નવમે ઉદ્દેશે. આધાકર્મી આહાર કરતો, સાત કર્મ બાંધે, શિથિલ હોય તો ગાઢ કરે ઇત્યાદિ, તે કેમ ?

૪૫. વળી સમવાયાંગ સૂત્રે, ૩૩ હજાર યોજન કાંઇક ઉણું, ચક્ષુ સ્પર્શે સૂર્ય આવે. એમ કહ્યું છે, અને જંબુદ્વિપ પન્નત્તિમાં, ૩૨૦૦૧ યોજન જાજેરો કહ્યો છે, તે કેમ ?

૪૬ સમવાયંગ સૂત્રે, મેરૂના ૧૬ નામો કહેલા છે, તેમાં આઠમું પ્રીયદર્શન કહ્યું છે, તથા ચૌદમું ઉત્તર કહ્યું છે, અને જંબુદ્વિપ પન્નત્તિમાં પણ, ૧૬ નામ છે, ત્યાં આઠમું શિલોચ્ચય કહ્યું છે, અને ચૌદમું ઉત્તમ કહ્યું, તે કેમ ?

૪૭ પન્નવણા ૧૯મે પદે, છદ્મસ્થને, અણાહારીના

ઉત્કૃષ્ટા. ૨૦ સમય કહ્યા છે, અને ભગવતીમાં, ઉત્કૃષ્ટ અણા-હારીના ૩ સમય કહ્યાં છે, તે કેમ ?

૪૮. એમ જીવાભિગમસૂત્રે, ૨ સમય કહેલા છે. ભગવતી સૂત્રે. ૩. સમય કહેલા છે, તે કેમ ?

૪૯. સમવાયાંગ સૂત્રમાં, શ્રમણ ભગવાન મહાવીર મહારાજને, ૪૨ વર્ષ જાજેરા દીક્ષા પર્યાય કહ્યો છે, અને પર્યુષણા કલ્પમાં, ૪૨ વર્ષ પુરા કહ્યા છે, તે કેમ ?

૫૦. જીવાભિગમ સૂત્રે, રૂચકદ્વિપથી, અસંખ્યાતુમાન કહ્યું છે, અને જીવાભિગમને લેખે વાણુ, વિમણા, ગણતા, ૧૦૪૮૫૭૬૦૦૮૦ યોજન માન આવે તો, રૂચક દ્વિપથી અસંખ્યાતુ કેમ થયું ?

૫૧ સમવાયાંગ સૂત્રે, ૩૮મેં સમવાયે, મેરૂનો બીજો કાંડ, ૩૮૦૦૦ યોજન ઉંચો કહ્યો છે, અને ૬૧ મેં સમવાયે પ્રથમ કાંડ ૬૧૦૦૦ યોજન ઉંચો કહ્યો છે, તથા જંબુદ્વિપ પન્નત્તિમાં, હેઠલ્યો કાંડ ૧૦૦૦ યોજનનો બાહલ્ય કહ્યો છે, તથા મધ્યકાંડ ૬૩૦૦૦ યોજન બાહલ્ય કહ્યો છે, તથા ઉપરલો કાંડ, ૩૬૦૦૦ યોજન બાહલ્ય કહ્યો છે કે એમ સર્વ થઈ, પૂર્વ, અપર, થઇ, ૧૦૦૦૦૦ યોજન બાહલ્ય છે, એક લાખ યોજન બાહલ્યપણે જંબુદ્વિપમાં કહ્યો. તે વારે બીજી નદી, તથા પર્વત, સાતે ક્ષેત્રો વિગેરે કેમ થયા ?

૫૨. કહેશો કે બાહલ્યને ઉંચપણું હશે, તો પૂર્વ અપ-

રનો શો અર્થ ? તથા ઉંચપણું કહેતાં પણ, સમવાયાંગે, ૯૯૦૦૦ યોજન બન્ને ભાગે વહેંચ્યો, તેમાં પ્રથમ ૬૧૦૦૦ નો, બીજો ૩૮૦૦૦ નો કહ્યો છે, જંબુદ્વિપ પન્નતિમાં, કાંદા સહિત ત્રણ ભાગે વહેંચ્યો, તેમાં પ્રથમ ૧૦૦૦ નો, બીજો ૬૩૦૦૦નો, ત્રીજો ૩૬૦૦૦ નો એ સર્વ કેમ ?

૫૩ સમવાયાંગ સૂત્રે, નંદનવનનો વિષ્કંભ, ૯૯૦૦નો કહેલ છે, અને જંબુદ્વિપ પન્નત્તિમાં, ૯૯૫૪ જાજેરો કહેલ છે, તે કેમ ?

૫૪ પ્રશ્ન વ્યાકરણ સૂત્રે, તથા સમવાયંગ સૂત્રે, ભવનપતિ ૨૦. ચંદ્રસૂર્ય. ૨. સૌધર્માદિક. ૧૦. એવં ૩૨ ઇંદ્રો કહ્યા છે, અને જંબુદ્વિપ પન્નત્તિમાં, ઋષભદેવ નિર્વાણે, સૌધર્માદિક ૧૦, ભવનપતિ ૨૦, વ્યંતર ૧૬, ચંદ્રસૂર્ય ૨, એવં ૪૮ કહેલ છે, તે કેમ ?

૫૫. ઠાણુંાગ સૂત્રે, બીજે ઠાણે, ૬૪ ઇંદ્રો કહેલા છે, તે કેમ ?

૫૬. ઉવવાઇ સૂત્રમાં, જઘન્યથી સાત હાથની કાયાવાળા મોક્ષે જાય, તેમ કહેલ છે, તથા જઘન્યથી ૩૨ આંગુળ સિદ્ધના જીવોની અવગાહના હોય છે, એ લેખે બે હાથની જઘન્ય અવગાહના થઇ, તે કેમ ?

૫૭ ભગવતી સૂત્રે, ૧૪ મે શતકે, ૮ મે ઉદ્દેશે, સિદ્ધ શિલાથી અલોક, દેશઉણું એક યોજન છે, અને ઉવવાઇ સૂત્રે

સંપૂર્ણ યોજન કહ્યું, તે કેમ ?

૫૮ સમવાયાંગ સૂત્રે, છઠ્ઠી નરકના મધ્યભાગ થકી છઠ્ઠ ઘનોદધિનો, ચરમાંત, ૭૯૦૦૦ યોજન કહ્યો છે, તથા જીવાભિગમ સૂત્રે, તમા પૃથ્વના ઉપર, ઘનોદધિનો ચરમાંત ૧૩૬૦૦૦ અંતર કહ્યો છે, તો જીવાભિગમે ૧૩૬૦૦૦ નું અર્ધ કરતાં, ૭૮૦૦૦ યોજન થાય તે કેમ ?

૫૯ સમવાયાંગ સૂત્રે, ૯૮ મેં સમવાયે, રેવતી નક્ષત્ર થકી જયેષ્ટા લગે, ૧૯ નક્ષત્રના તારા ૯૮ છે, અને સમવાયાંગ સૂત્રમાં જ, ભિન્ન ભિન્ન ભેળા કરતાં, ૯૭ થાય છે, તેમ રેવતીના ૩૨, અશ્વિનિના ૩, ભરણીના ૩, કૃતિકાના ૬, રોહિણીના ૫, મૃગશિરના ૩, આદ્રાનો ૧, પુનર્વસુના ૩, અશ્લેષા ૬, મઘાના ૭, પૂર્વા ફાલ્ગુનીના ૨, ઉત્તરા ફાલ્ગુનિ ૨, હસ્તના ૫, ચિત્રાનો ૧, સ્વાતિનો ૧, વિશાખાના ૫, અનુરાધાના ૪, જયેષ્ટાના ૩, એવં ૯૭ એ કેમ ?

૬૦. પન્નવણા સૂત્રે, ૧૫ મેં પદે, ઘ્રાણેંદ્રિયનો ૯ જોજન ઉત્કૃષ્ટ વિષય કહેલ છે, અને રાયપસેણી સૂત્રમાં, ૪૦૦ તથા ૫૦૦નો, કહેલ છે, છે કેમ ?

૬૧ ભગવતી સૂત્રે, શતક છઠ્ઠે, સાતમે ઉદ્દેશે, પલ્યોપમનું માન કહેલું છે, અને અનુયોગ દ્વારે, પણ કહેલ છે, અને અનુયોગ દ્વારે, ભગવતી ઉકત તે નિઃપ્રયોજન કહ્યું છે, તથા સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ, સપ્રયોજક કહ્યું છે, તેમાં નારકી

પ્રમુખના આયુર્ભાવે ઈત્યાદિ, ઘણી વાતો છે, તે કેમ?

૬૨. પન્નવણા સૂત્રે, ૩૩ મે પદે અસુર કુમારનો, જઘન્યથી ૨૫ યોજન અવધિ કહેલ છે, તથા સૌધર્માદિકનો જઘન્ય અંગુળનો અસંખ્યા તમો ભાગ કહ્યો છે, તે કેમ?

૬૩. પન્નવણા સૂત્રે, તેઉકાય, બાદર મનુષ્ય ક્ષેત્રમાં હોય છે, તેમ કહેલું છે, તે ઉત્તરાધ્યયન સૂત્રે, ૧૯ મે અધ્યયને, નરકમાં અગ્નિકાય કહેલ છે, તે કેમ?

૬૪. ઉત્તરાધ્યયન સૂત્રમાં, ૨૨ મે અધ્યયને, સૌરીપૂરમાં ધૂરે નેમનાથ કહ્યા છે, દિક્ષા લેતા, દ્વારિકા નગરીમાંથી નીકળ્યા, તથા રામકૃષ્ણ વંદના કરી દ્વારિકામાં ગયા. તે શૌરિપૂર્ગમાં, અને દ્વારિકા પશ્ચિમમાં, એ કેમ?

૬૫. ઠાણાંગ સૂત્રે સાતમે ઠાણે, અતીત ઉત્સર્પિણીમાં આ ભરતે સાત કુલકર થયા કેહેલ છે, વળી દસમે ઠાણે દસ કુલકર થયા, તે કેમ?

૬૬. એમજ આવતી ઉત્સર્પિણીયે સાતમે ઠાણે, સાત થશે, અને દશમે ઠાણે દસ થશે, તે કેમ?

૬૭. જીવાભિગમ સૂત્રે, સૌધર્મ, ઇશાન દેવલોક બરાબર કહ્યા છે, અને ભગવતી ત્રીજે શતકે, પ્રથમ ઉદ્દેશે, સૌધર્મથી ઇશાન લગાર ઉંચું કહેલ છે, તે કેમ?

૬૮. ભગવતી સૂત્રે, ત્રીજે શતકે, બીજે ઉદ્દેશે, અસુરકુમારનો તિરચ્છો વિષય અસંખ્યાતા દ્વિપ સમુદ્રનો કહ્યો

છે, નંદીશ્વર લગી ગયાને જશે, એમ કહ્યું છે, તથા બીજે શતકે, અને સાતમે ઉદ્દેશે, ચમરાની સુધર્મા સભા પુછી તિંહા કહ્યું કે, મેરૂપર્વતથી દક્ષિણ દિશે, તિરચ્છા અસંખ્યાતા, દ્વિપ સમુદ્ર ઉલ્લંઘન કરીએ, તિંહા અરૂણવર દ્વિપની બાહિરની વેદીકાથી, અરૂણોદય સમુદ્રમાં, ૪૨ હજાર યોજન તિગિછ-કુડ નામે, ઉત્પાત પર્વત આવે ઇત્યાદિ એહમાં અસંખ્યાતા દ્વિપ સમુદ્ર ઓલંઘીએ, તિંહા આવે, તે કેમ ?

૬૯. ભગવતી પ્રથમ શતકે, બીજે ઉદ્દેશે, સમ્યકદ્રષ્ટિ નારકીને, મહાવેદના કહી છે, અને ભગવતી શતક ૧૮ મેં ૫ મે ઉદ્દેશે,સમકિત નારકીને અલ્પ વેદના કહી છે, તે કેમ ?

૭૦ અંતગડ સૂત્રે, કૃષ્ણને, નેમનાથે બારમો અમમ નામનો તીર્થંકર થઇશ, એમ કહેલું છે, અને સમવાયંગને વિષે, ૨૪ તિર્થંકરના પૂર્વ ભવોના ૨૪નામો કહ્યા છે; તેમાં ૧. શ્રેણિક, ૨. સુપાર્શ્વ, ૩ ઉદયન, ઇત્યાદિ ગણુતા. કૃષ્ણ વાસુદેવ ૧૩ અમમ કહેલ છે, તે કેમ ?

૭૧. ભગવતી સૂત્રે, આઠમે શતકે, નવમે ઉદ્દેશે, પંચે-દ્રિય તિર્યંચ મનુષ્યને, વિકુર્વણાકાળ અંતરમુહૂર્તનો કહ્યો છે, અને જીવાભિગમે ચાર મુહૂર્તનો કહ્યો, તે કેમ ?

૭૨. ભગવતી સૂત્રે, આઠમે શતકે, દશમે ઉદ્દેશે, જ્ઞાન દર્શન ચારિત્રની, આરાધનાવાળો જીવ ત્રીજે ભવે મોક્ષે જાય, એમ કહેલ છે અગર સાત આઠ ભવતો ઉલ્લંઘન કરે નહિ,

ભગવતી ૧૨ મેં શતકે, ૯ મે ઉદ્દેશે, નરદેવનું આંતરૂં જઘન્યથી સાગરોપમ જાજેરૂં કહ્યું છે, અને ઉત્કૃષ્ટતાથી, અપાર્ધ પુદ્ગલ પરાવર્તન હોય, નરદેવપણું તો સમ્યકત્વદ્રષ્ટિ ચારિત્રિયા નિપજાવે તે કેમ ?

૭૩. ભગવતી સૂત્રે, પાંચમે શતકે, ચોથે ઉદ્દેશે, ઉંઘતો થકો સાત કર્મ બાંધે છે, એમ કહેલું છે, અને ઉત્તરાધ્યયને ૨૬ મેં અધ્યયને, ત્રીજે પહોરે, રાત્રિએ નિદ્રા કરે, એમ કહેલ છે, તે કેમ ?

૭૪. ઉતરાધ્યયન સૂત્રે, ૧૯ મે અધ્યયને કહ્યું છે કે, માંસ પોતાના જ શરીરમાંથી ખવરાવ્યું, અને જીવાભિગમ સૂત્રે, એમ કહ્યું છે કે, દેવતા અસંઘયણી કહ્યા છે, તો સંઘયણ વિના માંસ કયાંથી તે કેમ ?

૭૫. પન્નવણા સૂત્રે, બીજે પદે દિવ્વેણં સંઘયેણેણં, એમ કહ્યું છે અને જીવાભિગમ સૂત્રે એમ કહયું છે કે દેવતા અસંઘયણી હોય છે તે કેમ ?

૭૬. ભગવતી સૂત્રે પાંચમે શતકે ૮ મે ઉદેશે સંમૂર્ચ્છિમ મનુષ્યોને ૪૮ મુહૂર્ત અવસ્થિત કાળ કહેલ છે અને પન્નવણા સૂત્રમાં ૨૪ મુહૂર્તનો ઉત્કૃષ્ટ વિરહકાળ કહેલ છે,એટલે કોઇ ઊંપજે નહિ, અને ચવે પણ નહિ, અને ભગવતી સૂત્રને લેખે,૨૪ મુહૂર્તમાં ઉપજે,એટલો વચ્ચે એમ અવસ્થિત કાળ કહ્યો તે અંતરમુહૂર્તમાં આઉખાવાળાને કેમ ઘટે ?

૭૭. ભગવતી તથા સમવાયાંગે,શક્રસ્તવપાઠે ફેર કેમ ?

૭૮. ઠાણુાંગ સૂત્રે, ત્રીજે ઠાણે, પ્રથમ ઉદ્દેશે, પાંચમે દેવલોકે, કૃષ્ણ નીલ રકત, એ ત્રણ વર્ણ કહ્યા છે, અને જીવાભિગમ સૂત્રે, લોહિત, પિત, શુકલ, કહેલ છે,તે કેમ ?

૭૯. પન્નવણા સૂત્રે પ્રથમપદે, પુદ્ગલના ૫૩૦ ભેદ થાય છે ને ઉત્તરાધ્યયન સૂત્રે ૪૮૨ થાય છે તે કેમ ?

૮૦ પન્નવણા સૂત્રે ૨૦મે પદે, કલિવિષિયાને, જઘન્યથી સૌધર્મ, અને ઉત્કૃષ્ટતાથી લાંતકે જાય એમ કહેલ છે, અને ભગવતી સૂત્રે, કિલ્વિષિયાને, જઘન્યથી, ભવનપતિમાં અને ઉત્કૃષ્ટતાથી લાંતકે જાય, એમ કહેલ છે, તે કેમ ?

૮૧ કલ્પસૂત્રે, સંહરણા કરતાં. વીર પ્રભુ ન જાણે.ને આચારંગ સૂત્રે કહ્યું છે કે. સંહરણા કરતાં જાણે તે કેમ ?

૮૨ આચરાંગસૂત્રે કહ્યું કે. પ્રથમ દેવતાને ધર્મ કહે. પછી મનુષ્યને કહે અને ઠાણુાંગસૂત્રે ૧૦ અછેરામા અભાવિયા પર્ષદા. તે શું ?

૮૩. ઉવવાઇ સૂત્રે, શુભ મન વચન કાયા, ઉદિરવા કહ્યા છે, અને ભગવતીમાં, એ જ તો, કંપતો,હિંસા કરે, તે કેમ ?

૮૪. ઉપાસક દશા સૂત્રે, આણંદ શ્રાવકે, ભગવંતને કહ્યું કે, ૧૨ વ્રત ઉચ્ચરીશ, એમ કહી ઉચ્ચર્યા, વળી અતિચારે ૧૨ વ્રત કહ્યા તે કેમ ?

૮૫. મહાવીર મહારાજે, ચક્રવત્તિપણું પ્રાપ્ત કર્યાનું

પુન્યકર્મ, કયા ભવે ઉપાર્જન કર્યું ?

૮૬. તીર્થંકર મહારાજના જીવોને, નરકને વિષે પરમાધામીએ કરેલી પીડા થાય કે નહિ ? (સંભવે કે નહિ)

૮૭. દેશવિરતિ, ચક્રવર્ત્તિપદનો બંધ કરે કે નહિ ?

૮૮. સંસારે વસતો, એક જીવ ચક્રવર્ત્તિપણું, અને વાસુદેવપણું કેટલી વાર પામે ?

૮૯. મનુષ્ય ક્ષેત્રના બાહિર રહેલા સૂર્યો, ચંદ્રો, તીર્થંકરના જન્મોત્સવે, દેશનામાં, તથા સમવસરણે આવે કે નહિ ?

નોટ—આ તમામ પ્રશ્નોમાં અમૂક થોડા જ પ્રશ્નોના ઉત્તરો છે. બીજાના નથી, લેખક.

## સાધુની અવશ્ય કરણીના ૧૫ ભેદો પ્રાયશ્ચિત સાથે.

૧. પડિક્કમણું નિત્ય નકરે તો ફરી ઉઠામણ કરે.

૨. બેઠા પડિક્કમણું કરે તો ઉપવાસ આવે.

૩. કાળવેળા પડિકમણું ન કરે તો ચોથ ભક્ત આવે.

૪. સંથારા ઉપર પડિકમણું કરે તો ઉપવાસ આવે.

૫. માંડલે પડિકમણું ન કરે તો ઉઠામણ ફરી કરે.

૬. કુશિલિયાને પડિકક્કમે તો ઉપવાસ આવે.

૭. પોરિસી ભણાવ્યા પહેલા સૂવે તો ઉપવાસ આવે.

૮. દિવસે સૂવે તો ઉપવાસ આવે.

૯. વસ્તી અણુપવેશે આદેશ માગ્યા વિના સજઝાય ન કરે તો ચોથ ભક્ત આવે.

૧૦. સંઘને ખમાવ્યા પછી જો વળી પડિક્કમે તો ઉઠામણ કરે.

૧૧. અવિધિએ પડિલેહણ કરે તો ઉપવાસ આવે.

૧૨. નિત્ય પડિલેહણ ન કરે તો ઉપવાસ આવે.

૧૩. અપડિલેહ્યાં વસ્ત્ર પાત્ર વાપરે તો ઉઠામણ ફરી કરે.

૧૪. કાજો અણઉધર્યે પડિકમણું કરે તો ઉઠામણ આવે.

૧૫. ઇરિયાવહી આવ્યા છતાં પડિકમ્યા વિના બેસે તો ચોથ ભક્ત આવે.

## સાધુમર્યાદા.

૧. સાધુ ૧૪ ઉપકરણ રાખે. શ્રી આચારાંગજી તથા નિશીથસૂત્રે.

૨. સાધુ ગૃહસ્થને ઘરે વસ્ત્ર પાત્ર ન મૂકે. આચારાંગજી તથા ઉત્તરાધ્યયન ૬ ઠ્ઠે અધ્યયને.

૩. સાધુ ગૃહસ્થને ભરોસે પીઠ ફલકાદિ ઉપકરણ મૂકી ૧૦૦ હાથ ઉપરાંત ગૃહસ્થને ઘરે ગોચરી ન જાય. આચારાંગજી તથા ઉત્તરાધ્યયને.

૪. સાધુ ત્રણ પડ ઉપરાંત ઓઢે નહિ. આચારાંગ સૂત્રે.

૫. સાધુ જે ગૃહસ્થ બોલાવવા આવે તેને ઘરે ગોચરી ન જાય. આચારાંગ, ઉત્તરાધ્યયન તેમજ નિશીથ સૂત્રે.

૬. સાધુ ગૃહસ્થને વંદાવવા ન જાય તથા તેને તેડાવે નહિ. સુયગડાંગસૂત્રે.

૭. સાધુ પડિહારુ ભંડોપકરણ ભોગવે નહિ. સુયગડાંગસૂત્રે.

૮. સાધુ ગૃહસ્થ તથા અન્ય તીર્થીના સાથે વિહાર ન કરે. ઉત્તરાધ્યયન તથા આચારાંગ દ્વિતીય શ્રુતસ્કંધે.

૯. સાધુ નિત્ય પિંડ ન ભોગવે. ઉત્તરાધ્યયન તથા દશવૈકાલિકે.

૧૦. સાધુ ગૃહસ્થ સાથે ચીઠી ન દે. નિશીથ તથા દશવૈકાલિકે.

૧૧. સાધુ ગૃહસ્થના પૈસા એકત્ર કરી વૈરાગીને દીક્ષા ન આપે. આચારાંગજી તથા ઉત્તરાધ્યયન ૩૫ મે અધ્યયને.

૧૨. સાધુ આહાર બાંધી રાખે નહિ, સ્નાન કરે નહિ, વસ્ત્ર ધોવે નહિ.

**શીવતા વધેલું વસ્ત્ર ફાડે તો દોષ આવે.**

૧૩. સાધુ થીગડી પાછણા ન દેવરાવે. ઉત્તરાધ્યયન તથા નિશીથસૂત્રે.

૧૪. સાધુ ગૃહસ્થની વૈયાવચ્ચ ન કરે તથા તેના પાસે પોતે વૈયાવચ્ચ કરાવે નહિ. દશવૈકાલિક, આચારાંગ તથા નિશીથે.

૧૫. સાધુ નિમિત્ત, જ્યોતિષ, લક્ષણફલ ન કહે, ઉત્તરાધ્યયને તથા દશવૈકાલિકે.

૧૬. સાધુ આધાકર્મી મિશ્ર આહાર ન ભોગવે. ભગવતી સૂત્ર, ઠાણાંગજી, દશવૈકાલિકે.

૧૭. સાધુ ગૃહસ્થને પાસે ન રાખે, સાથે ન ફેરવે. આચારાંગ દ્વિતીય શ્રુતસ્કંધે.

૧૮. સાધુ આધાકર્મી ઉપાશ્રયે સરાગભાવે કૃત આહાર ન ભોગવે, આચારાંગજી સૂત્રે.

૧૯. સાધુ સરાગભાવે કૃત પીઠ, ફલકાદિક ભોગવે નહિ. ભગવતી ૧૮ મે શતકે. તુંગીયા નગરીના શ્રાવકદ્વારના અધિકારે તથા રાયપસેણી સૂત્રે.

૨૦. સાધુ બારણાને દે-ઉઘાડે નહિ. ઉત્તરાધ્યયન ૩૫ મે અધ્યયને.

૨૧. સાધુ નારાયણ તેલ, વિષગર્ભ, ગંધપાત્ર રાત્રિને વિષે ન રાખે. દશવૈકાલિક તથા ઉત્તરાધ્યયને.

૨૨. સાધુ અસુઝતો આહાર પુનઃ પુનઃ લેવા ન જાય. આચારાંગજી ૮મે અધ્યયને, દશવૈકાલિક ૫મે અધ્યયને.

૨૩. સાધુ ઔષધિ, ઔષધ પાસે ન રાખે. દશવૈકાલિકે.

૨૪. સાધુ સવારે શીત આહાર ન વહોરે. આચારાંગે.

૨૫. સાધુ એકલી સ્ત્રી તથા એકલી સાધ્વી પાસે શ્રાવક વિના વ્યાખ્યાન ન કરે. સુયગડાંગ તથા ઉતરાધ્યયને.

૨૬. સાધુ કમાડ ઉઘાડી અહાર ન લે. દશવૈકાલિક તથા પ્રતિક્રમણ સૂત્રે.

૨૭. સાધુ તથા તપસ્વી એકજ વખત આહાર કરે. દશવૈકાલિક ૫માં અધ્યયને.

૨૮. સાધુ પછેડી લોબડીયે વાટે ચાલતા માથું ન ઢાંકે તો દોષ લાગે. દશવૈકાલિક ઉત્તરાધ્યયન બીજે અધ્યયને.

૨૯. સાધુ સાધ્વીનો લાવેલો આહાર ન લે. આચારાંગ સૂત્રે તથા વ્યવહાર સૂત્રે.

૩૦. સાધુ બે કોશ ઉપરાંત આહાર પાણી લેવા ન જાય. ભગવતી તથા ઉત્તરાધ્યયન સૂત્રે.

૩૧. સાધુ સાધ્વીને કથા ચરિત્ર શૃંગાર રૂપ ચોપાઇ ન કહે. ઉત્તરાધ્યયને તથા પ્રશ્નવ્યાકરણ સૂત્રે.

૩૨. સાધુ બહુ મૂલ્યવાળી વસ્તુ ન લે. ઉત્તરાધ્યયને તથા દશવૈકાલિકે.

૩૩ સાધુ ગૃહસ્થને ઘરે બેસી વ્યાખ્યાન કથા ન કરે. સુયગડાંગ તથા દશવૈકાલિક સૂત્રે,

૩૪. સાધુ સાધ્વી સાથે વિહાર ન કરે. સુયગડાંગ સૂત્રે તથા દશવૈકાલિકે.

૩૫. સાધુ દાન, પ્રભાવના, પારણાદિકની પ્રશંસા કરે પણ તેને નિંદે નહિ.

## પાસત્થાનું સ્વરૂપ

૧. નવે વ્યાખ્યાન. કલ્પસૂત્રના વાંચે તે પાસત્થો. ઈતિ કલ્પચૂર્ણૌ દશમે ઉદ્દેશે.

૨. નિત્ય પિંડ લે તે પાસત્થો. ઇતિ આવશ્યકચૂર્ણો

વંદનનિર્યુંકતૌ.

૩. શય્યાતર પિંડ લઇ પાછો આપે તે પાસત્થો. ઇતિ આવશ્યકચૂર્ણૌ.

૪. અગ્રપિંડ લે તે દેશ પાસત્થો. આવશ્યકવૃત્તૌ ટિપ્પનકે.

૫. સંયોજના કરી આહાર લે તે પાસત્થો. ઇતિ પિંડ-નિર્યુંક્તૌ.

૬. કુલનિશ્રાએ વહોરે તે પાસત્થો. ઇતિ આવશ્યક-નિર્યુંક્તૌ.

૭. સ્થાપના કુલે વહોરે તે પાસત્થો. ઇતિ ઓઘનિર્યુ-ક્તૌ તથા આવશ્યકવૃત્તૌ.

૮. ઉપાશ્રયમાં એક જણ ન જાગે તો પાસત્થો. ઇતિ ઓઘનિર્યુંક્તૌ.

૯. ગૃહસ્થનો ઘણો પરિચય કરે તે પાસત્થો. ઇતિ ઉત્તરાધ્યયન સૂત્રે.

૧૦ શેષકાલમાં જે માસ ઉપરાંત રહે તે પાસત્થો. ઇતિ આચારાંગસૂત્રે.

૧૧. એકલો ચાલે તે પાસત્થો. ઇતિ ઉપદેશમાલાવૃત્તૌ તથા ઉત્તરાધ્યયન પંચદશ અધ્યયને.

૧૨. કથા ચરિત્ર લોક આગળ જોઇને કહે તે પાસત્થો. ઇતિ ઉપદેશમાલાવૃત્તૌ.

૧૩. ચૌદ ઉપકરણથી જે વધારે રાખે તે પાસત્થો ઇતિ નિશીથચૂર્ણૌ.

૧૪. પુસ્તક લખે તે પાસત્થો. પ્રવચનસારોદ્ધારવૃત્તૌ તથા વિશેષાવશ્યકે.

૧૫. ગૃહસ્થ આગળ સૂત્ર વાંચે તે પાસત્થો.

૧૬. અગીતાર્થનો આહાર લે તે પાસત્થો. ઇતિ નિશીથવૃત્તૌ.

૧૭. ઉષ્ણુ આહારાદિકનો જે ત્યાગ ન કરે તે પાસત્થો ઇતિ ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તૌ.

૧૮. સૂત્રપોરિસી તથા અર્થપોરિસી દિવસ રાત્રિ ન ભણાવે તે પાસત્થો.

૧૯. જે લોક જાત્રા કરે તે પાસત્થો ઇતિ ઉપદેશમાલા તથા બૃહત્કલ્પસૂત્રે.

૨૦. અગીતાર્થ ક્ષેત્રસુસ્થાપના કરે તે પાસત્થો. ઇતિ ઉપદેશમાલા તથા બૃહત્કલ્પસૂત્રે

૨૧ નવકલ્પી વિહાર ન કરે તે પાસત્થો. આચારાંગ સૂત્રે.

૨૨ અજ્ઞાન ઉંછકુલે આહાર ગ્રહણુ કરે તે પાસત્થો. ઇતિ નિશીથ ચૂર્ણૌ તથા ઠાણુાંગ સૂત્રે

૨૩ આધાકર્મી ઉપાશ્રયે રહે તે પાસત્થો. મણોહર, ચિત્તધર.

૨૪ વાટે ચાલતા વાત કરે તે પાસત્થો, ઉત્તરાધ્યયન સૂત્રે.

૨૫ કમાડ બંધ કરેલ ઉપાશ્રયે રહે તે પાસત્થો.

ઉત્તરાધ્યયન સૂત્રે.

૨૬ નિત્ય વખાણુ કરે તે પાસત્થો. ઉપદેશમાળાવૃત્તૌ

૨૭ પુસ્તક પાત્રાદિક ઘણા રાખે તે પાસત્થો. છ છેદસૂત્રે

૨૮ અગીતાર્થ આલોચણા દે ઉપધાન કરાવે તે પાસત્થો

સૂત્તે ઇયમં અસાયણુમિચ્છત્તં

૨૯ રાત્રે ચાલે તે પાસત્થો. શ્રી દશકવૈકાલિકસૂત્રે.

૩૦ મમત્વભાવ કરે, દુહવ્યો દ્વેષ કરે તે પાસત્થો. દશવૈકાલિકસૂત્રે.

૩૧ સાધુ–સાધ્વી સાથે વિહાર કરે તે દેશ પાસત્થો. વ્યવહારચૂર્ણૌ.

૩૨ સત્યાવીશ સ્થંડિલ ન પડીલેહે તે પાસત્થો. નિશીથચૂર્ણૌ.

૩૩ ત્રણ સાધુ-સાધ્વી વહોરવા જાય તે પાસત્થો. નિશીથચૂર્ણૌ.

૩૪ એક દરવાજે સાધુ–સાધ્વી ગતાગત કરે તે પાસત્થો. નિશીથચૂર્ણૌ.

૩૫ સાધુ ને સાધ્વી નિત્ય વંદના કરવાનો આદેશ આપે તે પાસત્થો. નિશીથચૂર્ણૌ.

૩૬ પાસત્થા સાથે આલાપ સંલાપ કરે તે પાસત્થો. ઇતિ ઉપદેશમાળાચૂર્ણૌ.

૩૭ સ્ત્રી સાથે આલાપસંલાપ કરે તે પાસત્થો. ઓઘ

નિર્યુક્તૌ.

૩૮ સરસ આહાર લે તે પાસત્થો. ઇતિ સુયગડાંગ સૂત્ર વૃત્તૌ તથા આચારાંગસૂત્રવૃત્તૌ.

૩૯ જે સાધુ આપણી પ્રભુતા વાંચ્છે તે દેશ પાસત્થો. ઇતિ ઉત્તરાધ્યયન ચૂર્ણૌ તથા આવશ્યકસૂત્રે.

૪૦ અહંકાર રાખે તે પાસત્થો ઇતિ પ્રશ્નવ્યાકરણ અવચૂર્ણૌ તથા ઉપદેશમાળાટીકાયામ્.

૪૧ સ્રીને જે સાધુ વખાણે તે પાસત્થો. ઉત્તરાધ્યયન સૂત્રે.

૪૨ આપણી પૂજાપદ વાંછે તે પાસત્થો. દશવૈકાલિક ઉપનિર્યુક્તૌ.

૪૩ પોતાની સ્તુતિ પૂજા પ્રભાવના વાંછે તે પાસત્થો. ઇતિ ઉપદેશમાલાયામ્

વિજયાદિક ચાર અનુત્તર વૈમાનમાં ઉત્કૃષ્ટા ચાર ભવ જીવાભિગમ સૂત્રમાં કહ્યા છે, અને નવતત્ત્વાર્થે આઠ મનુષ્યના, આઠ દેવતાના, ફરી આઠ મનુષ્યના, એમ કહ્યાં છે. પન્નવણા સૂત્રમાં સંખ્યાતા (ચોવીશ) ભવ કહ્યાં છે.

ચક્રવર્તી, માગધાદિ તીર્થને વિષે જુદા જુદા ૧૧ અઠ્ઠમ કરે. ૧. માગધ, ૨. વરદામ, ૩. પ્રભાસ, ૪. વૈતાઢ્ય, ૫. તમિસ્રા, ૬. વિદ્યાધર, ૭. સિંધુ, ૮. ચુલ્લ હિમવંત, ૯. ગંગા, ૧૦. નવનિધાન, ૧૧. અયોધ્યાથી પ્રયાણ કરતાં. એ

પ્રમાણે જંબૂદ્વીપ પન્નત્તિમાં તથા શાંતિનાથચરિત્રમાં કહેલ છે.

તપગચ્છના શ્રાવકો પ્રથમ ઇર્યાવહી પડિક્કમી, મુહપત્તિ પડિલેહી, પછી સામાયક ઉચ્ચરે છે. ઇતિ મહાનિશીથસૂત્રે.

કમળપ્રભા આચાર્યે સત્ય બોલી તીર્થંકરનામકર્મના દલિયા બાંધ્યા, પણ પાછળથી સ્ત્રી ( સાધ્વી સંઘટ્ટથી ). તેને વિખેરી નાખી અનંત સંસાર ઉત્સૂત્રપ્રરૂપણાથી ઉપાર્જન કર્યો. મહાનિશીથ સૂત્રે.

ભરતને સુંદરી અને બાહુબલિને બ્રાહ્મી પરણી છે એવો લેખ આવશ્યકસૂત્રે મલયગિરિ વૃત્તિમાં છે.

દશાર્ણભદ્રના અધિકારે હાથી વિકુર્વ્યો, તે ઇંદ્રના આદેશથી ઐરાવણે વિકુર્વ્યો. એમ આવશ્યકચૂર્ણિમાં કહ્યું છે, અને આવશ્યક વૃત્તિમાં ઇંદ્રે વિકુર્વ્યો એમ કહેલ છે.

સાધુને દીક્ષા તથા પ્રતિષ્ઠા અવસરે વાસક્ષેપ કરવાનો અધિકાર આવશ્યક બૃહદ્‌વૃત્તિમાં ગણધરપદપ્રતિષ્ઠાના અધિકારે સાધુને કહ્યો છે, પણ નિરંતર વાસક્ષેપ કરવાનો અધિકાર નથી.

## ग्रंथकार प्रशस्ति

इति श्रीमत्तपागच्छ पूर्वाचल गगनमणिः श्रीमान् १००८ बुटेरायजी अपरनाम बुद्धिविजयजी शिष्यवर्यः १००८ श्रीमान् मुलचंदजी अपरनाम मुक्तिविजयजी गणि शिष्यवर्या १००८

श्रीमान् गुलाबविजयजी महाराज शिष्य मुनिमणिविजयजी कृत विविध विषय विचारमाला नामक सप्तमो भागः समाप्ति भगमत् श्रीदर्भावत्याम् ( डभोइनगरे ) श्रीमद् लोढण पार्श्वनाथजी प्रसादात् श्रीमन्महावीरस्य २४६५ तमे वर्षे कार्तक मासे शुक्लपक्षे पंचम्याम् शुक्र वास रे अयं ग्रंथ वाचक वर्गस्य कल्याणकारको भूयात्.

ઇતિ શ્રીમાન્ તપાગચ્છરૂપી પૂર્વાચલ (પર્વત)ને વિષે સૂર્ય સમાન શ્રીમાન્ ૧૦૦૮ બુટેરાયજી અપરનામ બુદ્ધિવિજયજી શિષ્યવર્ય શ્રીમાન્ ૧૦૦૮ મુલચંદજી અપરનામ મુકિતવિજયગણિ-શિષ્યવર્ય ૧૦૦૮ શ્રીમાન્ ગુલાબવિજયજી મહારાજના શિષ્ય મુનિ મણિવિજયે કરેલ શ્રી વિવિધ વિષય વિચારમાલા નામનો સાતમો ભાગ સમાપ્ત થયો. શ્રી ડભોઈનગરે શ્રીમાન્ લોઢણ પાર્શ્વનાથજીના પ્રસાદથી શ્રીમાન્ મહાવીર મહારાજાના ૨૪૬૫ તમે વર્ષે કાર્તક માસે જ્ઞાન પાંચમને દિવસે શુક્રવારે આ ગ્રંથ વાંચક વર્ગના કલ્યાણને કરનારો થાઓ.

